**અને જે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)**
**તમને આપે, તેને લઈ લો !**
**અને જેનાથી તમને રોકે, તેનાથી અટકી જાવ !**
*(અલ્ કુર્આન)*

# મઆરિફુલ્ હદીષ

## નબવી હદીષોનું એક નવીન, સર્વગ્રાહી અને સુંદર સંકલન

**(ગુજરાતી તરજુમા તથા વિવરણ સહિત)**

## (ભાગ-૧)

# કિતાબુલ્ ઈમાન


: સંપાદન :

**હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા.**
**(રહ્મતુલ્લાહિ અલયહ)**

: ભાવાનુવાદ :

**(મવ.) યાકૂબ ઈખરવી (સા.)**



**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ-૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ, (ગુજરાત-ઈન્ડિયા).

કિતાબનું નામ : **મઆરિફુલ્ હદીષ : (ભાગ–૧)**

સંપાદક : **હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ્મતુલ્લાહિ અલયહ)**

અનુવાદક : **(મવ.) યાકૂબ ઈખરવી (સા.)**

આવૃત્તિ : **પહેલી**

પ્રત : **૧૧૦૦**

પ્રકાશન નં. : **૬૦૫**

પ્રકાશન વર્ષ : **૧૪૩૭ / ૨૦૧૬**

મૂલ્ય : **અમલ**

**પ્રકાશક :**

**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ, (ગુજરાત–ઈન્ડિયા).

**PUBLICATION DEPARTMENT**
Darul Uloom Arabiyyah Islamiyyah Bharuch
Mahmood Nagar, At. Po. Kantharia-392 015,
Ta. Dist. Bharuch, (Guj.-India)

# અનુવાદકની કથની

**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**

નાચીઝ ગુનેહગારે આજથી ૧૮–૧૯ વર્ષ પૂર્વે પ્રથમ હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી સાહબ (રહ્મતુલ્લાહિ અલૈહ)ના બયાનાત **''તસ્હીલુલ્ મવાઈઝ'' ભાગ –૧, ૨** ના **૫૨** (બાવન) બયાનાતનો અને ત્યાર પછી **હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સાહબ (રહ્મતુલ્લાહિ અલૈહ)**ની મશહૂર કૃતિ **''મઆરિફુલ્ હદીષ''**ના ભાગ–૧, ૨, ૩ નો સંપૂર્ણ અને ભાગ–૪ નો આંશિક ગુજરાતી ભાવાનુવાદ કર્યો.

આ ખિદમત દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ–ભરૂચ મહમૂદનગર, મુ. પો. કંથારીઆના ''પ્રકાશન વિભાગ'' હેઠળ અંજામ અપાઈ હતી. તદુપરાંત, એથી પણ અગાઉ એક અરબ આલિમની કિતાબનો **''જન્નતી તોહફો''**ના નામથી તથા **''ઇસ્લામી તા'લીમ''** ભાગ–૧ નો ગુજરાતી તરજુમો મજકૂર–ઉપરોક્ત વિભાગ હેઠળ નાચીઝે કર્યો હતો.

એ તક આપવા બદલ સંસ્થા તથા પ્રકાશન વિભાગના ઝિમ્મેદારોનો શુક્રગુઝાર છું. જઝાહુમુલ્લાહુ તઆલા ખય્રલ્ જઝાઅ્.....

મઆરિફુલ્ હદીષ વિશે ખૂદ લેખક સાહેબે જરૂરી હિદાયતો લખી હોવાથી નાચીઝ અનુવાદક પોતે કંઈ લખતો નથી.

હા ! મુસન્નિફ તથા કિતાબ વિશે જાણીતા ઈસ્લામી વિચારક'ને બુઝુર્ગ મવલાના અબુલ્ હસન અલી નદવી (રહ્મતુલ્લાહિ અલૈહ)ના અભિપ્રાય નોંધુ છું.

ફરમાવ્યું : મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની (રહ્મતુલ્લાહિ અલૈહ) તે રબ્બાની આલિમોમાંથી હતા, જેમના પ્રતાપે અલ્લાહ તઆલાએ આ દેશને સ્પેન બનવાથી બચાવી લીધો. *(અલ્ ફુરકાન માસિક, સપ્ટેમ્બર ૨૦૧૫, પેજ–૫૮)*

મવલાના ઈમરાનખાં ભોપાલી (રહ્મતુલ્લાહિ અલૈહ) ૫૨ના ૧૯૬૦ ઈસ્વી સનમાં લખેલ પત્રમાં લખે છે : દારુલ ઉલૂમ (નદ્વા–લખનૌ)ની મહાન ખુશનસીબીને ઈકબાલમંદી છે કે તેણે મવલાના મુહમ્મદ મન્ઝૂર સાહબ જેવા

ખ્યાતનામ આલિમ અને ઠોસ ઈલ્મ ધરાવતા મુતકલ્લીમ (અકાઈદના નિષ્ણાંત) તથા મુહદ્દિષ (હદીષના વિશેષજ્ઞ)ને હદીષના દર્સ–સબક માટે પ્રાપ્ત કરી લીધા. તેમની હાજરી હિન્દ તથા પાકિસ્તાન, (બાંગ્લાદેશ)ની મોટામાં મોટી સંસ્થા અને જામિઅહ (મહા વિદ્યાલય) માટે ગર્વ પ્રતિષ્ઠાનું કારણ હતી. આ હકીકત છે કે હું તેમને દેવબંદની હદીષની મસ્નદ–ગાદી માટે અન્ય દરેક આલિમથી વિશેષ અગત્યના માનુ છું. અલ્લાહ તઆલાએ તેમને એવી ઘણી બધી લાયકાતો અને ખૂબીઓ આપી છે, જેના લઈ સવિશેષ હદીષ પઢાવવા માટે તેમનાથી શ્રેષ્ઠ માણસ મળવા મુશ્કેલ છે.

ફરી તેમનો ઈખ્લાસ–નિખાલસતા, વિચારોની સચોટતા, મુઆમલાતની સૂઝબૂઝ, નિર્ણય શક્તિ, સાથ–સહકારની લાગણી અને વિશાળ માનસ એવી અલ્લાહ તઆલાએ બખ્શેલી સલાહિય્યતો છે કે તેમનું વુજૂદ–અસ્તિત્વ દારુલ ઉલૂમ, નદવાના આ સંકુલમાં પ્રત્યેક રીતે ઉપયોગી અને અત્યંત કિંમતી છે.

*(અલ્ ફુરકાનનો બાની–એ–અલ્ ફુરકાન નંબર, પેજ–૬૫૬)*

કિતાબ વિશે ફરમાવ્યું : જેમણે મવલાનાની કિતાબો પઢી છે સવિશેષ **‘મઆરિફુલ્ હદીષ’**ને જે નદવાની મસ્જિદમાં અસરની નમાઝ પછી સંભળાવવામાં આવે છે તે કમસે કમ ઉર્દૂ લિટરેચર–સાહિત્યમાં બેનઝીર–અજોડ કિતાબ છે. તેમાં જે રીતે હદીષ અને સુન્નત (નબવી કથન અને વર્તન)ને પેશ કરવામાં આવ્યા છે, જે રીતે તેમનાથી બોધ લેવા અને હદીષોનાં વિવિધ પાસાંઓ તથા છૂપા ખુણાઓને પ્રકાશિત કરાયાં છે તે બેમિષાલ–અનુપમ છે. (તેમની કિતાબોને) પોતાનાં ધ્યેય, ઉત્તમ સંકલન, ઉત્તમ વ્યાખ્યા, શ્રેષ્ઠ રજૂઆત, સુંદર સમજૂતી, માનવ સમજોની રિઆયતનાં કારણે અલ્લાહ તઆલાની તૌફિકથી જ તા’બીર કરી શકીએ છીએ.

*(અલ્ ફુરકાનનો બાની–એ–અલ્ ફુરકાન નંબર, પેજ–૯૯)*

*કમતરીન :*

**(મવ.) યાકૂબ ઈખરવી (સા.)** (ગુફિ–ર લહૂ)
આશિયાના નગર, મુ. પો. શેરપુરા.
૨૭, રબીઉલ અવ્વલ, ૧૪૩૭ હિજરી
મુતાબિક ૭, જાન્યુઆરી, ૨૦૧૬ ઈસવી

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**હામિદંવ્ વ મુસલ્લિયા.....**

ઈસ્લામમાં કુર્આને મજીદ પછી જે ચીજને બુનિયાદી અને વિશેષ મહત્ત્વ અને અગત્ય પ્રાપ્ત છે, તે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષ અને સુન્નત છે. ઈસ્લામી શરીઅતનો આ બીજા નંબરનો મુખ્ય સ્રોત છે.

હદીષના વિવિધ સંગ્રહો અત્યાર સુધી પ્રગટ થઈ ચૂક્યા છે, તે પૈકી એક છે : **''મઆરિફુલ્ હદીષ''**.... આ હદીષગ્રંથ પ્રખર આલિમે દીન, મુસ્લિમ સ્કૉલર, લબ્ધપ્રતિષ્ઠ વિવેચનકાર અને ઈસ્લામી સાહિત્ય–જગતના જાણીતા–માનીતા કલમવીર હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ.)ની મશહૂર, મકબૂલ, શાહકાર, શાનદાર, જાનદાર અને શિરમોર કૃતિ છે. મવલાના મર્હૂમનું આ એક એવું મહાન, રશ્કપાત્ર અને કદ્રપાત્ર ઈલ્મી કારનામું છે, જે મુસ્લિમોના સામાજિક, સાંસારિક અને કૌટુંબિક જીવનમાં દિવ્ય અને પાવક પ્રકાશ પાથરતું રહેશે, ઈન્શાઅલ્લાહ. આ એક એવો અનમોલ, અનુપમ, અનન્ય, આધારભૂત અને અભ્યાસપૂર્ણ હદીષસંગ્રહ છે, જેને મુસ્લિમ સમાજના દરેક વર્ગ–અવામ અને ખવાસ–તરફથી ગેર મા'મૂલી લોકપ્રિયતા, સ્વીકૃતિ, આવકાર અને સન્માન પ્રાપ્ત થયાં છે. હળવી શૈલીમાં લખાયેલી આ અમલપ્રેરક, જ્ઞાનવર્ધક અને રૂહપોષક કૃતિએ ઈસ્લામી સાહિત્યમાં એક વિશિષ્ટ, આગવું અને આદરપાત્ર સ્થાન કંડારી લીધું છે. સહીહ અહાદીષથી સુશોભિત અને સુસજ્જ હદીષના આ પુષ્પગુચ્છમાં જીવનનાં વિવિધ વિભાગો અને વિભિન્ન ક્ષેત્રો માટે નબવી ફરમાનો દ્વારા પ્રેરક અને તલસ્પર્શી માર્ગદર્શન પૂરું પાડવામાં આવ્યું છે. આ જ કારણ છે કે આ પ્રેરણાદાયક હદીષ સંપુટ દ્વારા સમાજનો દરેક વર્ગ સમાનપણે લાભ ઉઠાવી શકે છે અને ભરપૂર લાભ ઉઠાવી રહ્યો છે. આ એક એવી જીવનપદ્ધતિ (The system of life) છે, જેના વાંચન અને અધ્યયન દ્વારા માનવી પોતાનાં જીવનને નૈતિક મૂલ્યો,

ધાર્મિક સંસ્કારો અને માનવીય કર્તવ્યોથી સમૃદ્ધ અને ઉજ્જવળ કરી શકે છે. આ એક એવો જીવનદર્પણ છે, જેને નજર સમક્ષ રાખીને પ્રત્યેક મુસ્લિમ પોતાની વિકટ રોજિંદી જીવનસમસ્યાઓનાં ગૂઢ સમાધાનો મેળવી શકે છે અને આખિરતની કામિયાબી અને સરફરાઝીથી હમકિનાર થઈ શકે છે.

કિતાબની આવી અનેક ખૂબીઓ, વિશેષતાઓ, લાક્ષણિકતાઓ, ઉપયોગિતાઓ અને મહત્તાઓને કારણે જ વિવિધ ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં છે અને એની વિવિધભાષી આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે...

પ્રતિષ્ઠિત આલિમે દીન અને બહુશ્રુત લેખક આદરણીય **હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા. (દા.બ.)**ને હાર્દિક મુબારકબાદ અને અભિનંદન આપવાં ઘટે કે આપ માનવંતે પુષ્કળ પરિશ્રમ અને પુરુષાર્થના અંતે ગુર્જર મુસ્લિમ સમાજના કરકમળમાં આવો ઉપયોગી, ઉત્તમ અને ઉત્કૃષ્ટ હદીષસંગ્રહ પેશ ફરમાવ્યો છે. ખરેખર, મવલાનાએ આ ઈન્કિલાબી કૃતિનો ગુજરાતી ભાવાનુવાદ કે છાયાનુવાદ કરી મુસ્લિમ બિરાદરો પર ભારે ઉપકાર કર્યો છે. તદુપરાંત, આવા ઈષ્ટ અને શિષ્ટ સંગ્રહને પ્રકાશિત કરવાની વ્યવસ્થા કરવા બદલ **હઝરત મવલાના સિરાજુદ્દીન ભાદી સા. (મ.ઝિ.)** (મુદર્રિસ દારુલ ઉલૂમ કંથારીઆ), **હઝરત મવલાના મુફ્તી ઇમ્તિયાઝ વલણવી સા., હઝરત મવલાના યાકૂબ આદમ વલણવી સા., હઝરત મવલાના અહમદ મવલાના અબ્દુલ્લાહ સિતપોણી સા.** તેમજ **હઝરત મવલાના અબ્દુલ મજીદ સા. વલણવી**ને પણ મુબારકબાદ આપવા ઘટે. સર્વે મહાનુભાવો સહિત પ્રકાશનનો ખર્ચ વહન અને સહન કરનાર મુસ્લિમ સખી સજ્જનો પણ શુક્રિયહને પાત્ર છે. દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆનો **''પ્રકાશન વિભાગ''** આ તમામ મુહસિનોનો ઋણ–સ્વીકાર કરી આભાર વ્યક્ત કરે છે. જઝાહુમુલ્લાહુ ખય્રા !

અલ્લાહ તઆલા સૌના સહિયારા પ્રયાસોને શર્ફે કબૂલ અતા ફરમાવે, આમીન !

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ,
કંથારીઆ, ભરૂચ

અલ્પજ્ઞ,
**હસન ભડકોદ્રવી**

# અનુક્રમણિકા

**સમાપ્ત**



અને જે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
તમને આપે, તેને લઈ લો !
અને જેનાથી તમને રોકે, તેનાથી અટકી જાવ !

(અલ્ કુર્આન)

# મઆરિફુલ્ હદીષ

## નબવી હદીષોનું એક નવીન, સર્વગ્રાહી અને સુંદર સંકલન

(ગુજરાતી તરજુમા તથા વિવરણ સહિત)

## (ભાગ-૧)

## કિતાબુલ્ ઈમાન

: સંપાદન :

હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા.
(રહ્મતુલ્લાહિ અલયહ)

: ભાવાનુવાદ :

(મવ.) યાકૂબ ઈખરવી (સા.)

*'નુક્તા સંજારાં સલાએ આમ દેહ,*
*અઝ નબિય્યે ઉમ્મિયે પયગામ દેહ !'*

# પેશકશ=અર્પણ

તે સૌ દીની ભાઈઓની સેવામાં, —જેઓ નબીએ ઉમ્મી સય્યિદુના હઝરત મુહમ્મદે અરબી (ફિદાહૂ ઉમ્મી વ અબી વ રૂહી વ કલ્બી) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન ધરાવે છે —અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માર્ગદર્શન તથા આદર્શ નમૂનાની પેરવીમાં જ પોતાની અને સઘળી માનવજાતની નજાત—મુક્તિનો વિશ્વાસ કે યકીન રાખે છે—અને તેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ અને જીવન પદ્ધતિની જાણકારી પ્રાપ્ત કરવા ચાહે છે. આવો ! ઈલ્મ અને કલ્પનાની પાંખોથી જ ઉડ્ડયન કરીને નબવી દરબારમાં હાજરી આપી, આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નૂરાની ઈર્શાદાત—અમૃત વચનો સાંભળીએ અને એ પ્રકાશ પૂંજથી પોતાનાં હૃદયોનો અંધકાર ઉલેચીએ !

*આજિઝ અને ગુનેહગાર*
**(હઝ. મવ.) મુહમ્મદ મન્ઝૂર નો'માની (સા.)**
(અફલ્લાહુ અન્હૂ)

* * *

નોંધ : ગુજરાતી ભાવાનુવાદમાં લફ્ઝી—શાબ્દિકને બદલે મુહાવરી—લોકભોગ્ય ભાષાનો પ્રબંધ રાખવામાં આવ્યો છે.

અલ્લાહ રબ્બુલ આલમીન એને કબૂલ ફરમાવી લોકપ્રિય અને લાભદાયી બનાવે, આમીન બિ—જાહિન્નબિય્યિલ્ અમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

**—કમતરીન (મવ.) યાકૂબ ઈખરવી (સા.)**
(ગુફિ—ર લહૂ)

તા. ૨૪, સફર, ૧૪૨૧ હિજરી મુતાબિક ૨૯ મે, ૨૦૦૦ ઈસવી

# પ્રસ્તાવના

**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ વ સલામુન્ અલા ઈબાદિહીલ્લઝીનસ્તફા.**

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પર જે અપાર ઈહસાનો–ઉપકારો ફરમાવ્યા છે, તેમાં સૌથી મોટું ઈહસાન એ છે કે તેમની દુરુસ્તી અને કામિયાબી અર્થે નુબુવ્વત અને રિસાલતનો પવિત્ર અને બરકતવંત સિલસિલો જારી ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવોને આકાશી માર્ગદર્શનની જરૂરત પડી, તો તેમનામાંથી જ કોઈ બંદાને પોતાનો નબી અને માર્ગદર્શક બનાવીને પોતાની હિદાયત આપીને મોકલી આપ્યા.

નબીઓ અને રસૂલોના આગમનનો એ સિલસિલો હજારો વર્ષ સુધી ચાલતો રહ્યો; ત્યાં સુધી કે ખાતમુન્નબિય્યીન સય્યિદુના હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર એ સિલસિલો ખત્મ ફરમાવી દેવામાં આવ્યો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મારફત તે અંતિમ અને સંપૂર્ણ તાલીમ અને હિદાયત કે માર્ગદર્શન મોકલી દેવામાં આવ્યાં જે હંમેશાં હંમેશના માટે કાફી થઈ જનાર છે.

ખુદાઈ તાલીમ અને માર્ગદર્શનની જે પૂંજી હઝરત ખાતમુન્નબિય્યીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મારફત દુનિયાને મળી તેના બે ભાગ છે; એક અલ્લાહ પાકની કિતાબ કુરઆને મજીદ, જે શબ્દ તથા અર્થ બન્નેય દૃષ્ટિએ અલ્લાહનું કલામ–વાણી છે.

બીજો ભાગ કે અંશ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે ઈર્શાદાત–બોધદાયક વાતો અને વચન તથા કથનની હિદાયતો અને તાલીમાત જે અલ્લાહ પાકના રસૂલ–પ્રતિનિધિ અને કુરઆનના શિક્ષક તથા વિવરણકર્તા તરીકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને આપી; જેમને સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)એ સાચવી,

સંગ્રહીને પાછલા લોકોને પહોંચાડી અને પછીના લોકોએ તેને પૂરા રિવાયત–નકલના સિલસિલા સાથે કિતાબોમાં સુરક્ષિત કરી દીધી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમાત અને હિદાયાતના એ ભાગનું શીર્ષક હદીષ અને સુન્નત છે.

હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો પોતાની ફિતરી–પ્રાકૃતિક ઉમ્ર ગુઝારીને અલ્લાહ તઆલાના ફૈંસલા મુજબ આ જગતથી વિદાય પામ્યા, પરંતુ માનવજગતના કાયમી માર્ગદર્શનના માટે પોતાની લાવેલી તાલીમ અને હિદાયતના એ બન્નેય અંશો અર્થાત્ કુરઆન અને સુન્નત પોતાની પાછળ મૂકી ગયા. અલ્લાહ તઆલાએ એ બન્નેયને (પોતપોતાના દરજ્જા અનુસાર) પ્રત્યેક કાળમાં સુરક્ષિત અને પ્રકાશિત રહે તે માટે એવી બાહ્ય અને આંતરિક વ્યવસ્થા ફરમાવી કે, મનન કરનારાઓ, સમજદારોના માટે તે અલ્લાહ તઆલાની એક મહાન નિશાની અને ખાતમુલ અમ્બિયા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એક જીવંત મોઅ્જિઝો છે.

તે ખુદાઈ વ્યવસ્થાઓમાંથી એક આ પણ છે કે જે સમયે કિતાબ અને સુન્નત (કુરઆન, હદીષ)ની જે પ્રકારની ખિદમતની આવશ્યકતા હોય છે, અલ્લાહ તઆલા પોતાના થોડાક બંદાઓનાં દિલોમાં તેનો તકાઝો પેદા કરીને તેમને તેની તરફ મુતવજ્જેહ–ધ્યાનસ્થ કરી દે છે. અલ્લાહ તઆલાએ આપણા આજના સમય અને આપણા જ દેશમાં પોતાના કેટલાક બંદાઓથી ઉર્દૂ ભાષામાં કુરઆને મજીદની એવી ખિદમતો લીધી, જેની આ યુગમાં વિશેષ આવશ્યકતા હતી. અલ્હમ્દુ લિલ્લાહ, તેમની મહેનતોથી હાલની જરૂરત (કુરઆન શરીફ વિશેની) પૂરી થઈ ગઈ. એ જ રીતે આ આજિઝ બંદાના દિલમાં (૧૩૬૧ હિજરીમાં) આ વિચાર આવ્યો કે, આજના ખાસ સંજોગો અને જરૂરતોને અનુલક્ષીને ઉર્દૂમાં હદીષે નબવીની પણ એક ખિદમત કરવામાં આવે. તેના માટે એ ઠીક લાગ્યું કે નબવી હદીષોના એક મધ્યમ કક્ષાના નવીન સંગ્રહનું સંપાદન કરવામાં આવે, જેમાં આજના શિક્ષિત મુસલમાનોની દીની, ઈલ્મી અને દિમાગી અને વૈચારિક હાલત તથા વર્તમાન સમયના ખાસ ઈલ્મી તકાઝાઓને સામે રાખીને સામાન્યજન સમજી શકે

એવી ભાષામાં હદીષોનું વિવરણ (શર્હ) કરવામાં આવે.

એ સિલસિલા (મઆરિફુલ્ હદીષ)નો આ પ્રથમ ભાગ 'કિતાબુલ્ ઈમાન' છે. તેમાં તે હદીષો છે, જેનો સંબંધ ઈમાન સાથે છે. ઉપરાંત કિયામત, આખિરત, જન્નત, દોઝખના સિલસિલાની હદીષોને હદીષની કિતાબોમાં સામાન્યતઃ 'કિતાબુલ્ ઈમાન'થી અલગ લખવામાં આવે છે, પરંતુ આ આજિઝે તેમને એમાં જ લખવું મુનાસિબ માન્યું છે. એમાં અડધી હદીષો મર્યા પછીના જીવન વિશેની એટલે કે બરઝખ અને કબ્ર અને કિયામત તથા આખિરતમાં સામે આવનારા બનાવો હિસાબ–કિતાબ અને જન્નત–દોઝખ વગેરેથી સંબંધ રાખે છે. જાણે આ હદીષો 'ઈમાન બિલ્ યવ્મિલ્ આખિર'–આખિરતના દિવસ પરના ઈમાનની વિગત અને વિવરણ લાગશે.

વાચકોની આસાની માટે હદીષોને શીર્ષકો હેઠળ વહેંચી દીધી છે. મનન કરવાથી જણાશે કે તેમાંથી બહુધા શીર્ષક હદીષોનો મતલબ અને હેતુ સમજવામાં પણ વાચકોની ઘણી બધી સહાય કરનારા છે. એ જ રીતે તરતીબ–ગોઠવણીમાં પણ એનો ખ્યાલ કર્યો છે કે તે હદીષોના ઉદ્દેશ્ય અને માંગોને સમજવામાં સહાયક નીવડે; નહિતર પ્રત્યેક હદીષ પોતે એક સ્વતંત્ર ઈફાદો–ફાયદો અને એકમ છે અને શક્ય છે કે એક જ ઉન્વાન કે શીર્ષક હેઠળ પાસે પાસે લખાયેલી બે હદીષોમાંથી એક બિલકુલ શરૂ રિસાલતકાળની અને બીજી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અંતિમ જીવનકાળની હોય.

એ જ રીતે હદીષના અભ્યાસીઓએ એનો પણ ખ્યાલ રાખવો જોઈએ કે બહુધા હદીષોની પોઝીશન એ છે કે, તે હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મજલિસી ઈર્શાદો છે અથવા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પુછાયેલા પ્રશ્નોના જવાબો છે અથવા કોઈક હંગામી સમસ્યા વિશે માર્ગદર્શન અને ચેતવણીઓ છે. તેથી તે સંજોગ, માહોલ અને સામેવાળાઓના હાલાત અને વિશેષતાઓને નજર સામે રાખીને તેમને

સમજવાની કોશિશ કરવી જોઈએ. જો અહાદીષની આ પોઝીશન સામે ન રખાય અને લેખકો દ્વારા લખાયેલી કિતાબોની જેમ તેમના ઉપર પણ મનન થાય, તો અનેક પ્રકારની મૂંઝવણો અને શંકાઓ જન્મી શકે છે. જો આ મુદ્દાને ધ્યાનમાં રખાશે, તો અલ્લાહ તઆલા ચાહે તો, કોઈ સમસ્યા અને વસવસો પેદા ન થશે.

જે હદીષો વિશે કોઈ વર્ગમાં કંઈક ગેરસમજો છે અથવા કેટલાક ગુમરાહ લોકો તેમના માધ્યમથી મુસલમાનોમાં કંઈક ગેરસમજો પેદા કરે છે તેમના વિવરણમાં તેમને દૂર કરવાની વિશેષ કોશિશ કરવામાં આવી છે. ઉદાહરણરૂપે અમુક હદીષોમાં ફક્ત ' લા ઈલા–હ ઈલ્લલ્લાહ' કહેવા પર જન્નતની ખુશખબરી અપાઈ છે અથવા હરેક કલિમા પઢનાર પર દોઝખની આગ હરામ હોવાની બશારત સંભળાવાઈ છે. એ જ રીતે કેટલીક હદીષોમાં પ્રત્યેક તે માણસને કાફિર બતાવવાની મનાઈ ફરમાવાઈ છે, જે મુસ્લિમોનું ઝબહ કરેલું ખાતો હોય અને તેમના કિબ્લાને પોતાનો કિબ્લો માનતો હોય અને એથી ઊલટું કેટલીક હદીષોમાં અમુક ગુનાહોના વિશે ફરમાવવામાં આવ્યું છે કે તેમનો કરનાર મુસ્લિમ જ નથી. ઈમાનમાં તેનો કોઈ હિસ્સો જ નથી.

સારાંશ કે આ પ્રકારની જટિલ અને વિવરણપાત્ર હદીષોનું સ્પષ્ટીકરણ અલ્લાહ તઆલાની તૌફીક અને તેની ખાસ સહાયથી એવું થઈ ગયું છે કે, ઈન્શા અલ્લાહુ તઆલા તેના અભ્યાસથી કોઈ ધોકો ખાવાની ગુંજાઈશ ન રહેશે, સિવાય તેના કે કોઈના માટે અલ્લાહ તઆલાના તરફથી હિદાયત નિર્માયેલી જ ન હોય અને ગુમરાહીનો જ ફેંસલો થઈ ગયો હોય.

તે ઉપરાંત બરઝખ, કિયામત, પુલસિરાત, મીઝાન (ત્રાજવું અથવા તોલ), હૌઝે કવ્ષર, શફાઅત, જન્નત, દોઝખ, દીદારે ઈલાહી (ખુદાઈ દર્શન) વિશે જે વિગતવાર પ્રાસંગિક નોંધો, એ ગૈબી હકીકતોની હદીષો લખવા પહેલાં આપી છે; ઉમ્મીદ છે કે દર્શકો–વાંચકો માટે ઈન્શા અલ્લાહુ તઆલા તે અતિશય સંતોષ અને ઈમાનની બરતરીનો સબબ બનશે.

# પોતાના તૌફીકવાન પઢનારાઓને અંતિમ ગુઝારિશ અથવા વસિય્યત

નબવી હદીષોનો અભ્યાસ ફક્ત માહિતીના વધારા માટે તથા જ્ઞાનની સહેલ–સપાટી રૂપે કદાપિ ન કરવામાં આવે, બલકે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે પોતાનો ઈમાની સંબંધ તાઝો કરવા, રુશ્દો–હિદાયત મેળવવા તથા અમલ–આચરણની નિય્યતથી કરવામાં આવે ! સાથે અભ્યાસ વેળા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મહાનતા તથા મુહબ્બતને દિલમાં જગાડવામાં આવે અને એવા અદબ તથા ધ્યાનથી (હદીષોને) પઢવા કે સાંભળવામાં આવે કે જાણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બરકતવંત મજલિસમાં આપણે હાજર છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે અને આપણે સાંભળી રહ્યા છીએ ! જો તેમ કરવામાં આવ્યું તો હૃદય–આત્માને તે અન્વાર, બરકાત તથા તે ઈમાની કૈફિયતોનો કંઈ ને કંઈ ભાગ ઈન્શા અલ્લાહુ તઆલા અવશ્ય નસીબ થશે, જે નબવી યુગનાં તે ભાગ્યશાળીઓને પ્રાપ્ત થયો હતો, જેમને અલ્લાહ તઆલાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ડાયરેક્ટ રૂહાની–ઈમાની લાભ ઉઠાવવાની દૌલતથી નવાઝ્યા હતા.

આખિરી વાત અલ્લાહની હમ્દ–વખાણ છે અને આ ખિદમતની પૂર્ણતા માટે તેનાથી નેક તૌફીકની અરજ તથા ક્ષતિઓ–ભૂલો અને ગુનાહોની માફીની યાચના !

આપ સૌની દુઆઓનો મોહતાજ અને યાચક

*આજિઝ અને ગુનેહગાર બંદો,*

**(હઝ. મવ.) મુહમ્મદ મન્ઝૂર નો'માની (સા.)** (અફલ્લાહુ અન્હૂ)

૨૨, જુમાદલ ઉખ્રા, ૧૩૭૩ હિજરી

મુતાબિક ૨૫, ફેબ્રુ., ૧૯૫૪ ઈસવી

*(સંક્ષિપ્તમાં) અનુવાદક,*

**કમતરીન (મવ.) યાકૂબ ઈખરવી (સા.)** (ગુફિ–ર લહૂ)

૨૭, સફર, ૧૪૨૧ હિજરી

મુતાબિક ૧, જૂન, ૨૦૦૦ ઈસવી

# મઆરિફુલ્ હદીષ : ભાગ-૧
# કિતાબુલ્ ઈમાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ وَنُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّئَاتِ اَعْمَالِنَا مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَاهَادِیَ لَهٗ وَنَشْهَدُ اَنْ لَّااِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَنَشْهَدُاَنَّ سَيِّدَنَاوَمَوْلَانَامُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ بَعَثَهُ اللّٰهُ تَعَالٰى بَشِيْرًا وَّنَذِيْرًا بَيْنَ يَدَیِ السَّاعَةِ، مَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْرَشَدَوَاهْتَدٰى وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاِنَّهٗ لَايَضُرُّ اِلَّا نَفْسَهٗ وَسَيَجْزِی اللّٰهُ الشّٰكِرِيْنَ ○

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى سَيِّدِنَا اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ سَيِّدِنَا اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ નહ્મદુહૂ વ નસ્તઈનુહૂ વ નસ્તગ્ફિરુહૂ વ નુઅ્મિનુ બિહી વ ન–તવક્કલુ અલય્હિ વ નઊઝુ બિલ્લાહિ મિન્ શુરૂરિ અન્ફુસિના વ મિન્ સય્યિઆતિ અઅ્માલિના મંય્યહ્દિહિલ્લાહુ ફલા મુદિલ્લ લહૂ વ મંય્યુદ્લિલ્હૂ ફલા હાદિ–ય લહૂ વ નશ્હદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી–ક લહૂ વ નશ્હદુ અન્ન સય્યિદના વ મવ્લાના મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ, બઅષહુલ્લાહુ**

**તઆલા બશીરંવ્ વ નઝીરમ્ બય્ન યદયિસ્સાઅતિ મંય્યુતિઈલ્લા–હ વ રસૂલ–હૂ ફકદ્ રશ–દ વહ્તદા વ મંય્યઅ્સિલ્લા–હ વ રસૂલહૂ ફઈન્નહૂ લા યદુર્રુ ઈલ્લા નફ્સહૂ વ–સયજ્ઝિલ્લાહુશ્શાકિરીન.**

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ્ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા સય્યિદિના ઈબ્રાહી–મ વ અલા આલિ સય્યિદિના ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ બારિક્ અલા સય્યિદિના મુહમ્મદિંવ્ વ અલા આલિ સય્યિદિના મુહમ્મદિન્ કમા બારક્ત અલા સય્યિદિના ઈબ્રાહી–મ વ અલા આલિ સય્યિદિના ઈબ્રાહી–મ ઈન્ન–ક હમીદુમ્ મજીદ.**

## ફકત તે જ અમલ સ્વીકારપાત્ર છે, જે અલ્લાહ તઆલાના માટે હોય :

(١) عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ رَضِیَ اللهُ عَنْهُ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّی اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ وَاِنَّمَا لِاِمْرِءٍ مَا نَوٰی فَمَنْ كَانَتْ هِجْرَتُهٗ اِلَى اللهِ وَرَسُوْلِهٖ فَهِجْرَتُهٗ اِلَى اللهِ وَرَسُوْلِهٖ وَمَنْ كَانَتْ هِجْرَتُهٗ اِلٰی دُنْيَا يُصِيْبُهَا اَوْ اِمْرَءَةٍ يَّتَزَوَّجُهَا فَهِجْرَتُهٗ اِلٰی مَا هَاجَرَ اِلَيْهِ. (رواه البخاري ومسلم)

**હદીષ નં. (૧) :** ‘હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, ફરમાવતા હતા : સઘળા ઈન્સાની આ’માલનો આધાર ફક્ત નિય્યતો પર છે અને આદમીને તેની નિય્યત પ્રમાણે જ ફળ મળે છે, તો જે માનવીએ અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પ્રતિ હિજરત કરી (અને ખુદા–રસૂલની ખુશ્નૂદી અને તાબેદારીના સિવાય તેની હિજરતનું અન્ય કોઈ કારણ ન હતું) તો તેની હિજરત હકીકતમાં અલ્લાહ પાક અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જ તરફ થઈ, (તે અલ્લાહ–રસૂલનો નિ:શંક સાચો મુહાજિર છે અને તેને હિજરતનો નિયત

સવાબ મળશે) અને જે કોઈ દુનિયાની ગરજથી અથવા કોઈ ઓરતથી શાદીના માટે 'મુહાજિર' બન્યો તો, (તેની હિજરત અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે ન હશે, બલકે) હકીકતમાં જે અન્ય ગરજ અને નિય્યતથી તેણે હિજરત કરી છે; અલ્લાહ તઆલાના નજીક બસ તેના જ પ્રતિ તેની હિજરત માનવામાં આવશે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : હદીષનો મૂળ આશય ઉમ્મત પર આ હકીકત સ્પષ્ટ કરવાનો છે કે સઘળા આ'માલનો સુધાર અને બગાડ તથા સ્વીકાર અને અસ્વીકારનો આધાર નિય્યત પર છે અર્થાત્ નેક અમલ તે જ હશે, જે સારી નિય્યતથી કરવામાં આવ્યો હોય અને તેની જ અલ્લાહ તઆલાને ત્યાં કદ્ર–કિંમત થશે. જ્યારે જે 'નેક અમલ' કશી ખરાબ ગરજ અને બુરી નિય્યતથી કરવામાં આવશે, તો તે નેક ન બનશે અને ન સ્વીકારાશે; ભલે જાહેરમાં નેક જ દેખાય.

સારાંશ કે અલ્લાહ તઆલા અમલની સાથે અમલ પાછળના આશયને અને જાહેરની સાથે બાતિનને કે બાહ્યની સાથે આંતરને પણ જોવાવાળા છે. તેમને ત્યાં પ્રત્યેક અમલની કદર–કિંમત અમલ કરનારની નિય્યતના હિસાબે જ મૂકવામાં આવશે.

**એક ગેરસમજ (અને તેનું નિવારણ)** : અત્રે જો કોઈને ગેરસમજ થાય કે જ્યારે દારોમદાર નિય્યત પર જ છે, તો જો બુરાં કામો પણ કોઈ સારી નિય્યતથી કરવામાં આવે, તો તે સારાં કાર્યો (આ'માલે સાલિહા) બની જશે અને સવાબ પણ મળશે. ઉદાહરણરૂપે જો કોઈ માણસ એ નિય્યતથી ચોરી–ડકેટી કરે કે જે માલ તેનાથી મળશે, તેનાથી તે ગરીબો–મિસ્કીનોની સહાય કરશે અને તે પણ સવાબનો હકદાર બનશે.

તો મૂળ વાત આ છે કે જે કામ પોતાની ઝાતથી જ ખરાબ છે અને જેમનાથી અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મનાઈ ફરમાવી છે, તેમાં સારી નિય્યતનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો. તે તો પ્રત્યેક રીતે ખરાબ અને ગઝબે ઈલાહીના કારણરૂપ છે. તેમના પર સારી નિય્યત કરવી અને સવાબની આશા રાખવી, કદાચ વધારે ભૂંડી અને

સજામાં વધારો કરનારી બને, કારણ કે એ અલ્લાહ તઆલાના દીનની સાથે એક પ્રકારની રમત થશે.

હદીષનો મૂળ હેતુ એ બતાવવાનો છે કે નેક કામો પણ જો બુરી નિય્યતથી કરવામાં આવે, તો તે નેક કામ ન રહેશે, બલકે બુરી નિય્યતના લઈને તેમનો અંજામ બુરો જ આવશે. ઉદાહરણરૂપે જો કોઈ માણસ ખુશૂઅ્–ખુઝૂઅ્ (આજિઝી અને સુકૂન)ની સાથે નમાઝ પઢતો હોય જે ઉચ્ચ દરજ્જાનો નેક અમલ છે, પરંતુ તે એટલા માટે કરે કે, લોકો તેની દીનદારી જુએ અને તેની પ્રતિષ્ઠા વધે, ઈકરામ થાય, તો આ હદીષની રૂએ તેની એ નમાઝ અલ્લાહ તઆલાને ત્યાં કશી જ કિંમત ધરાવતી નથી.

અથવા એક માણસ કુફ્રસ્તાનથી ઈસ્લામી દેશમાં હિજરત કરે છે અને તેના માટે સઘળી તકલીફો અને મુસીબતો વેઠે છે, પરંતુ તેની ગરજ એ હિજરતથી અલ્લાહ તઆલાની રઝામંદી નથી; બલકે તેની ગરજ છૂપી રીતે દુનિયાની છે, ઉદાહરણરૂપે કોઈ ઓરતથી શાદીની નિય્યતે હિજરત કરી છે. તો એ ઈસ્લામી હિજરત ન થશે અને તેના પર અલ્લાહ તઆલાને ત્યાં કંઈ અજ્ર ન મળશે; બલકે ઉપરથી ગુનાહ થશે; ત્યાં સુધી કે મોટામાં મોટો અમલ પણ જો ઈખ્લાસથી કોરો હશે, તો તે જહન્નમમાં જ લઈ જશે.

## ઉચ્ચથી ઉચ્ચ અમલ પણ જો અલ્લાહ તઆલાના બદલે... :

એક હદીસ વર્ણન કરવામાં આવી છે કે કયામતના દિવસે સૌપ્રથમ ત્રણ માણસો વિશે અલ્લાહ તઆલાની અદાલત (કચેરી)માંથી જહન્નમનો ફેંસલો સંભળાવવામાં આવશે. પહેલો તે માણસ હશે જે જિહાદમાં શહીદ થયો હશે. તે માણસ જ્યારે કચેરીમાં હાજર થશે તો અલ્લાહ તઆલા પહેલા તેને પોતાની નેઅમતો યાદ અપાવશે. તે નેઅમતો માણસને યાદ આવી જશે. પછી તેને પૂછવામાં આવશે કે બતાવ ! તેં આ નેઅમતોનો શું હક અદા કર્યો અને કયા અમલ કર્યા ? તે કહેશે : અલ્લાહ તઆલા ! મેં તારા રસ્તામાં જિહાદ કર્યો અને તને ખુશ કરવા માટે મેં મારા વ્હાલા પ્રાણનું બલિદાન આપ્યું. હક તઆલા શાનુહૂ ફરમાવશે : તુ જૂઠું બોલે છે, તેં ફકત એટલા માટે જિહાદ કર્યો હતો કે તું બહાદુરથી પ્રખ્યાત થાય અને દુનિયામાં તારી બહાદુરીનો પ્રચાર થઈ ગયો. પછી અલ્લાહ તઆલાના આદેશથી તેને ઊંચા મોઢે જહન્નમમાં નાખી દેવામાં આવશે. એ જ પ્રમાણે એક દીન અને કુર્આન

શરીફના જાણકાર (આલિમ)ને અલ્લાહ તઆલાની કચેરીમાં હાજર કરવામાં આવશે અને તેનાથી પણ અલ્લાહ તઆલા પૂછશે કે તેં શું અમલ કર્યા ? તે કહેશે : મેં તારા દીન અને તારી કિતાબના જ્ઞાનને પઢયો અને પઢાવ્યો અને આ બધુ તને ખુશ કરવા માટે કર્યું. હક તઆલા શાનુહૂ ફરમાવશે કે તું જૂઠો છે, તેં તો આલિમ, કારી અને મવલાના કહેવડાવવા માટે આ બધુ કર્યું હતું. પછી અલ્લાહ તઆલાના આદેશથી તેને પણ જહન્નમમાં નાખી દેવામાં આવશે. ત્યાર પછી એક માણસ હાજર થશે જેને અલ્લાહ તઆલાએ ઘણી જ ધન–દૌલત અર્પણ કરી હશે, તેનાથી પણ સવાલ કરવામાં આવશે કે તેં શું કર્યું ? તે કહેશે કે અલ્લાહ તઆલા ! મેં ભલાઈનું કોઈ કાર્ય એવું છોડયું નથી જેમાં તને ખુશ કરવા માટે પોતાનો માલ ખર્ચ ન કર્યો હોય. અલ્લાહ તઆલા ફરમાવશે કે તું જૂઠો છે. તેં તો ફકત એટલા માટે માલ ખર્ચ કર્યો હતો કે દુનિયાવાળાઓ તને સખી–દાનવીર કહે અને દુનિયામાં તારી સખાવત–દાનનો ખૂબ પ્રચાર થઈ ગયો. પછી તેને પણ ઊંધા મોઢે જહન્નમમાં નાખી દેવામાં આવશે. (મુસ્લિમ) અલ્લાહ તઆલા નિય્યતોના બગાડથી બચાવે. ખાસ કરીને રિયા–ડોળ–દંભથી. (આમીન)

તાત્પર્ય એ છે કે અલ્લાહ તઆલાને ત્યાં તે જ અમલ કામ આવશે જે સહીહ નિય્યતથી એટલે કે ફકત અલ્લાહ તઆલાની ખુશીના માટે કરવામાં આવ્યો હોય. દીનની પરિભાષામાં તેનું નામ જ ઈખ્લાસ છે.

## કુરઆને મજીદમાં મુખ્લિસો અને ગેર મુખ્લિસોની એક મિષાલ :

કુરઆને મજીદની નીચેની બે આયતોમાં સદકા–ખૈરાત કરનારાઓના બે પ્રકારનો ઉલ્લેખ છે. એક, તેઓ જે ઉદાહરણરૂપે દુનિયાને દેખાડવા માટે પોતાનો માલ નેકીનાં કામોમાં ખર્ચ કરે છે અને બીજા તેઓ જેઓ ફક્ત અલ્લાહ તઆલાની ખુશનૂદી માટે જ ગરીબો, મિસ્કીનો, મોહતાજોની મદદ કરે છે. આ બન્નેય વર્ગોનો જાહેરી અમલ સંપૂર્ણ રીતે એકરૂપ છે અને આંખ તેમાં કશો જ ભેદ તારવી નથી શકતી, પરંતુ કુરઆને પાક બતાવે છે કે, કેમ કે તેમની નિય્યતોમાં ફેર છે; તેથી તેમના અમલના પરિણામ પણ વિવિધ છે : એકનો અમલ સાંગોપાંગ બરકત છે અને બીજાનો સંપૂર્ણ અકારત કે નકામો.

'તે માણસની જેમ જે પોતાનો માલ લોકોને દેખાડવા માટે ખર્ચ કરે છે

અને અલ્લાહ તઆલા તથા આખિરતના દિવસ પર ઈમાન–શ્રદ્ધા નથી રાખતો. તો તેની મિષાલ સંપૂર્ણ એવી છે જેમ કે પથ્થરની એક ચટાન હોય જેના પર કંઈક માટી આવી ચડી હોય, (અને તેના પર કંઈક હરીયાળી ઉગી જાય.) ફરી તેના પર મુશળધાર વર્ષા પડે જે તેને સંપૂર્ણ ચોક્ખી કરી દે. તો એવા દંભી લોકો પોતાની કરણીનું કંઈ પણ ફળ ન મેળવી શકશે અને એ (આખિરતના) ઈન્કારીઓને અલ્લાહ તઆલા પોતાની હિદાયત અને તેના મીઠા ફળથી વંચિત જ રાખશે.' *(કુર્આન શરીફ)*

'અને તે લોકોની મિષાલ જે ફક્ત અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના માટે અને પોતાની જાનોને ત્યાગ અને ખર્ચ અને રાહે ખુદામાં કુરબાનીની ટેવ પાડવા માટે પોતાના માલ અલ્લાહ પાકના રસ્તામાં ખર્ચ કરે છે; તે ફૂલવા– ફળવાવાળા બાગના જેવી છે, જે ટેકરી પર હોય. તેના પર જ્યારે ઝોરથી વર્ષા થાય; તો ડબલ–ચાર ગણું ફળ આપે.' *(કુર્આન શરીફ)*

બસ, આ જ તે અલ્લાહ તઆલાની સુન્નત અને કાનૂન છે, જેની જાહેરાત હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં ફરમાવી છે :

## આ દુનિયામાં ફક્ત જાહેર પર સઘળા ફૈંસલા થાય છે, જ્યારે આખિરતમાં નિય્યતો પર કરવામાં આવશે :

આ દુનિયા જેમાં આપણને અમલનો મોકો મળ્યો છે, 'આલમે ઝાહિર' અને 'આલમે શહાદત' છે. આપણી ઈન્દ્રિયો અને જાણકારીનું વર્તૂળ પણ તેના સુધી જ સીમિત છે, અર્થાત્ અત્રે પ્રત્યેક માનવીનું ફક્ત બાહ્ય હલન ચલન જોઈને જ આપણે તેના માટે સારો કે ખરાબ અભિપ્રાય બાંધી શકીએ છીએ અને તેની બુનિયાદ પર જ તેની સાથે મામલો કરી શકીએ છીએ. જાહેરી અમલોથી આગળ તેમની નિય્યતો, દિલના ભેદો જાણવાથી આપણે અસમર્થ છીએ.

તેથી જ હઝરત ફારૂકે આ'ઝમ (રદિયલ્લાહુ અન્હૂ)એ ફરમાવ્યું : 'અમારું કામ જાહેર પર હુકમ કરવાનું છે અને છૂપા રાઝ અલ્લાહ તઆલાના હવાલે છે.' પરંતુ આખિરતની દુનિયામાં ફૈંસલો કરનાર અલ્લાહ તઆલા

ગૈબી હકીકતોને જાણનાર છે અને ત્યાં તેનો ફેંસલો નિય્યતો અને દિલી ઈરાદાઓ અનુસાર હશે. જાણે અહકામની બાબતે જેમ અત્રે જાહેરી આ'માલ અસલ છે અને કોઈની નિય્યત પર અત્રે કોઈ નિર્ણય નથી લેવાતો, એ જ રીતે ત્યાં મામલો ઊલટો હશે. હક તઆલાનો ફેંસલો નિય્યતો મુજબ હશે અને જાહેરી આ'માલને તેમના હેઠળ (તાબે) રાખવામાં આવશે.

## હદીષની વિશેષ અગત્યતા :

આ હદીષ 'જવામિઉલ્ કલિમ'માંથી છે એટલે હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે સંક્ષિપ્ત પરંતુ સર્વગ્રાહી (મુખ્તસર છતાં જામિઅ્) અને અર્થસભર ઈર્શાદોમાંથી છે, જે ટૂંકા હોવા છતાં દીનના કોઈ મોટા અગત્યના ભાગને પોતાનામાં સમાવી લે છે અને 'ગાગરમાં સાગર'ની ઉક્તિને સાર્થક કરે છે. ત્યાં સુધી કે કેટલાક ઈમામોએ કહ્યું છે કે, 'ઈસ્લામનો ૧/૩ ભાગ આ હદીષમાં આવી ગયો છે.' અને એમાં અતિશયોક્તિ પણ નથી. બુનિયાદી (ઉસૂલી) રીતે ઈસ્લામના ત્રણ જ વિભાગ છે : (૧) ઈમાન (અકાઈદ–માન્યતાઓ), (૨) આ'માલ (કર્તવ્યો), (૩) ઈખ્લાસ (નિર્ભેળતા–નિઃસ્વાર્થ), તો આ હદીષ ઈખ્લાસના પૂરા વિભાગ પર હાવી (છવાયેલી) હોવાથી કહેવાયું કે, 'તેમાં ઈસ્લામનો ત્રીજો અંશ આવી ગયો છે.'

તેથી જ ઈમામ બુખારી (રહ્‌મતુલ્લાહિ અલૈહ)એ પોતાની 'જામિએ સહીહ' (ઉર્ફે બુખારી શરીફ)ને અને પછી ઈમામ બગવી (રહ્‌મતુલ્લાહિ અલૈહ)એ પોતાની 'મસાબીહ'ને આ જ હદીષથી શરૂ કરીને, તેને 'ફાતિહતુલ્ કિતાબ' ('ઊઘડતે પાને')નું સ્થાન આપ્યું છે. આ નાચીઝે (હઝરત મવલાના નો'માની રહ્‌મતુલ્લાહિ અલૈહ) પણ આ હદીષે પાકથી પોતાની આ કિતાબ (મઆરિફુલ્ હદીષ, ભાગ ૧ થી ૮)ની શરૂઆત કરી છે. અલ્લાહ તઆલા આફિયતની સાથે પરિપૂર્ણ કરવાની તૌફીક અર્પે અને કબૂલ ફરમાવે અને મને (અનુવાદકને પણ) અને કિતાબ પઢનારાઓને ઈખ્લાસ અને ભલી નિય્યત નસીબ ફરમાવે, આમીન !

આગળ સૌથી પ્રથમ 'હદીષે જિબ્રઈલ' લખી છે, જે દીનના સઘળા બુનિયાદી વિભાગોને સમાવિષ્ટ હોવાથી 'ઉમ્મુસ્સુન્નહ' કહેવાય છે.

## ઈસ્લામ, ઇમાન, ઈહસાન : (હદીષે જિબ્રઈલ અલૈહિસ્સલામ) :

(٢) عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ بَيْنَمَا نَحْنُ عِنْدَ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ذَاتَ يَوْمٍ إِذْ طَلَعَ عَلَيْنَا رَجُلٌ شَدِيْدُ بَيَاضِ الثِّيَابِ شَدِيْدُ سَوَادِ الشَّعْرِ لَا يُرٰى عَلَيْهِ اَثَرُ السَّفَرِ وَلَا يَعْرِفُهُ مِنَّا اَحَدٌ حَتّٰى جَلَسَ إِلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَسْنَدَ رُكْبَتَيْهِ اِلٰى رُكْبَتَيْهِ وَوَضَعَ كَفَّيْهِ عَلٰى فَخِذَيْهِ وَقَالَ يَا مُحَمَّدُ اَخْبِرْنِيْ عَنِ الْاِسْلَامِ ؟ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ : اَلْاِسْلَامُ اَنْ تَشْهَدَ اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ وَتُقِيْمُ الصَّلٰوةَ وَتُؤْتِيَ الزَّكٰوةَ وَتَصُوْمُ رَمَضَانَ وَتَحُجُّ الْبَيْتَ اِنِ اسْتَطَعْتَ اِلَيْهِ سَبِيْلًا ، قَالَ صَدَقْتَ ، قَالَ فَعَجِبْنَا لَهٗ يَسْأَلُهٗ وَيُصَدِّقُهٗ ، قَالَ : فَاَخْبِرْنِيْ عَنِ الْاِيْمَانِ ؟ قَالَ : اَنْ تُؤْمِنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ وَتُؤْمِنُ بِالْقَدَرِ خَيْرِهٖ وَشَرِّهٖ ، قَالَ صَدَقْتَ ، قَالَ فَأَخْبِرْنِيْ عَنِ الْاِحْسَانِ ؟ قَالَ : اَنْ تَعْبُدَ اللّٰهَ كَاَنَّكَ تَرَاهُ فَاِنْ لَّمْ تَكُنْ تَرَاهُ فَاِنَّهٗ يَرَاكَ ، قَالَ فَأَخْبِرْنِيْ عَنِ السَّاعَةِ ؟ قَالَ : مَا الْمَسْئُوْلُ عَنْهَا بِاَعْلَمَ مِنَ السَّائِلِ ، قَالَ : فَأَخْبِرْنِيْ عَنْ اَمَارَاتِهَا ، قَالَ : اَنْ تَلِدَ الْاَمَةُ رَبَّتَهَا وَاَنْ تَرَى الْحُفَاةَ الْعُرَاةَ الْعَالَةَ رِعَآءَ الشَّاءِ يَتَطَاوَلُوْنَ فِي الْبُنْيَانِ قَالَ : ثُمَّ انْطَلَقَ فَلَبِثْتُ مَلِيًّا ثُمَّ قَالَ لِيْ يَا عُمَرُ ! اَتَدْرِيْ مَنِ السَّائِلُ ؟ قُلْتُ : اَللّٰهُ وَرَسُوْلُهٗ أَعْلَمُ ، قَالَ : فَاِنَّهٗ جِبْرَئِيْلُ اَتَاكُمْ يُعَلِّمُكُمْ دِيْنَكُمْ . (رواه مسلم)

**હદીષ નં. (૨)** : હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, અમે એક દિવસ હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર હતા કે, એકાએક એક માણસ સામેથી આવ્યો, જેના કપડાં એકદમ સફેદ અને વાળ ખૂબ જ વધારે કાળા હતા અને તેની ઉપર સફરની કશી જ અસર જણાતી ન હતી (જેનાથી વિચાર આવતો હતો કે એ કોઈ (મદીના)ની બહારની વ્યક્તિ નથી) સાથે જ આ વાત પણ હતી કે અમારામાંથી કોઈ એ નવા આવનારને ઓળખતું ન હતું (જેનાથી ખ્યાલ થતો હતો કે એ કોઈ બહારની વ્યક્તિ છે. તો એ માણસ હાજરજનોના વર્તુળમાંથી પસાર થતો આવ્યો,) ત્યાં સુધી કે હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે આવીને બે ઝાનૂ (કઅ્દાની બેઠકમાં) એ રીતે બેસી ગયો કે, પોતાના ઘૂંટણને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘૂંટણોને મેળવી દીધા અને પોતાના હાથને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની (મુબારક) જાંઘો પર મૂકી દીધા અને કહ્યું : 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને બતાવો કે, ઈસ્લામ શું છે ?'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ઈસ્લામ' આ છે (અર્થાત્ તેના અરકાન–આધારસ્તંભો આ છે કે દિલ અને ઝબાનથી) તમે આ ગવાહી દો કે, અલ્લાહ તઆલાના સિવાય કોઈ મા'બૂદ (પૂજ્ય, બંદગીના લાયક) નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના રસૂલ છે અને નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો અને રમઝાન માસના રોઝહ રાખો અને જો બયતુલ્લાહની હજની શક્તિ ધરાવતા હોવ, તો હજ કરો !'

એ નવ આગંતૂક પ્રશ્નકર્તાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એ જવાબ સાંભળીને કહ્યું : 'આપે સાચું કહ્યું !' હદીષના રાવી હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, અમને એ પર નવાઈ લાગી કે આ માણસ પૂછે પણ છે અને ફરી પોતે સાચું ઠરાવે અને સહીહ હોવાનું પણ

કહેતો જાય છે ? પછી તે માણસે અરજ કરી કે, 'હવે મને બતાવો કે 'ઈમાન' શું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ઈમાન આ છે કે તમે અલ્લાહ તઆલાને અને તેના ફરિશ્તાઓને અને તેની કિતાબોને અને તેના રસૂલોને અને આખિરી દિવસ (કિયામતના દિવસ)ને હક જાણો અને હક માનો અને પ્રત્યેક ખૈર અને શર્ર (ભલી અને બુરી) તકદીરને પણ હક જાણો અને હક માનો.'

(એ સાંભળીને પણ) તેણે કહ્યું : 'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાચું કહ્યું !' તે પછી તે માણસે અરજ કરી : 'મને બતાવો કે 'ઇહ્સાન' શું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ઈહ્સાન આ છે કે અલ્લાહ તઆલાની બંદગી તમે એ રીતે કરો જાણે કે તમે તેને જોઈ રહ્યા છો, કારણ કે ભલે તમે તેને નથી જોતા, પરંતુ તે તો તમને જોઈ જ રહ્યો છે.' ફરી તે માણસે અરજ કરી : 'મને કિયામતની બાબત બતાવો (કે તે ક્યારે આવશે ?)' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જેનાથી આ પ્રશ્ન પુછાઈ રહ્યો છે, તે તેને પ્રશ્નકર્તાથી વધારે નથી જાણતો !'

તેણે ફરી અરજ કરી : 'તો મને તેની કંઈક નિશાનીઓ જ બતાવો !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (તેની એક નિશાની તો આ છે કે) બાંદી પોતાની માલિકા અને આકાને જણશે. (અને બીજી એક નિશાની આ છે કે) તમે જોશો કે જેમના પગમાં જોડા અને શરીર પર કપડાં નથી અને જેઓ ખાલી હાથ અને બકરીઓ ચરાવનાર છે, તેઓ મોટી મોટી ઈમારતો બનાવવા લાગશે અને તેમાં એક બીજા પર બાઝી લઈ જવાની કોશિશ કરશે !'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, એ વાતો કરીને તે નવઆગંતૂક માનવી ચાલ્યો ગયો. પછી એક લાંબો સમય ગુજરી ગયો, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ફરમાવ્યું : હે ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) ! શું તમે જાણો છો કે એ પ્રશ્નકર્તા માણસ કોણ હતો ?'

મેં અરજ કરી : 'અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ વધુ જાણકાર છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે (હઝરત) જિબ્રઈલ (અલૈહિસ્સલામ) હતા. તમારી એ મજલિસમાં એટલા માટે આવ્યા હતા કે તમને તમારો દીન શિખવાડે !'

*(સહીહ મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં સવાલકર્તાના જવાબમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાંચ બાબતોનું વર્ણન ફરમાવ્યું છે : (૧) ઈસ્લામ, (૨) ઈમાન, (૩) ઈહ્સાન, (૪) કિયામત વિશે ચેતવણી કે તેનો ચોક્કસ સમય અલ્લાહ પાક સિવાય કોઈની જાણમાં નથી, (૫) કિયામતથી પહેલાં જાહેર થનારી થોડીક નિશાનીઓ.

એ પાંચેય બાબતો વિશે જે કંઈ આ હદીષમાં વર્ણવવામાં આવ્યું છે, તે ખુલાસો–સ્પષ્ટીકરણ માંગે છે.

**(૧) ઇસ્લામ**નો મૂળ અર્થ છે કોઈને પોતાની ઝાત સોંપી દેવી અને સંપૂર્ણ તેના તાબે અને સમર્પિત થઈ જવું. અલ્લાહ તઆલાએ મોકલેલા રસૂલોના લાવેલા દીનને ઈસ્લામ એટલા માટે જ કહે છે કે, તેમાં બંદો પોતાને સંપૂર્ણ રીતે મવલાને હવાલે કરી દે છે અને એ જ છે મૂળ હકીકત દીને ઈસ્લામની અને એની જ માંગ છે. આપણને ફરમાવવામાં આવ્યું છે : **વ ઈલાહુકુમ્ ઈલાહુંવ્ વાહિદુન્ ફલહૂ અસ્લિમૂ** *(સૂરએ હજ્જ, રુકૂઅ–૫)* અર્થ : તમારો અલ્લાહ એ જ એક મા'બૂદ–પૂજ્ય છે, માટે તમે તેના જ તાબેદાર બની જાવ !' અને એ જ ઈસ્લામ વિશે ફરમાવવામાં આવ્યું છે : **વ મન્ અહ્સનુ દીનન્ મિમ્મન્ અસ્લ–મ વજ્હહૂ લિલ્લાહિ'** 'અને તેનાથી શ્રેષ્ઠ કોણ હોઈ શકે છે, જેણે પોતાને ખુદા પાકને સુપુર્દ કરી દીધો અને તે તેનો 'તાબેદાર બંદો' બની ગયો ?' *(સૂરએ નિસાઅ્, રુકૂઅ–૧૭)*

એ જ ઈસ્લામ વિશે એ'લાન ફરમાવાયું છે : **વ મંય્યબ્તગિ ગય્રલ્ ઇસ્લામિ દીનન્ ફલંય્યુક્બલ મિન્હૂ વહુવ ફીલ્ આખિરતિ મિનલ્ ખાસિરીન.** *(સૂરએ આલિ ઈમરાન, રુકૂઅ–૯)* 'અને જેણે ઈસ્લામ સિવાય

કોઈ દીન અપનાવવા ચાહ્યો, તો તે કદાપિ ન સ્વીકારાશે અને તે આખિરતમાં મોટું નુકસાન ઉઠાવનારાઓમાંથી હશે.'

ફરી અમ્બિયા (અલૈહિમુસ્સલામ)ની લાવેલી શરીઅતોમાં એ ઈસ્લામના માટે કંઈક ખાસ અરકાન પણ હોય છે, જેમની હૈસિયત એ 'ઈસ્લામની હકીકત'ની દષ્ટિગોચર થતી અથવા ઈંદ્રિય દ્વારા ગ્રહણ કરી શકાતી આકૃતિ યા (પયકરે મહસૂસ) જેવી હોય છે અને એ હકીકતની બળ્હોતરી (વૃદ્ધિ) અને તાજગી પણ તેનાથી જ થાય છે અને તે ફક્ત બંદગીનાં કામો હોય છે. જાહેરી નજર એ જ 'અરકાન' મારફત ફર્ક કરે છે, તેઓની વચ્ચે જેમણે ઈસ્લામને પોતાનું 'જીવન–બંધારણ' બનાવ્યું છે અને જેમણે નથી બનાવ્યું.

ખાતમુલ્ અંબિયા હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મારફત અલ્લાહ તઆલા તરફથી 'ઈસ્લામ'નું જે અંતિમ અને સંપૂર્ણ બંધારણ આપણી પાસે છે, તેમાં (૧) અલ્લાહ તઆલાની વહ્દાનિયત અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રસૂલ હોવાની ગવાહી, (૨) નમાઝ, (૩) ઝકાત, (૪) રોઝહ અને (૫) બય્તુલ્લાહની હજને 'ઈસ્લામી અરકાન' ઠરાવાયા છે. એક અન્ય હદીષમાં એ પાંચ ચીજો પર ઈસ્લામની બુનિયાદ બતાવાઈ છે. એ પાંચ ચીજો 'ઈસ્લામ'ની જાણે 'પયકરે મહસૂસ' કે દશ્ય પ્રતિમા સ્વરૂપ છે. તેથી જ આ હદીષમાં તેમનાથી જ ઈસ્લામનો પરિચય અપાયો છે.

**(૨) 'ઈમાન'**નો મૂળ અર્થ કોઈના વિશ્વાસ પર કોઈની વાત સાચી માનવાનો છે અને દીનની ખાસ પરિભાષામાં ઈમાનની હકીકત આ છે કે, અલ્લાહ પાકના પયગમ્બર એવી હકીકતોના વિશે જે આપણી ઈન્દ્રિયોની મર્યાદાની બહાર હોય, જે કંઈ બતાવે અને આપણી પાસે જે ઈલ્મ અને હિદાયત અલ્લાહ તઆલા પાસેથી લાવે, આપણે તેમને સાચા માનીને તેમાં તેમની તસ્દીક કરીએ અને તેને હક માનીને કબૂલ કરી લઈએ. તાત્પર્ય એ કે શરઈ ઈમાનનો સંબંધ સૈદ્ધાંતિક રૂએ ગૈબની વાતોથી જ હોય છે, જેમને

ઈન્દ્રિયો (આંખ, નાક, કાન વગેરે)થી આપણે નથી જાણી શકતા.

મિષાલ રૂપે અલ્લાહ તઆલા અને તેની સિફાત–ગુણો અને તેના અહકામ–આદેશો અને રસૂલોની રિસાલત અને તેમના પર વહીનું આગમન અને પેદાઈશ અને આખિરતના વિશે તેમણે આપેલ ખબરો વગેરે, તો આ પ્રકારની જેટલી વાતો અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વર્ણવી છે તેમની સચ્ચાઈ પર યકીન રાખીને હક માનવાને ઈમાન કહે છે અને પયગમ્બરની આ પ્રકારની કોઈ એક વાતને ન માનવી અથવા હક ન સમજવી તે તકઝીબ–જૂઠ બતાવવું છે. જે માનવીને ઈમાનના વર્તુળમાંથી કાઢીને કુફ્રની સરહદમાં દાખલ કરી દે છે.

તો માનવીના મો'મિન હોવાના માટે આ જરૂરી છે કે તે સઘળી હકીકતો જે પયગમ્બર અલ્લાહ પાકની તરફથી લાવે, તેને સાચી માને અને હક સમજીને સ્વીકાર કરી લે. અલબત્ત, સૌની વિગત જાણવી જરૂરી નથી, બલકે ખાલી ઈમાન માટે એટલી ઈજમાલી (મોઘમ) તસ્દીક–સત્ય માનવું પણ કાફી છે. હા, કેટલીક અગત્યની તથા બુનિયાદી–પાયાની ચીજો એવી પણ છે કે ઈમાની દાયરામાં પ્રવેશ માટે તેમને સાચી માનવી નિશ્ચિતરૂપે જરૂરી છે. જેમ કે હદીષમાં ઈમાનના પ્રશ્નના જવાબમાં અલ્લાહ, ફરિશ્તા, અલ્લાહની કિતાબો, અલ્લાહના પયગમ્બરો, કિયામતનો દિવસ અને સારી–ખરાબ તકદીર પર નિશ્ચિત રીતે ઈમાન લાવવું જરૂરી બતાવ્યું છે.

કુરઆને પાકમાં પણ એ જ ફરમાવાયું છે : 'રસૂલ પર જે હિદાયત અને તાલીમ ઊતરી, ખુદ રસૂલનું પણ તે પર ઈમાન છે અને સઘળા મો'મિનોનું પણ. એ સૌ ઈમાન રાખે છે અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ અને તેની કિતાબો અને તેના રસૂલો પર.'

*(સૂરએ બકરહ, રુકૂઅ–૪)*

કુરઆન એક અન્ય ઠેકાણે ફરમાવે છે : 'જે પણ અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ અને તેની કિતાબો અને તેના રસૂલો અને છેલ્લા દિવસનો ઈન્કાર કરે, અર્થાત્ ઈમાન ન લાવે, તો તે ગુમરાહીમાં ખૂબ દૂર

નીકળી ગયો.' *(સૂરએ નિસાઅ્, રુકૂઅ–૨૦)*

આ છ વાતોમાંથી 'ભલી–બુરી તકદીર'નું વર્ણન કુરઆને પાકમાં ભલે આ 'ઈમાનિય્યાત'ની સાથે આ આયતોમાં નથી આવ્યું, પરંતુ અન્ય સ્થળે તેને પણ ખોલીને (સ્પષ્ટ રીતે) વર્ણવ્યું છે.

એક સ્થળે ઈર્શાદ છે : **કુલ્ કુલ્લુમ્ મિન્ ઈન્દિલ્લાહિ** '(હે પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ જાહેર કરી દો કે પ્રત્યેક ચીઝ અલ્લાહ તઆલાના તરફથી અને તેના હુકમથી થાય છે.'

અન્ય સ્થળે ઈર્શાદ છે : અલ્લાહ તઆલા જેને હિદાયત દેવા ચાહે છે, ઈસ્લામના સ્વીકાર માટે તેના સીનાને ખોલી દે છે અને જેના વિશે તેનો ફેંસલો ગુમરાહીનો થાય છે, તેના સીનાને ભીંચી અને તંગ કરી દે છે.'

*(સૂરએ અન્આમ, રુકૂઅ–૧૪)*

હવે ટૂંકમાં એ જોઈએ કે એ સૌ પર ઈમાન લાવવાનો શું મતલબ છે ?

તો અલ્લાહ તઆલા પર ઈમાન લાવવાનો મતલબ તો આ છે કે, તેના હાજર એવો યક્તા જેનો કોઈ ભાગીદાર ન હોય, ખાલિકે કાયનાત (સૃષ્ટિના સર્જક) અને રબ્બુલ આલમીન (સર્વ જગતના પાલનહાર) હોવાનું યકીન કરવામાં આવે. ખામી અને નુકસાનની દરેક વાતથી મુક્ત અને પ્રત્યેક કમાલ–ખૂબીના ગુણથી તેને આભૂષિત–શણગારેલ માનવામાં આવે.

અને ફરિશ્તાઓ પર ઈમાન લાવવું આ છે કે, મખ્લૂકાત–સર્જનોમાંથી એક સ્વતંત્ર પ્રકાર તરીકે તેમના અસ્તિત્વનો હક–સચ્ચાઈ તરીકે સ્વીકાર કરવામાં આવે અને યકીન રાખવામાં આવે કે, તે અલ્લાહ તઆલાની એક પાકીઝા અને પ્રતિષ્ઠિત મખ્લૂક છે : **'બલ્ ઈબાદુમ્ મુક્રમૂન'** *(સૂર–એ–અમ્બિયાઅ્, રુકૂઅ–૨)*. જેમાં બુરાઈ અને શરારત તથા નાફરમાની અને બગાવતનો અંશ જ નથી, બલકે તેમનું કામ ફક્ત અલ્લાહ જલ્લ શાનુહૂની ઈબાદત અને તાબેદારી છે : **'લા યઅ્સૂનલ્લા–હ મા અ–મરહુમ્ વ**

**યફ્અલૂ–ન મા યુઅ્મરૂન.'** *(સૂર–એ–તહ્રીમ, રુકૂઅ–૨)*

'અલ્લાહ તઆલાની કિતાબો' પર ઈમાન લાવવાનો મતલબ એ છે કે, યકીન કરવામાં આવે કે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલો મારફત વિવિધ સમયે જે હિદાયતનામા મોકલ્યા, એમાં સૌથી અંતિમ અને સૌને સમાપ્ત (નિરસ્ત) કરનાર કુરઆને મજીદ છે, જે આગળની સઘળી કિતાબોને સાચી બતાવનાર તથા રક્ષણ કરનાર પણ છે અર્થાત્ તે કિતાબોમાં જેટલી એવી વાતો હતી જેની તાલીમ અને તબ્લીગ (શિક્ષણ અને પ્રચાર) હંમેશા અને દરેક યુગે આવશ્યક છે, તે સઘળી આ કુરઆનમાં સમાવી લેવામાં આવી  છે અને તે કિતાબો હવે સુરક્ષિત પણ નથી રહી. તેથી હવે ફક્ત કુરઆન શરીફ જ માર્ગદર્શક કિતાબ છે, જે સૌની કાયમ મુકામ અને સૌથી વધુ પરિપૂર્ણ છે અને તેથી અંતિમ કાળ સુધી તેના રક્ષણની ઝિમ્મેદારી પોતે અલ્લાહ તઆલાએ લીધી છે. *(સૂર–એ–હિજ્ર, રુકૂઅ–૧)*

'અલ્લાહ તઆલાના રસૂલો' પર ઈમાન લાવવું આ છે કે, આ નક્કર હકીકતનું યકીન કરવામાં આવે કે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓની હિદાયતના માટે વિવિધ સમયે અને વિવિધ સ્થળે પોતાના પ્યારા બંદાઓને પોતાની હિદાયત અને રઝામંદીનું બંધારણ આપીને મોકલ્યા છે અને તેમણે સંપૂર્ણ પ્રામાણિકતાની સાથે તે પયગામને બંદાઓ સુધી પહોંચાડી દીધો અને તેમને સીધા રસ્તે ચલાવવા અણથક પ્રયાસો કર્યા. તેઓ સૌ અલ્લાહ તઆલાના મહબૂબ અને સાચા બંદાઓ હતા. તેમનામાંથી કેટલાકનાં નામ અને કંઈક હાલાત પણ કુરઆને કરીમે આપણને બતાવ્યાં છે અને ઘણાંના નથી બતાવ્યાં. *(સૂર–એ–મુઅ્મિનૂન, રુકૂઅ–૮)*

તાત્પર્ય એ કે અલ્લાહ તઆલાના એ સર્વે રસૂલોને સાચા માનવા અને નબી હોવાના નાતે તેમનું સંપૂર્ણ માન જાળવવું, ઈમાનની શર્તોમાંથી છે. તદુપરાંત, આ વાત પર પણ ઈમાન લાવવું જરૂરી છે કે અલ્લાહ તઆલાએ નુબુવ્વતના સિલસિલાને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ખત્મ કરી દીધો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

અંતિમ રસૂલ હોવાથી હવે કિયામત સુધી આવનાર માનવોની નજાત અને કામિયાબી આપની અને આપની જ હિદાયતોની પેરવીમાં છે.

સલ્લલ્લાહુ તઆલા વ સલ્લ–મ અલય્હિ વ અલા સાઈરિલ્ અંબિયાઈ વલ્ મુર્સલીન વ અલા કુલ્લિ મનિત્તબઅહુમ્ બિ–ઈહ્સાનિન્ ઈલા યવ્મિદ્દીન.

અને 'આખરી દિવસ પર ઈમાન'નો મતલબ આ છે કે એ હકીકતનું યકીન કરવામાં આવે કે, આ દુનિયા એક દિવસ યકીની રીતે ફના કરી દેવામાં આવશે અને ત્યાર પછી અલ્લાહ તઆલા પોતાની ખાસ કુદરતથી ફરીથી સઘળા મુરદાઓને જીવતા કરશે અને જેણે જે કંઈ પણ કર્યું હશે, તે જ પ્રમાણે જઝા કે સજા અથવા સારો કે બુરો બદલો તેને અપાશે.

જાણવું જોઈએ કે, દીન અને મઝહબના પૂરા નિઝામ કે વ્યવસ્થાનો પાયો એ હેસિયતથી જઝા–સજાની જ માન્યતા પર છે કે જો માનવી તેને ન માનતો હોય, તો પછી તે કોઈ દીન–મઝહબ અને તેની તાલીમાત અને હિદાયાતને માનવા અને તેના પર અમલ કરવાની અનિવાર્યતાનો પણ સ્વીકાર નહિ કરતો હોય, તેથી પ્રત્યેક ધર્મમાં ભલે તે માનવસર્જિત હોય કે અલ્લાહ તઆલાનો મોકલેલ, જઝા–સજાના અકીદાને મૂળભૂત રીતે માન્ય રખાયેલ છે.

પછી માનવ બુદ્ધિથી સર્જાયેલ ધર્મોમાં તેનું સ્વરૂપ પુનર્જન્મ વગેરે ઠરાવાયું છે. જ્યારે અલ્લાહ તઆલા તરફથી આવેલ ધર્મો કશા પણ અપવાદ વિના આ વાતે એકમત છે કે તેનું સ્વરૂપ તે જ હશ્ર–નશ્રનું હશે, જેને ઈસ્લામ સૂચવે છે અને કુરઆને પાકમાં તેના પર એટલી દલીલબદ્ધ રોશની નાખવામાં આવી છે કે કોઈ અંતિમ કક્ષાનો મૂરખ અને નાદાન જ હશે, જે એ કુરઆની દલીલોના સામે આવી ગયા પછી પણ હશ્ર–નશ્ર અને મરવા પછી જીવતા થવાને અશક્ય અથવા મુશ્કેલ પણ માને.

અને 'તકદીર પર ઈમાન' આ છે કે એ વાત પર યકીન રાખવામાં આવે કે, દુનિયામાં જે કંઈ થઈ રહ્યું છે (સારું હોય કે ખરાબ) તે સઘળું

અલ્લાહ તઆલાના હુકમ અને ઈરાદાથી થાય છે, જેને તે પ્રથમથી જ નક્કી કરી ચૂક્યો છે. એવું નથી કે તે તો કંઈ બીજું ચાહતો હોય અને દુનિયાનું આ કારખાનું તેની ઈચ્છા અને મરજી વિરુદ્ધ ચાલી રહ્યું હોય, એવું માનવામાં અલ્લાહ તઆલાની અંતિમ દરજ્જાની લાચારી સાબિત થશે.

**(૩) ઇહ્સાન,** ઈસ્લામ અને ઈમાન પછી પૂછનારે ત્રીજો પ્રશ્ન હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ઈહ્સાનની હકીકત વિશે કર્યો હતો. એ 'ઈહ્સાન' પણ 'ઈમાન' અને 'ઈસ્લામ'ની જેમ ખાસ દીની સવિશેષ કુરઆની ઈસ્તિલાહ કે પરિભાષા છે. ફરમાવવામાં આવ્યું છે : **બલા મન્ અસ્લ–મ વજ્હહૂ લિલ્લાહિ વહુ–વ મુહ્સિનુન્ ફ–લ–હૂ અજ્રુહૂ ઈન્દ રબ્બિહી.** અર્થ : 'જેણે પોતાને અલ્લાહ તઆલાને સુપુર્દ કરી દીધો અને તેની સાથે 'ઈહ્સાન'નો ગુણ પણ તેમાં રહ્યો, તો તેના રબની પાસે તેના માટે ખાસ સવાબ છે.' એ જ રીતે અન્ય આયતમાં છે : તરજુમો : 'અને દીનમાં તેનાથી સારો કોણ હોઈ શકે છે, જેણે પોતાને અલ્લાહ તઆલાને સુપુર્દ કર્યો અને સાથે જ તે ઈહ્સાનવાળો પણ છે.'

આપણી ભાષા તથા આપણી બોલચાલમાં તો 'ઈહ્સાન'નો અર્થ કોઈની સાથે સારો વર્તાવ, ઉપકાર કરવાનો છે, પરંતુ અત્રે જે 'ઈહ્સાન'નો ઉલ્લેખ છે, તે એ ઉપરાંત ખાસ પરિભાષા છે; અને તેની હકીકત તે જ છે જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિવરણ હેઠળની હદીષમાં વર્ણવી છે કે, અલ્લાહ તઆલાની બંદગી એ રીતે કરવી, જાણે તે આપણી આંખોની સામે છે અને જાણે આપણે તેને જોઈ રહ્યા છીએ.' કારણ કે ભલે તમે તેને નથી જોતા, પરંતુ તે તો તમને જુએ જ છે. જ્યારે તે તમને જોઈ રહ્યો છે, તો પછી બંદગી એવી જ હોવી જોઈએ જેવી કે મવલા (આકા)ની સામે હોવાની હાલતમાં થવી જોઈએ, કેમ કે ગુલામ આકાની સામે હોવાની હાલતમાં એટલા માટે જ તો સારી રીતે કામ કરે છે કે આકા તેને જોતો હોય છે. તો અલ્લાહનું જોવું તો સાબિત જ છે.

**એક ચેતવણી :** હદીષના આ ટુકડા 'અલ્લાહની ઈબાદત એ રીતે કરો જાણે કે તેને જોઈ રહ્યા છો'નું વિવરણ ઘણાં હઝરાત એ રીતે કરે છે કે

જાણે તેનો સંબંધ ખાસ નમાઝથી જ છે અને જાણે તેનો મતલબ બસ આ છે કે, 'નમાઝ સંપૂર્ણ ખુશૂઅ્ અને ખુઝૂઅ્ (આજિઝી અને સુકૂનની સાથે) પઢવામાં આવે.' જ્યારે કે હદીષના શબ્દોમાં એ ખાસ કરવા માટે કોઈ ઈશારો નથી. હદીષમાં 'તઅ્બુદ'નો શબ્દ છે. જેનો અર્થ ખાલી ઈબાદત– બંદગીનો છે, માટે નમાઝની સાથે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ફરમાનને ખાસ કરવાનું કોઈ કારણ નથી.

એટલું જ નહિ, એક બીજી રિવાયતમાં 'તઅ્બુદ'ના બદલે 'તખ્શા' અને એક ત્રીજી રિવાયતમાં 'તઅ્મલ્'ના શબ્દો છે, જે મુજબ અનુક્રમે 'ઈહ્સાન' આ છે કે તમે અલ્લાહ તઆલાથી એ રીતે ડરો જાણે તેને જોઈ રહ્યા છો અથવા 'તમે પ્રત્યેક કામ અલ્લાહ તઆલાના માટે એ રીતે કરો જાણે કે તમે તેને જોઈ રહ્યા હોય' એવો તરજુમો થશે. આ બંને રિવાયતોથી તો આ વાત ઓર વધારે સ્પષ્ટ થઈ જાય છે કે, 'ઈહ્સાન'નો તઅલ્લુક ખાલી 'નમાઝ'થી જ નથી, બલકે માણસની આખી જિંદગીની સાથે છે.

**(૪) 'કિયામત'** વિશે પ્રશ્નકર્તાએ પૂછયું કે, 'તે ક્યારે આવશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબમાં ફરમાવ્યું, 'જેને પૂછવામાં આવી રહ્યું છે, તેને પોતાને એ બાબતમાં પૂછનારથી વધારે જાણકારી નથી.' (અર્થાત્ કિયામતના ચોક્કસ સમયની.)

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)ની રિવાયતમાં (જે બુખારી શરીફમાં પણ છે) આગળ આ શબ્દો વધારે છે કે એ (કિયામતનો સમય) તે પાંચ ચીજોમાંથી છે, જેમને અલ્લાહ તઆલાના સિવાય કોઈ નથી જાણતું. (જેમ કે આ આયતમાં ફરમાવાયું છે.) 'બેશક, ફક્ત અલ્લાહ તઆલાની જ પાસે છે કિયામતના ચોક્કસ સમયનો ઈલ્મ અને તે જ ઉતારે છે વર્ષા (એટલે કે તે જાણે છે કે વરસાદ ક્યારે અને ક્યાં થશે) અને તે જાણે છે તેને, જે પેટોમાં હોય છે; અને કોઈ નફ્સ નથી જાણતો કે તે કાલે શું કરશે ? અને કોઈ નફ્સને ખબર નથી કે કઈ જમીનમાં તેને મૌત આવશે ? નિઃશંક, અલ્લાહ તઆલા જ એ વાતોને પૂરી રીતે જાણનાર અને તેમની સંપૂર્ણ ખબર રાખનાર છે.'

**(૫) 'કિયામતની નિશાનીઓ'** વિશે પ્રશ્નકર્તાએ કહ્યું કે, 'મને કિયામતની અમુક નિશાનીઓ જ બતાવી દો !' તેના જવાબમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે ખાસ નિશાનીઓ વર્ણવી :

(૧) એક આ કે, 'લોંડી પોતાની માલિકાને જણશે', (૨) બીજી એ કે, 'નાદાર અને નાગા–ભૂખ્યા લોકો જેમનો ધંધો બકરીઓ ચરાવવાનો હશે, તેઓ પણ મોટી મોટી શાનદાર ઈમારતો બનાવશે.'

પ્રથમ નિશાનીનો મતલબ હદીષના વિવરણકારોએ અનેક રીતે વર્ણવ્યો છે. આ લખનારના નજીક સૌથી સારો મતલબ આ છે કે કિયામતના નજીક મા–બાપની નાફરમાની આમ થઈ જશે; ત્યાં સુધી કે છોકરીઓ જેમની તબિયતમાં માતાઓની તાબેદારી અને વફાદારીનો માદ્દો ખૂબ વધારે હોય છે અને જેમની માની સામે બગાવત બ–ઝાહિર ખૂબ જ મુશ્કેલ છે; તેઓ પણ ફક્ત આટલું જ નહીં કે માતાઓ સામે નાફરમાન થઈ જશે; બલકે ઉપરથી એ રીતે તેમના પર સત્તા ચલાવશે, જે રીતે એક માલિક ઓરત પોતાની ખરીદેલી બાંદી પર સત્તા ચલાવે છે.

એ વાતને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ રીતે વર્ણવી કે, 'ઓરત પોતાના આકાને જણશે.' અર્થાત્ ઓરતથી જે લડકી પેદા થશે, તે મોટી થઈને ખુદ પોતાની મા પર હુકૂમત ચલાવશે અને કોઈ શંકા નથી કે એની શરૂઆત થઈ ચૂકી છે.

બીજી નિશાની જે આં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વર્ણવી કે, 'ભૂખ્યા–નાગા અને બકરીઓને ચરાવનારા ઊંચી ઊંચી ઈમારતો બનાવશે,' તો એમાં એ બાજુ ઈશારો છે કે કિયામતના નજીક દુનિયાની દોલત અને સરદારી તે હલકા લોકોના હાથમાં આવશે જે તેને પાત્ર કે લાયક ન હશે, અને તેમને બસ ઊંચા ઊંચા મહેલ બનાવવાથી જ દિલચસ્પી હશે અને તેને જ ગર્વની પૂંજી માનશે અને તેમાં જ પોતાની સાહસવૃત્તિ દેખાડીને એક બીજા પર બાઝી લઈ જવાની કોશિશ કરશે.

એક અન્ય હદીષમાં આ જ વિષયને આ શબ્દોમાં વર્ણવવામાં આવ્યો

છે : 'જ્યારે સત્તાના અધિકારો અને હોદાઓ તથા મુઆમલાત નાલાયકો કે અપાત્રોને સોંપાવા લાગે, તો પછી કિયામતની રાહ જુઓ !'

એ પ્રશ્નકર્તા હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) હતા. તેઓનું એ આગમન અને વાતચીત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછલી ઉમ્ર શરીફમાં થઈ હતી. જાણે ત્રેવીસ વર્ષની મુદતમાં દીનની જે તાલીમ મુકમ્મલ કે પરિપૂર્ણ થઈ હતી, અલ્લાહ તઆલાની રહમતે ચાહ્યું કે, હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ના સવાલોના જવાબમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનથી પૂરા દીનનો સાર અને નિચોડ વર્ણવીને સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ના ઈલ્મની પૂર્તિ કરી દેવામાં આવે અને તેમને એ અમાનતના અમીન–ટ્રસ્ટી કે રખેવાળ બનાવી દેવામાં આવે.

સત્ય એ છે કે દીનનો સાર આ ત્રણ જ વાતો છે : (૧) બંદો પોતાને સંપૂર્ણ અલ્લાહ તઆલાનો તાબેદાર બનાવી દે અને તેની બંદગીને પોતાનું જીવન બનાવી લે. એનું જ નામ ઈસ્લામ છે અને ઈસ્લામના અરકાન એ જ હકીકતના મઝાહિર કે દ્યોતક છે. (૨) તે અગત્યની ગૈબી કે અદશ્ય હકીકતોને માનવામાં આવે તથા તેમના પર શ્રદ્ધા રાખવામાં આવે, જેને અલ્લાહ તઆલાના નબીઓએ બતાવી અને દા'વત આપી, તેનું જ નામ ઈમાન છે.

(૩) જો અલ્લાહ તઆલા નસીબ ફરમાવે તો ઈસ્લામ અને ઈમાનની મંઝિલો કે પડાવ વટાવ્યા પછીની ત્રીજી અને અંતિમ પરિપૂર્ણતાની મંઝિલ આ છે કે અલ્લાહ જલ્લ શાનુહૂની હસ્તીનું એવું ધ્યાન અને દિલને હુઝૂરીની એવી કેફિયત નસીબ થઈ જાય કે તેના આદેશોનું પાલન અને તેની બંદગી એ રીતે થવા લાગે કે જાણે પોતાના સંપૂર્ણ જમાલ–સૌંદર્ય અને જલાલ–તેજની સાથે તે (અલ્લાહ તઆલા) આપણી આંખોની સામે છે અને આપણને જોઈ રહ્યો છે. એ જ કેફિયત અને હાલનું નામ 'ઇહ્સાન' છે.

આમ, એ સવાલ–જવાબમાં જાણે પૂરા દીનનો નિચોડ અને મર્મ–તાત્પર્ય આવી ગયો, તેથી આ હદીષને આલિમોએ 'ઉમ્મુસ્સુન્નહ' પણ કહી છે. જાણે જે રીતે કુરઆને મજીદના સર્વે અગત્યના હેતુઓ અને

વિષયો પર સંક્ષિપ્તમાં હાવી હોવાના કારણથી સૂરએ ફાતિહાનું નામ 'ઉમ્મુલ્ કિતાબ' છે, એ જ રીતે આ હદીષ પોતાની એ જામિઅ્ કે સર્વગ્રાહી હેસિયતના કારણથી 'ઉમ્મુસ્સુન્નહ' કહેવડાવવાને લાયક છે; અને એ જ વિશેષતાના લઈને ઈમામ મુસ્લિમ (રહ્મતુલ્લાહિ અલયહ)એ પોતાની પ્રતિભાવંત કિતાબ 'સહીહ મુસ્લિમ'ને પ્રસ્તાવના પછી આ જ હદીષથી શરૂ કરી છે અને ઈમામ બગવી (રહ્મતુલ્લાહિ અલયહ)એ પણ પોતાની બંને કિતાબો 'મસાબીહ' અને 'શર્હુસ્સુન્નહ'ની શરૂઆત આ જ હદીષ શરીફથી કરી છે.

આ હદીષ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ની રિવાયતથી જે રીતે કે અત્રે નકલ કરવામાં આવી, સહીહ મુસ્લિમમાં છે અને સહીહ મુસ્લિમ અને સહીહ બુખારી બંનેમાં હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)ની રિવાયતથી પણ આ કિસ્સો વર્ણવાયેલ છે; અને અન્ય હદીષની કિતાબોમાં બીજા પણ કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)થી એ કિસ્સો રિવાયત થયો છે.

## ''અરકાને ઈસ્લામ'' :

(٣) عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: بُنِيَ الْاِسْلَامُ عَلٰى خَمْسٍ شَهَادَةِ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاِقَامِ الصَّلٰوةِ وَاِيْتَاءِ الزَّكٰوةِ وَالْحَجِّ وَصَوْمِ رَمَضَانَ.

(رواه البخاري ومسلم)

(૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ઈસ્લામની બુનિયાદ પાંચ સ્તંભો પર કાયમ (ઊભી) કરવામાં આવી છે : (૧) આ હકીકતની ગવાહી દેવી કે, અલ્લાહ તઆલાના સિવાય કોઈ મા'બૂદ–પૂજ્ય નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના બંદા અને રસૂલ છે. (૨) બીજું, નમાઝ કાયમ કરવી. (૩) ત્રીજું, ઝકાત અદા કરવી. (૪) ચોથું, હજ કરવી અને (૫) પાંચમું, રમઝાનના રોઝા રાખવા.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈસ્લામને એક એવી ઈમારતથી સરખાવી છે, જે કેટલાક થાંભલાઓ પર ઊભી હોય, અને બતાવ્યું છે કે આ ઈસ્લામની ઈમારત આ પાંચ સ્થંભો પર ઊભી છે. માટે કોઈ મુસલમાનને માટે ગુંજાઈશ નથી કે તે આ અરકાનને અદા અને કાયમ કરવામાં ગફલત કરે, કારણ કે એ ઈસ્લામના પાયાના થાંભલા છે. ધ્યાનમાં રહે કે ઈસ્લામના ફર્ઝો આ પાંચ રુકનોમાં જ સીમિત નથી, બલકે તે ઉપરાંત અન્ય પણ છે. ઉદાહરણરૂપે જિહાદ ફી સબીલિલ્લાહ, અમ્ર બિલ્ મઅ્રૂફ, નહ્ય અનિલ્ મુન્કર વગેરે (અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ, ભલાઈનો હુકમ કરવો, બુરાઈથી રોકવું,) પરંતુ જે અગત્ય અને વિશેષતા આ પાંચને પ્રાપ્ત છે, તે જો કે અન્યોમાં નથી; તેથી ઈસ્લામના રુક્ન ફક્ત તેમને જ ઠરાવવામાં આવ્યા છે.

સારાંશ કે એ 'પાંચ રુકન' ઈસ્લામના માટે પય્કરે મહસૂસ દષ્ટિગોચર થતી અથવા ઈંદ્રિય દ્વારા ગ્રહણ કરી શકાતી આકૃતિના સ્થાને છે. સાથે એ જ તે ખાસ ઈબાદતી બાબતો છે જે પોતાની ઝાતથી પસંદીદા અને ઈચ્છિત છે, અને તેમની ફર્ઝિય્યત કોઈ હંગામી ચીજ કે વિશેષ પરિસ્થિતિથી સંબંધિત નથી, બલકે તે સ્વતંત્ર અને સ્થાયી ફર્ઝો છે. એથી ઊલટું જિહાદ વગેરે ફર્ઝોની એ હેસિયત નથી અને તે વિશેષ સંજોગો અને વિશેષ પ્રસંગોએ ફર્ઝ થાય અને લાગુ પડે છે.

## અરકાને ઈસ્લામ પર જન્નતની ખુશખબરી :

(૪) عَنْ اَنَسِ بْنِ مَالِكٍ نُهِيْنَا اَنْ نَسْأَلَ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْ شَيْءٍ فَكَانَ يُعْجِبُنَا اَنْ يَجِيْءَ الرَّجُلُ مِنْ اَهْلِ الْبَادِيَةِ الْعَاقِلُ فَيَسْئَلُهُ وَنَحْنُ نَسْمَعُ فَجَاءَ رَجُلٌ مِنْ اَهْلِ الْبَادِيَةِ فَقَالَ يَا مُحَمَّدُ! اَتَانَا رَسُوْلُكَ فَزَعَمَ لَنَا اَنَّكَ تَزْعَمُ اَنَّ اللهَ اَرْسَلَكَ قَالَ صَدَقَ. قَالَ: فَمَنْ خَلَقَ السَّمَاءَ؟ قَالَ: اَللهُ. قَالَ: فَمَنْ خَلَقَ الْاَرْضَ؟ قَالَ: اَللهُ. قَالَ: فَمَنْ نَصَبَ هٰذِهِ الْجِبَالَ

وَجَعَلَ فِيهَا مَا جَعَلَ؟ قَالَ: اَللّٰهُ، قَالَ: فَبِالَّذِي خَلَقَ السَّمَاءَ وَخَلَقَ الْاَرْضَ وَنَصَبَ هٰذِهِ الْجِبَالَ اَللّٰهُ اَرْسَلَكَ؟ قَالَ: نَعَمْ، قَالَ: وَزَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَيْنَا خَمْسَ صَلَوَاتٍ فِيْ يَوْمِنَا وَلَيْلَتِنَا قَالَ صَدَقَ، قَالَ فَبِالَّذِيْ اَرْسَلَكَ اَللّٰهُ اَمَرَكَ بِهٰذَا، قَالَ نَعَمْ، قَالَ: وَزَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَيْنَا زَكٰوةً فِيْ اَمْوَالِنَا، قَالَ: صَدَقَ، قَالَ فَبِالَّذِيْ اَرْسَلَكَ اَللّٰهُ اَمَرَكَ بِهٰذَا، قَالَ: نَعَمْ، قَالَ: وَزَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَيْنَا صَوْمَ شَهْرِ رَمَضَانَ فِيْ سَنَتِنَا قَالَ: صَدَقَ، قَالَ فَبِالَّذِيْ اَرْسَلَكَ اَللّٰهُ اَمَرَكَ بِهٰذَا؟ قَالَ: نَعَمْ، قَالَ وَزَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَيْنَا حَجَّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا، قَالَ: صَدَقَ، قَالَ: ثُمَّ وَلّٰى وَقَالَ وَالَّذِيْ بَعَثَكَ بِالْحَقِّ لَا اَزِيْدُ عَلَيْهِنَّ وَلَا اَنْقُصُ مِنْهُنَّ فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَئِنْ صَدَقَ لَيَدْخُلَنَّ الْجَنَّةَ. (رواه البخاري)

(૪) તરજુમો : હઝરત અનસ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ કહે છે કે અમને મનાઈ કરી દેવામાં આવી હતી કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી (ખાસ જરૂરત વિના) કંઈક પૂછીએ. તો અમને આ વાતથી ખુશી થતી કે, કોઈ સમજદાર ગામડિયો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવે અને આપથી કંઈક પૂછે અને અમે સાંભળીએ. તો એ જ દિવસોમાં એક બદ્દૂ (વગડાનો રહીશ) નબવી દરબાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં આવ્યો અને અરજ કરી, હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તમારો એલચી (અથવા મુબલ્લિગ–પ્રચારક) અમારે ત્યાં પહોંચ્યો હતો. તેણે અમારાથી બયાન કર્યું કે, ''તમારું કહેવું છે કે અલ્લાહ તઆલાએ તમને પોતાના રસૂલ બનાવીને મોકલ્યા છે !'' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'તેણે તમને ઠીક કહ્યું'. તે પછી તે બદ્દૂએ કહ્યું, 'બતાવો કે આકાશ કોણે બનાવ્યું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'અલ્લાહ

તઆલાએ.' પછી તેણે કહ્યું, 'જમીન કોણે બનાવી ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'અલ્લાહ તઆલાએ.' તેણે કહ્યું, 'જમીન પર આ પહાડ કોણે ઊભા કર્યા છે અને એ પહાડોમાં જે કંઈ બન્યું છે તે કોણે બનાવ્યું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'અલ્લાહ તઆલાએ.'

ત્યાર પછી તે બદૂ–પ્રશ્નકર્તાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કહ્યું, 'તો કસમ છે તે ઝાતની જેણે આસમાન બનાવ્યું, ધરતી બનાવી અને તે પર પહાડ ગોઠવ્યા, શું અલ્લાહ તઆલાએ જ તમને (નબી બનાવીને) મોકલ્યા છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'બેશક, મને અલ્લાહ તઆલાએ જ મોકલ્યો છે.' પછી તેણે કહ્યું, 'તમારા પ્રતિનિધિએ અમારાથી આ પણ બયાન કર્યું હતું કે, અમારા પર રાત–દિવસમાં પાંચ નમાઝો પણ ફર્ઝ છે !' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'એ પણ તેણે તમારાથી ઠીક કહ્યું.' તે બદૂએ કહ્યું, 'તો કસમ આપને મોકલનારની, શું અલ્લાહ તઆલાએ જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એ નમાઝોનો પણ હુકમ કર્યો છે ?' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'હા, એ અલ્લાહ તઆલાનો જ આદેશ છે.'

ફરી બદૂએ કહ્યું, 'અને આપના કાસિદે બયાન કર્યું હતું કે અમારા માલોમાં ઝકાત પણ નિશ્ચિત કરાઈ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'એ પણ તેણે તમારાથી સાચું કહ્યું છે.' દેહાતી–ગામડિયાએ કહ્યું, 'તો કસમ છે આપને મોકલનારની, શું અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તેનો હુકમ કર્યો છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'હા, એ પણ અલ્લાહ તઆલાનો જ આદેશ છે.' ફરી તે ગામડિયાએ કહ્યું કે, 'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માણસે બયાન કર્યું હતું કે, વર્ષમાં રમઝાન માસના રોઝા પણ અમારા પર ફર્ઝ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'એ પણ તેણે સાચું કહ્યું.'

તે પછી બદૂએ કહ્યું, 'અને આપના કાસિદે અમારાથી એ પણ બયાન કર્યું કે, અમારામાંથી જે હજ્જના માટે મક્કા પહોંચવાની તાકાત ધરાવતો હોય તેના પર બયતુલ્લાહની હજ્જ પણ ફર્ઝ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'એ પણ તેણે સત્ય કહ્યું.' (રાવીનું વૃત્તાંત છે કે) આ સવાલ–જવાબ કરીને તે ગામડિયો તો ચાલ્યો ગયો અને જતાં જતાં તેણે કહ્યું, 'તે ઝાતની કસમ જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હક લઈને મોકલ્યા છે–હું તેમાં ન વધારો કરીશ, ન ઘટાડો.' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જો એ (આ વાતમાં) સાચો છે, તો તે અવશ્ય જન્નતમાં જશે !'

**ખુલાસો** : હદીષની શરૂઆતમાં 'પ્રશ્ન કરવાની જે મનાઈ' આવેલી છે તેનો ઈશારો કુરઆને પાકની આ આયત તરફ છે : તરજુમો : 'હે ઈમાનીઓ ! એવી બાબતો વિશે ન પૂછો કે જો તમારી સામે જાહેર કરી દેવામાં આવે તો તમને બુરી લાગે.' વાત આ છે કે નવા નવા પ્રશ્નો કરવા એ માનવ પ્રકૃતિ છે, પરંતુ એ ટેવને જો બિલકુલ છોડી દેવામાં આવે, તો પરિણામ એ આવે છે કે તબિયતોનું રુખ બાલની ખાલ કાઢવા તરફ જ વધારે રહે છે, અને ખોદ–કુરેદની જ તબિયત બનતી જાય છે અને અમલ ઘટતો ચાલે છે. ઉપરાંત, તેમાં સમયનો પણ બગાડ અને દુર્વ્યય થાય છે અને સમયના નબીથી વધારે પ્રશ્નો કરવામાં એક ખરાબી આ પણ હોય છે કે, તેમના તરફથી ઉત્તર મળ્યા પછી ઉમ્મતની પાબંદીઓમાં વધારો થઈ જાય છે.

સારાંશ કે આ જ કારણોના લઈ બિનજરૂરી પ્રશ્નો કરવાથી સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હૂમ)ને પણ રોકી દેવામાં આવ્યા હતા, જેથી તેઓ પછી ખૂબ જ ઓછા પ્રશ્નો કરતા હતા અને એના આરઝૂમંદ રહેતા હતા કે કોઈ બદૂ આવે અને તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કંઈક પૂછે તો અમને પણ કંઈક સાંભળવાનું મળી જાય, કારણ કે બદૂઓ (બિચારાઓ) માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ત્યાં ઘણી છૂટછાટ હતી. હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ) રાવી છે કે, 'બદૂ આપને

ત્યાં પ્રશ્નોમાં ખૂબ નીડર હતા અને જે ચાહતા હતા, (તે પ્રશ્નો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી) ખચકાટ વિના પૂછતા હતા.'

*(ફત્હુલ્ બારી)*

પ્રશ્નકર્તાએ જતાં જતાં અંતમાં સોગંદ સાથે જે આ કહ્યું કે, 'હું તેમાં કોઈ વધઘટ ન કરીશ' તો મહદ્અંશે તેનો મતલબ એ જ હતો કે હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ તાલીમ અને હિદાયતની સંપૂર્ણ પેરવી કરીશ અને પોતાની પસંદથી તેમાં કોઈ કમી–ઝિયાદતી ન કરીશ. બીજો મતલબ એ પણ થઈ શકે છે કે હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પયગામ જે પ્રમાણે છે તે મુજબ જ મારા કબીલાને પહોંચાડીશ અને તેમાં પોતાના તરફથી કોઈ વધઘટ કરીશ નહિ.

અન્ય રિવાયતોમાં છે કે, તેમણે પોતાની કોમમાં પહોંચીને ખૂબ જોશ અને ધગશની સાથે તબ્લીગ કે પ્રચાર શરૂ કર્યો, મૂર્તિપૂજાની વિરુદ્ધ એટલી વિશાળતાથી તકરીરો–વક્તવ્યો આપ્યા કે તેમના કેટલાક સગાંએ તેમને કહ્યું : હે ઝિમામ ! કોઢ, રક્તપિત્ત(ની બીમારી) અને ગાંડપણથી ડર ! (દેવતાઓની વિરુદ્ધાઈથી ક્યાંક તું કોઢી અને ગાંડો ન બની જાય.), પરંતુ અલ્લાહ તઆલાએ તેમની તબ્લીગમાં એટલી બરકત આપી કે, સવારે જે લોકો (હઝરત) ઝિમામ (રદિયલ્લાહુ અન્હૂ)ને કોઢ અને ગાંડપણથી ડરાવી રહ્યા હતા, સાંજે તેઓ પણ મૂર્તિપૂજાથી બેઝાર અને તૌહીદ (અલ્લાહ પાકને એક જ માનવા)વાળાઓના વર્તુળમાં દાખલ થઈ ગયા અને આખા કબીલામાં એક પણ શ્વાસ લેનાર બેઈમાન ન રહ્યો. અલ્લાહ રબ્બુલ આલમીન તેઓ અને આપણાં સૌથી રાજી થઈ જાય, આમીન !

(૫) عَنْ اَبِىْ اَيُّوْبَ اَنَّ اَعْرَابِيًّا عَرَضَ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَهُوَ فِىْ سَفَرٍ فَاَخَذَ بِخِطَامِ نَاقَتِهٖ (اَوْ بِزِمَامِهَا) ثُمَّ قَالَ: يَا رَسُوْلَ اللّٰهِ (اَوْ يَا مُحَمَّدُ) اَخْبِرْنِىْ بِمَا يُقَرِّبُنِىْ مِنَ الْجَنَّةِ وَيُبَاعِدُنِىْ مِنَ النَّارِ؟ قَالَ: فَكَفَّ النَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ نَظَرَ فِىْ اَصْحَابِهٖ ثُمَّ قَالَ لَقَدْ وُفِّقَ (اَوْ لَقَدْ هُدِىَ)

قَالَ: كَيْفَ قُلْتَ ؟ فَأَعَادَ. فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: تَعْبُدُ اللهَ وَلَا تُشْرِكُ بِهٖ شَيْئًا وَّتُقِيْمُ الصَّلٰوةَ وَتُؤْتِي الزَّكٰوةَ وَتَصِلُ الرَّحِمَ دَعِ النَّاقَةَ.

(رواه مسلم)

(૫) તરજુમો : હઝરત અબૂ અય્યૂબ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક સફરમાં હતા કે એક બદ્દૂ સામે આવીને ઊભો થઈ ગયો અને તેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાંઢણીની લગામ પકડી લીધી. પછી કહ્યું : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! (અથવા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ લઈને કહ્યું કે, 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને તે વાત બતાવો જે જન્નતથી મને નજીક અને દોઝખથી દૂર કરી દે.' રાવી કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અટકી ગયા. પછી પોતાના સાથીઓ તરફ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું અને (તેમનું ધ્યાન દોરતાં) ફરમાવ્યું કે, 'એને સારી તૌફીક મળી (અથવા ફરમાવ્યું કે, એને ખૂબ હિદાયત મળી.') ફરી તે ગામડિયા પ્રશ્નકર્તાને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે; હા, જરા ફરી કહો, તમે શું કહ્યું?' પ્રશ્નકર્તાએ કહ્યું, 'મને તે વાત બતાવો, જે મને જન્નતથી નજીક અને દોઝખથી દૂર કરી દે.'

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ઈબાદત કરતા રહો ફક્ત અલ્લાહ તઆલાની, અને કોઈ વસ્તુને તેની સાથે કોઈ રીતે પણ ભાગીદાર ન ઠેરવો; અને નમાઝ કાયમ કરતા રહો, અને ઝકાત અદા કરતા રહો; અને સિલારહમી કરો (અર્થાત્ પોતાનાં સગાં સાથે દરજ્જા પ્રમાણે સારો વર્તાવ કરો, તેમના હક અદા કરો.') એ વાત પૂરી ફરમાવીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે બદ્દૂને ફરમાવ્યું કે, 'હવે અમારી સાંઢણીની લગામ છોડી દો.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ જન્નતથી નજીક અને જહન્નમથી દૂર કરનારા આ'માલમાંથી ફક્ત અલ્લાહ તઆલાની ખાલિસ–નિર્ભેળ બંદગી–નમાઝ કાયમ કરવી, ઝકાતની અદાયગી અને સિલારહમીનું જ વર્ણન કર્યું. ત્યાં સુધી કે રોઝહ અને હજ્જનો પણ ઉલ્લેખ ન કર્યો; તો એનો મતલબ એ નથી કે માનવીના માટે બસ એ જ ચાર વાતો કાફી છે અને તે સિવાયના જે ફર્ઝો અને વાજિબાત છે, તે બિનજરૂરી અને મહત્ત્વવિહીન છે.

હદીષના તાલિબે ઈલ્મ કે વિદ્યાર્થીએ આ ઉસૂલ કે સિદ્ધાંતને હંમેશા ધ્યાનમાં રાખવો જોઈએ કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉમ્મતના માટે એક લાગણીશીલ શિક્ષક અને મહેરબાન કેળવણીકાર છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ લેખક અને સંપાદક નથી. મહેરબાન ઉસ્તાઝની રીત એ જ હોય છે, અને એ જ તેના માટે સહીહ–ઠીક પણ છે કે, તે જે પ્રસંગે જે વાતની પ્રેરણા અને તાલીમ વધારે યોગ્ય સમજે છે, બસ ત્યારે તેટલી જ વાત બતાવે છે.

એ રીત લેખકો–મુસન્નિફોની છે કે, જ્યાં તે જે વિષય પર ચર્ચા કરે છે, તેનાં સઘળાં પાસાં તથા તેને લગતી વાતોને તે જ સ્થળે વર્ણવે છે. કોઈ મહેરબાન ઉસ્તાઝ અને તરબિયતકારની તાલીમ અને તલ્કીનમાં પણ લેખકો અને શાસ્ત્રકારો (અર્બાબે ફુનૂન)ની એ જ વર્ણન પદ્ધતિ ઢૂંઢવી, હકીકતમાં પોતાના ઝૌકની ખરાબી છે.

રોઝા, હજ્જ, જિહાદ વગેરેનું જે આ હદીષમાં વર્ણન નથી, તો એનું કારણ એ છે કે, ત્યારે તે પૂછનારને એ જ ચાર વાતોની તરગીબ અને નસીહત કરવાની વિશેષ આવશ્યકતા હતી; અને કદાચ તેનો આ સબબ હોય કે, આમ તોર પર કે સામાન્યતઃ એ જ ચાર ચીઝોમાં લોકોથી કમી–કોતાહી વધુ થાય છે અર્થાત્ નમાઝ કાયમ કરવા, ઝકાતની અદાયગી અને સિલારહમીમાં ગફલત–બેપરવાઈ અને કોતાહી અને અલ્લાહ તઆલાની સાથે શિર્કનો ડર બીજી કોતાહીઓથી વધારે રહે છે. આજે પણ આપણે જોઈ રહ્યા છીએ કે, રોઝા અને હજ્જ જેમના પર ફર્ઝ છે તેઓમાં તેમને

છોડનાર એટલા નથી, જેટલા નમાઝ, ઝકાત અને સિલારહમી વગેરે હુકૂકુલ ઈબાદ (માનવીય હક્કો)ની અદાયગીમાં લાપરવાહી કરનારા છે અથવા જે કોઈ પ્રકારના જલી કે ખફી (જાહેર કે છૂપા) પ્રકારના શિર્કમાં ખરડાયેલા છે.

એવા માનવી તો કદાચ ઢૂંઢયે પણ ન મળે, જે નમાઝ, ઝકાત અને બંદાઓના હક્કોની અદાયગીના તો પૂરા પાબંદ હોય, પરંતુ રોઝા અને હજ્જ ફર્ઝ હોવા છતાં અદા ન કરતા હોય. હા, તમે એવા લોકોને ગણી પણ નથી શકતા જે રમઝાન આવવા પર રોઝા તો રાખી લે છે, પરંતુ નમાઝના પાબંદ નથી અથવા ભલે હજ્જ તો તેમણે કરી લીધી છે, પરંતુ ઝકાત અને સિલારહમી જેવા માનવીય હક્કોની બાબતમાં તેઓ ખૂબ કોતાહી કરે છે.

તાત્પર્ય આ કે ખૂબ શક્ય છે કે એ જ કારણથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્યારે ફક્ત આ જ ચાર વાતોની રગબત કે શોખ અપાવવા પર બસ કરી હોય. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**ફાયદો :** આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફકત જુઓ ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સફરમાં છે. સાંઢણી પર સવાર જઈ રહ્યા છે. (જાહેર છે કે ખચીત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ અગત્યના દીની કામ માટે જ જતા હશે.) રસ્તામાં એક બિલકુલ અજાણ બદ્દૂ સામે આવીને સાંઢણીની લગામ પકડીને ઊભો થઈ જાય છે અને પૂછે છે કે, 'મને જન્નતથી નજીક અને જહન્નમથી દૂર કરનારી વાત બતાવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની આ વર્તણૂકથી નારાજ નથી થતા; બલકે તેની દીની લાલચની પ્રશંસા ફરમાવી પોતાના સાથીઓને લક્ષ અપાવવા, તેને પ્રશ્ન દોહરાવવા ફરમાવ્યું. તે પછી તેને જવાબ આપે છે અને અંતમાં ફરમાવે છે, 'સારું, હવે લગામ છોડી દો !' અલ્લાહુ અકબર ! પયગમ્બરી શું છે, શફકત અને દયાની જીવતી–જાગતી પ્રતિમા છે.

રહમત હો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અલ્લાહ તઆલાની અને સલામતી હો આપની રહમત અને શફકત પ્રમાણે.

હા, આ વાત ધ્યાનમાં રહે કે એ પૂછનાર એક બદ્દૂ હતો; સમજદાર માટેના આદાબ–વિવેક બીજા છે.

*મિસ્રો–પંક્તિ,*

**'મૂસિયા આદાબે દાના દીગર અંદ !'**

(٦) عَنْ طَلْحَةَ بْنِ عُبَيْدِ اللّٰهِ قَالَ جَاءَ رَجُلٌ إِلَى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ اَهْلِ نَجْدٍ ثَائِرَ الرَّاسِ نَسْمَعُ دَوِيَّ صَوْتِهٖ وَلَا نَفْقَهُ مَا يَقُوْلُ حَتّٰى دَنَا مِنْ رَسُوْلِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاِذَا هُوَ يَسْأَلُ عَنِ الْاِسْلَامِ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ خَمْسُ صَلَوَاتٍ فِي الْيَوْمِ وَاللَّيْلَةِ فَقَالَ هَلْ عَلَيَّ غَيْرُهُنَّ؟ فَقَالَ: لَا اِلَّا اَنْ تَطَوَّعَ، قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: وَصِيَامُ شَهْرِ رَمَضَانَ، فَقَالَ: هَلْ عَلَيَّ غَيْرُهٗ، فَقَالَ: لَا اِلَّا اَنْ تَطَوَّعَ، قَالَ: وَذَكَرَ لَهٗ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ الزَّكٰوةَ، فَقَالَ: هَلْ عَلَيَّ غَيْرُهَا، فَقَالَ: لَا اِلَّا اَنْ تَطَوَّعَ، قَالَ: فَأَدْبَرَ الرَّجُلُ وَهُوَ يَقُوْلُ: وَاللّٰهِ لَا اَزِيْدُ عَلٰى هٰذَا وَلَا اَنْقُصُ مِنْهُ، فَقَالَ: اَفْلَحَ الرَّجُلُ اِنْ صَدَقَ. (رواه البخاري ومسلم)

**હદીષ નં. (૬) તરજુમો :** હઝરત તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે એક માણસ જે નજ્દના પ્રદેશનો રહીશ હતો અને તેના માથાના વાળ વિખરાયેલા હતા, (કંઈક બોલતો બોલતો) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તરફ આવ્યો. અમે તેનો અવાજ તો સાંભળતા હતા, પરંતુ તે સ્પષ્ટ ન હોવાથી (અને કદાચ અંતર વધુ હોવાથી પણ) તેની વાતને અમે સમજી રહ્યા ન હતા; ત્યાં સુધી કે તે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નજીક આવી ગયો. હવે તે પ્રશ્ન કરે છે ઈસ્લામ વિશે (અર્થાત્ તેણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'મને ઈસ્લામના તે ખાસ આદેશો દર્શાવો જેના પર અમલ કરવું મારા તથા પ્રત્યેક મુસલમાન માટે

જરૂરી છે.')

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'પાંચ તો નમાઝો છે દિવસ–રાતમાં (જે ફર્ઝ કરવામાં આવી છે, અને ઈસ્લામમાં એ સૌથી અગત્યનો અને પ્રથમ ફર્ઝ છે.') તેણે અરજ કરી કે, 'શું તે ઉપરાંત અન્ય કોઈ નમાઝ પણ મારા માટે જરૂરી હશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'ના' (ફર્ઝ તો બસ, એ જ પાંચ નમાઝો છે), પરંતુ તમને હક છે કે પોતાની ખુશીથી (એ પાંચ ફર્ઝો સિવાય) અન્ય વધારાની નમાઝો પઢો (અને વધુ સવાબ હાસિલ કરો.') પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'અને વર્ષમાં પૂરો મહિનો રમઝાનના રોઝા ફર્ઝ કરવામાં આવ્યા છે, (અને એ ઈસ્લામનો બીજો આમ ફર્ઝ છે.') તેણે અરજ કરી, 'શું રમઝાન ઉપરાંત કોઈ બીજા રોઝહ પણ મારા માટે જરૂરી થશે ?')

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'ના' (ફર્ઝ તો બસ રમઝાનના જ રોઝા છે), પરંતુ તમને હક છે કે તમારા દિલની ખુશીથી તમે અન્ય નફલી રોઝહ રાખો (અને અલ્લાહ તઆલાની વધુ નિકટતા અને સવાબ મેળવો.') રાવી કહે છે કે એ પછી હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસ સામે ઝકાતના ફર્ઝનો પણ ઉલ્લેખ કર્યો. તે પર પણ તેણે એ જ કહ્યું કે, 'શું એ ઝકાત સિવાય કોઈ અન્ય સદકો કરવો પણ મારા માટે જરૂરી હશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'ના' (ફર્ઝ તો બસ ઝકાત જ છે), પરંતુ તમને હક છે કે પોતાના દિલની ખુશીથી તમે નફલી સદકા આપો (અને વધારે સવાબ પામો.')

હદીષના રાવી હઝરત તલ્હા (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, તે પછી તે પ્રશ્ન કરનાર માણસ પાછો ફરી ગયો, અને તે કહેતાં જઈ રહ્યો હતો કે, (મને જે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યું છે) હું તેમાં (પોતાના તરફથી) કશી વધઘટ ન કરીશ !' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તેની એ વાત સાંભળીને) ફરમાવ્યું,

‘તેણે કામિયાબી મેળવી લીધી જો તે (પોતાની આ વાતમાં) સાચો છે.’

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** આ હદીષમાં ઈસ્લામના અરકાનમાંથી ‘હજ્જ’નો ઉલ્લેખ નથી; તેનું એક કારણ આ પણ હોઈ શકે છે કે, એ બનાવ હજ્જ ફર્ઝ થવાથી પહેલાંનો હોય. મશહૂર કથન પ્રમાણે હજ્જ સન (૮) યા (૯) હિજરીમાં ફર્ઝ થઈ છે. તો શક્ય છે કે એ બનાવ એથી આગળનો હોય. એક વાત આ પણ કહી શકાય છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તો આ પ્રસંગે હજ્જનું અને ઈસ્લામના અન્ય અગત્યના આદેશોનું પણ વર્ણન કર્યું હોય, પરંતુ રિવાયત કરતી વેળા સહાબી (રદિયલ્લાહુ અન્હૂ)એ ટૂંકાવી દીધું હોય; અને ખરેખર એવું જ જણાય છે. જેમ કે બુખારી શરીફની એક રિવાયતમાં નમાઝ, રોઝહ અને ઝકાતના વર્ણન પછી રાવીના આ શબ્દો પણ રિવાયત થયા છે કે, ‘હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસને ઈસ્લામના અહકામ બતાવ્યા.’

## અરકાને ઈસ્લામની દા’વત–આમંત્રણમાં તરતીબ અને તદ્રીજ કે ક્રમ અને ધીરજ :

(۷) عَنِ ابْنِ عَبَّاسٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ
لِمُعَاذِ بْنِ جَبَلٍ حِيْنَ بَعَثَهُ اِلَى الْيَمَنِ اِنَّكَ سَتَأْتِيْ قَوْمًا مِنْ اَهْلِ الْكِتَابِ فَاِذَا
جِئْتَهُمْ فَادْعُهُمْ اِلٰى اَنْ يَّشْهَدُوْا اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللهِ، فَاِنْ
هُمْ اَطَاعُوْا لَكَ بِذٰلِكَ فَاَخْبِرْهُمْ اَنَّ اللهَ قَدْ فَرَضَ عَلَيْكُمْ خَمْسَ صَلَوَاتٍ فِيْ
كُلِّ يَوْمٍ وَلَيْلَةٍ فَاِنْ هُمْ اَطَاعُوْا لَكَ بِذٰلِكَ فَاَخْبِرْهُمْ اَنَّ اللهَ قَدْ فَرَضَ
عَلَيْكُمْ صَدَقَةً تُؤْخَذُ مِنْ اَغْنِيَائِهِمْ فَتُرَدُّ عَلٰى فُقَرَائِهِمْ، فَاِنْ هُمْ اَطَاعُوْا لَكَ
بِذٰلِكَ فَاِيَّاكَ وَكَرَائِمَ اَمْوَالِهِمْ وَاتَّقِ دَعْوَةَ الْمَظْلُوْمِ فَاِنَّهُ لَيْسَ بَيْنَهُ وَبَيْنَ
اللهِ حِجَابٌ. (رواه البخاري ومسلم)

(૭) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ કહે છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)ને યમનની તરફ મોકલ્યા તો (વિદાય કરતાં) તેમને ફરમાવ્યું : તમે ત્યાં અહલે કિતાબમાંથી એક કોમની પાસે પહોંચશો તો જ્યારે તમે તેમની પાસે જાઓ તો (સૌ પ્રથમ) તેમને એની દા'વત દેજો કે તેઓ ગવાહી આપે (અર્થાત્ દિલ અને ઝબાનથી સ્વીકારે) કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ મા'બૂદ–પૂજ્ય નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે. તો જો તેઓ તમારી એ વાત માનીને ગવાહી આપી દે, તો પછી તમે તેમને બતાવજો કે, અલ્લાહ તઆલાએ દિવસ–રાતમાં તમારા પર પાંચ નમાઝો ફર્ઝ કરી છે.

પછી જ્યારે તેમાં પણ તેઓ તમારી પેરવી કરે, તો તે પછી તેમને બતાવજો કે, અલ્લાહ તઆલાએ તમારા પર ઝકાત પણ ફર્ઝ કરી છે; જે કોમના અમીરોથી લઈને તેના ગરીબોને અપાશે. પછી જો તેઓ તમારી એ વાતને પણ માની લે; તો પછી (ઝકાત વસૂલ કરતી વેળા છાંટી–ચૂંટીને) તેમના સારા સારા માલ ન લેતા અને મઝલૂમ–પીડિતની બદ્દુઆ કે શ્રાપથી ખૂબ બચજો, કારણ કે તેની અને અલ્લાહ તઆલાની વચ્ચે કશી આડ નથી.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : ઈમામ બુખારી (રહ્મતુલ્લાહિ અલયહ) વગેરે કેટલાક આલિમોના મતે આ ૧૦ હિજરીનો અને સીરત અને ગઝવાઓના બહુધા આલિમોના નજીક આ સન ૯ હિજરીનો બનાવ છે. એમાં નમાઝ અને ઝકાતનો ઉલ્લેખ (અને રોઝા અને હજ્જના ફર્ઝ હોવાનો હુકમ આવી ગયા છતાં) ઉલ્લેખ ન હોવાનો જે ઈશ્કાલ કે મૂંઝવણ છે; આ નાચીઝના નજીક તેનો સૌથી સારો જવાબ આ છે કે, હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે હિદાયત આપી, તેનાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હેતુ તેમને ઈસ્લામના તે સઘળા ફર્ઝો

અને હુકમોને બતાવવાનો ન હતો, જે ઈસ્લામ લાવ્યા પછી એક મુસલમાન પર લાગુ થાય છે; બલકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આશય ફક્ત એ હતો કે, દીનના આમંત્રણ અને ઈસ્લામની તાલીમમાં આમંત્રણ દેનાર (દાઈ) અને શિક્ષકે જે ક્રમ અને ધીરજ અપનાવવી જોઈએ; તે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને બતાવી આપે, જેથી ઈસ્લામનો સ્વીકાર તેમને મુશ્કેલ ન લાગે.

સૌ પ્રથમ તૌહીદ અને રિસાલતને પેશ કરે. તેને માની લે તો પાંચ વખતની નમાઝ ફર્ઝ હોવાની જાણ કરે. તેનો સ્વીકાર કરે, પછી ઝકાતનો ફર્ઝ તેમને બતાવે, જે અમીરોથી લઈ કોમના ગરીબોને અપાશે.

સારાંશ કે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને આ સૂચના આપવાથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મકસદ દા'વત અને તાલીમમાં તરતીબ–ક્રમ અને આહિસ્તગીનો હિકમતભર્યો સિદ્ધાંત બતાવવાનો હતો. બાકી ઈસ્લામના જરૂરી અહકામ અને અરકાનથી તો હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) વાકિફ જ હતા, તેથી એ સમયે સૌને વર્ણવવાની આવશ્યકતા ન હતી.

તે ઉપરાંત એમાં પણ શંકા નથી કે, ઈસ્લામના અરકાન અને ફર્ઝોમાં નમાઝ અને ઝકાત જ સૌથી વધારે અગત્યના છે અને કુરઆને મજીદમાં એ જ બંને પર સૌથી વધારે ભાર દેવામાં આવ્યો છે, જેનું એક કારણ આ પણ હોઈ શકે છે કે જે માણસ એ બેને અદા કરવા લાગે, તેના માટે બાકીના રુકનો અને ફર્ઝોની અદાયગી સરળ થઈ જાય છે; જેમ કે અનુભવ અને દર્શન પણ છે. ઉપરાંત માનવીય નફ્સ–મનની કેળવણીમાં એ બંનેની ખૂબ વધારે દખલ છે; અને બનતા સુધી તેથી જ કુરઆન–હદીષમાં ઘણાં બધાં સ્થળે ફક્ત એ બે રુકનોનું જ વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઝકાતની વસૂલી વેળા આ પણ નસીહત ફરમાવી કે, લોકોના માલ (દા. ત. પેદાવાર, જાનવરો)માંથી ઉત્તમથી ઉત્તમ ચૂંટીને ન

લેવામાં આવે; બલકે મધ્યમ માલથી ઝકાત વસૂલ કરવામાં આવે.

અંતમાં આ નસીહત ફરમાવી કે, જુઓ ! મઝલૂમની બદ્દુઆથી બચજો ! (મતલબ આ છે કે તમે એક પ્રદેશના હાકિમ થઈને જઈ રહ્યા છો. ક્યારેય કોઈની ઉપર ઝુલ્મ અને અત્યાચાર ન કરતા, કારણ કે મઝલૂમ–પીડિતની દુઆ કબૂલ થઈને જ રહે છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે : મઝલૂમની દુઆ કબૂલ જ થાય છે, ભલે તે બદકાર પણ હોય. તેની બદકારીનો વબાલ તેની ઝાત પર છે.' (બદકાર હોવા છતાં ઝાલિમના હકમાં તેની બદ્દુઆ કબૂલ થાય છે.)

*(ફત્હ, ઉમ્દહ)*

એક અન્ય હદીષમાં આ શબ્દો પણ છે : મઝલૂમની બદ્દુઆ કબૂલ થાય છે, ભલે તે કાફિર જ કેમ ન હોય; તેના માટે કોઈ રુકાવટ નથી.'

*(ઉમ્દહ)*

**ફાયદો** : આ હદીષથી એ પણ જણાયું કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રસૂલ હોવા પર ઈમાન લાવવું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની લાવેલ શરીઅત પર ચાલવું અહલે કિતાબના માટે પણ જરૂરી છે, અને પોતાના આગલા દીનો (મૂસવી, ઈસવી વગેરે) પર કાયમ રહેવું હવે તેમની નજાતના માટે કાફી નથી. આપણાં યુગનાં કેટલાક મુસલમાન કહેવડાવનારા પઢેલા–ભણેલા જેઓ આ ખ્યાલ જાહેર કરે છે કે, યહૂદ અને નસારા જેવી કૌમો પોતાની જૂની શરીઅતો પર ચાલીને પણ અલ્લાહ તઆલાની રઝામંદી અને મુક્તિ પામી શકે છે; તેમના માટે ઈસ્લામી શરીઅતની પાબંદી જરૂરી નથી.' તેઓ દીન અને તેના ઉસૂલો–સિદ્ધાંતોથી યા તો જાહિલ–અજાણ છે અથવા અસલમાં મુનાફિક–દ્વિમુખી છે. આગલી હદીષમાં એ જ પ્રશ્ન ઓર વધારે સ્પષ્ટતાથી બયાન કરવામાં આવ્યો છે.

**અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર જે માણસ ઈમાન ન લાવે અને તેમના લાવેલા દીનને પોતાનો દીન ન બનાવે તે મુક્તિ નથી પામી શકતો ! :**

(٨) عَنْ اَبِىْ هُرَيْرَةَ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: وَالَّذِىْ نَفْسُ مُحَمَّدٍ (صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) بِيَدِهٖ لَا يَسْمَعُ بِىْ اَحَدٌ مِنْ هٰذِهِ الْاُمَّةِ يَهُوْدِىٌّ وَلَا نَصْرَانِىٌّ ثُمَّ يَمُوْتُ وَلَمْ يُؤْمِنْ بِالَّذِىْ اُرْسِلْتُ بِهٖ اِلَّا كَانَ مِنْ اَصْحَابِ النَّارِ. (رواه مسلم)

(૮) તરજુમો : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કસમ તે પાક ઝાતની જેના કબઝામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જાન છે, આ ઉમ્મતનો (અર્થાત્ આ જમાનાનો) જે કોઈ પણ યહૂદી અથવા ઈસાઈ મારી ખબર સાંભળી લે (એટલે મારી રિસાલતની દઅવત તેને પહોંચી જાય) અને પછી તે મારા પર અને મારા લાવેલા દીન પર ઈમાન લાવ્યા વિના મૃત્યુ પામે તો અવશ્ય તે દોઝખીઓમાંથી હશે.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં યહૂદી અથવા નસરાનીનું વર્ણન ફક્ત ઉદાહરણરૂપે અને એ જાહેર કરવા માટે કરવામાં આવ્યું છે કે, જ્યારે યહૂદ–નસારા જેવા માન્ય અહલે કિતાબ પણ ખાતમુલ્ અમ્બિયા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન લાવ્યા વિના અને તેમની શરીઅતને સ્વીકાર્યા વિના નજાત નથી પામી શકતા; તો અન્ય કાફિરો–મુશ્રિકોનો અંજામ એ પરથી જ સમજી લેવામાં આવે.

સારાંશ કે આ મુહમ્મદી યુગમાં (જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બેઅ્ષતથી શરૂ થયો છે અને કિયામત સુધી રહેશે) જે માનવીને

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નુબુવ્વતની દઅ્વત પહોંચી જાય, છતાં તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન ન લાવે અને આપના લાવેલ દીનને પોતાનો દીન ન બનાવે અને એ હાલતમાં મરી જાય તો તે દોઝખમાં જશે. હા, જે બિચારાને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નુબુવ્વતની જાણ અને ઈસ્લામની દઅ્વત–આમંત્રણ જ ન મળ્યું હોય, તે મઅ્ઝૂર છે.

આ પ્રશ્ન ઈસ્લામની ફાઈનલ (કત્ઈય્યાત) અને મનન વિના સમજી શકાય એવી વાતો (બદીહિય્યાત)માંથી છે, જેમાં શંકા–કુશંકા હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નુબુવ્વત અને રિસાલતની હેસિયત કે પોઝિશનને ન સમજવાથી જ ઉપસ્થિત થઈ શકે છે.

(۹) عَنْ عَبْدِاللّٰهِ بْنِ مَسْعُوْدٍ قَالَ جَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ (صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) فَقَالَ يَارَسُوْلَ اللّٰهِ اَرَأَيْتَ رَجُلًا مِنَ النَّصَارٰى مُتَمَسِّكًا بِالْاِنْجِيْلِ وَرَجُلًا مِنَ الْيَهُوْدِ مُتَمَسِّكًا بِالتَّوْرَاةِ يُؤْمِنُ بِاللّٰهِ وَرَسُوْلِهٖ ثُمَّ لَمْ يَتَّبِعْكَ قَالَ رَسُوْلُ اللّٰهِ (صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) مَنْ سَمِعَ بِيْ مِنْ يَهُوْدِيٍّ اَوْ نَصْرَانِيٍّ ثُمَّ لَمْ يَتَّبِعْنِيْ فَهُوَ فِي النَّارِ. (اخرجه الدارقطنى فى الافراد)

(૯) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેમણે બયાન કર્યું કે, એક માણસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યો અને તેણે પ્રશ્ન કર્યો કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એક નસરાની માણસ છે જે ઈન્જીલ (બાઈબલ) પ્રમાણે અમલ કરે છે; અને એ જ રીતે એક યહૂદી માણસ છે જે તવરાતના આદેશો મુજબ ચાલે છે અને તે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન પણ ધરાવે છે, પરંતુ તે છતાં તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દીન અને શરીઅત પર નથી ચાલતો તો ફરમાવો, તેનો શું હુકમ છે ?'

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે યહૂદી અથવા નસરાનીએ મારા વિશે સાંભળી લીધું (એટલે મારી દઅવત તેને પહોંચી ગઈ) અને તે પછી પણ તેણે મારી પેરવી ન કરી, તો તે દોઝખમાં જવાવાળો છે.' *(દાર કુત્ની)*

**ખુલાસો :** આ હદીષમાં સ્પષ્ટતા છે કે જો કોઈ યહૂદી અથવા નસરાની અલ્લાહ તઆલાને એક માનતો હોય અને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ સાચા માનતો હોય; પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની લાવેલી શરીઅતના બદલે તૌરેત અને ઈન્જીલની જ પેરવી કરતો હોય અને તેને પોતાની નજાતના માટે કાફી સમજતો હોય તો તેની મુક્તિ ન થશે.

એ જ હકીકતનું એ'લાન કુરઆને મજીદમાં પણ કરવામાં આવ્યું છે. તરજુમો : હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! (જે લોકો આપની શરીઅતની પેરવી કર્યા વિના અલ્લાહ તઆલાને ચાહે છે અને તેની બખ્શિશ પામવાના ધોકામાં રાચે છે, તેમને) આપ કહી દો કે, જો તમે ખરેખર જ અલ્લાહ તઆલાને ચાહો છો, તો (એ વિના હવે તેનો કોઈ રસ્તો નથી કે) મારી શરીઅતની પેરવી કરો ! (જો તેમ કરશો તો) અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત કરશે અને તમારા ગુનાહ બખ્શી દેશે; (અને જો તમે મારી પેરવી ન કરશો, તો અલ્લાહ તઆલાની મુહબ્બત અને મગફિરતના તમે હકદાર ન ઠરી શકશો.') *(સૂરએ આલિ ઈમરાન, રુકૂઅ–૪)*

## સાચો ઈસ્લામ અને ઈમાન નજાતની ઝમાનત કે જામિનગીરી છે :

(١٠) عَنْ اَبِىْ هُرَيْرَةَ اَوْ عَنْ اَبِىْ سَعِيْدٍ (شَكَّ الْاَعْمَشُ) قَالَ لَمَّا كَانَ يَوْمُ غَزْوَةِ تَبُوْكَ اَصَابَ النَّاسَ مَجَاعَةٌ قَالُوْا يَارَسُوْلَ اللّٰهِ لَوْ اَذِنْتَ لَنَا فَنَحَرْنَا نَوَاضِحَنَا فَاَكَلْنَا وَادَّهَنَّا فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِفْعَلُوْا، قَالَ

فَجَاءَ عُمَرُ فَقَالَ: يَارَسُوْلَ اللّٰهِ اِنْ فَعَلْتَ قَلَّتِ الظُّهُوْرُ وَلٰكِنِ ادْعُهُمْ بِفَضْلِ اَزْوَادِهِمْ ثُمَّ ادْعُ اللّٰهَ لَهُمْ عَلَيْهَا بِالْبَرَكَةِ لَعَلَّ اللّٰهَ اَنْ يَّجْعَلَ فِيْ ذَالِكَ. فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ نَعَمْ فَدَعَا بِنِطْعٍ فَبُسِطَهٗ ثُمَّ دَعٰى بِفَضْلِ اَزْوَادِهِمْ قَالَ فَجَعَلَ الرَّجُلُ يَجِيْئُ بِكَفِّ ذُرَةٍ قَالَ وَجَعَلَ يَجِيْئُ الْاٰخَرُ بِكَفِّ تَمْرٍ قَالَ وَيَجِيْئُ الْاٰخَرُ بِكِسْرَةٍ حَتّٰى اجْتَمَعَ عَلَى النِّطْعِ مِنْ ذَالِكَ شَيْئٌ يَسِيْرٌ قَالَ فَدَعَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِالْبَرَكَةِ. ثُمَّ قَالَ خُذُوْا فِيْ اَوْعِيَتِكُمْ قَالَ فَاَخَذُوْا فِيْ اَوْعِيَتِهِمْ حَتّٰى مَاتَرَكُوْا فِي الْعَسْكَرِ وِعَاءً اِلَّا مَلَئُوْهُ قَالَ فَاَكَلُوْا حَتّٰى شَبِعُوْا وَفَضَلَتْ فَضْلَةٌ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَشْهَدُ اَنْ لَّااِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنِّيْ رَسُوْلُ اللّٰهِ. لَايَلْقَى اللّٰهَ بِهِمَا عَبْدٌ غَيْرُ شَاكٍّ فَيُحْجَبُ عَنِ الْجَنَّةِ. (رواه مسلم)

(૧૦) તરજુમો : (અઅ્મશ તાબિઈ રહ્મતુલ્લાહિ અલયહ)એ પોતાના ઉસ્તાઝ અબૂ સાલિહ (રહ્મતુલ્લાહિ અલયહ)થી આ શંકાની સાથે નકલ કર્યું કે તેમણે હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરી હતી અથવા હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી કે તબૂકના ગઝવહના દિવસોમાં (જ્યારે ખોરાક ખતમ થઈ ગયો અને) લોકોને ભૂખે સતાવ્યા તો તેમણે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો રજા આપો તો અમે પાણી લાવનાર પોતાના ઊંટોને ઝબહ કરીએ. પછી તેમને ખાય પણ લઈએ અને તેમનાથી તેલ પણ મેળવી લઈએ.'

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'સારું, એમ કરી લો !' રાવી કહે છે કે, પછી હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) આવ્યા અને તેમણે અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમ કર્યું (અર્થાત્ લોકોને જો

ઊંટ ઝબહ કરવાની પરવાનગી આપી દીધી અને લોકોએ ઝબહ કરી નાખ્યા) તો સવારીઓ ઓછી થઈ જશે; (માટે એમ ન કરવામાં આવે.) હા, લોકોને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનો વધ્યો–ઘટયો ખોરાક લઈને બોલાવી લો. પછી તેમના માટે અલ્લાહ તઆલાથી બરકતની દુઆ ફરમાવો. આશા છે કે તેમાં અલ્લાહ તઆલા બરકત ફરમાવી દેશે.'

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'હા, ઠીક છે !' પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચામડાનું મોટું દસ્તરખ્વાન મંગાવ્યું. તેને બિછાવી દેવામાં આવ્યું. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ લોકોથી તેમનો વધ્યો–ઘટયો ખોરાક મંગાવ્યો; તો કોઈ મૂઠી જીણાં અનાજના દાણાં જ લઈને આવી રહ્યું છે, કોઈ એક મૂઠી ખજૂર, તો કોઈ રોટીનો એક ટુકડો જ લઈને ચાલ્યો આવે છે. એટલે સુધી કે, પાથરણાં પર થોડાક પ્રમાણમાં એ ચીજો ભેગી થઈ ગઈ. રાવી કહે છે કે તે પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બરકતની દુઆ ફરમાવી.

એ પછી ફરમાવ્યું : હવે તમે લોકો એમાંથી પોતપોતાના વાસણોમાં ભરી લો ! તે મુજબ સૌએ પોતપોતાના વાસણ ભરી લીધાં, ત્યાં સુધી કે (લગભગ ત્રીસ હજારના લશ્કરમાં) લોકોએ એક વાસણ ખાલી ન છોડયું. રાવી કહે છે કે, પછી સૌએ ખાધું, ત્યાં સુધી કે ખૂબ ધરાઇ ગયા અને કંઈક બચી પણ રહ્યું.

એ પર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીના લાયક નથી અને હું અલ્લાહ તઆલાનો રસૂલ છું. નથી કોઈ બંદો જે કશી શંકા–કુશંકા વિના સંપૂર્ણ યકીન અને સંતોષ સહિત આ બંને ગવાહીઓની સાથે અલ્લાહ તઆલાની સામે જાય; પછી તેને જન્નતથી રોકવામાં આવે.'

**ખુલાસો :** હદીષનો મઝમૂન સ્પષ્ટ છે, જે ઉદ્દેશથી આ હદીષને અહીં લખવામાં આવી છે, તેનો સંબંધ હદીષના ફક્ત અંતિમ ભાગથી છે. 'અલ્લાહ

તઆલાની તૌહીદ–એક હોવા અને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રસૂલ હોવાની ગવાહી' અદા કરવાનો મતલબ, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈમાની આમંત્રણનો સ્વીકાર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના લાવેલા દીને ઈસ્લામને પોતાનો દીન બનાવી લેવાનો છે. એ બાબતમાં તે જો મુખ્લિસ હોય, મુનાફિક કે દંભી ન હોય; અને શ્રદ્ધાવાન હોય, શંકા–કુશંકાનો શિકાર ન હોય; તો જો એ જ હાલતમાં મરશે, તો અવશ્ય જન્નતમાં જશે.

હવે જે માણસ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'નો સ્વીકાર કરે, પરંતુ ઈસ્લામને પોતાનો દીન ન બનાવતા કોઈ અન્ય દીન પર કાયમ રહે અથવા તૌહીદ–રિસાલત સિવાય અન્ય ઈમાની ચીજો, મિષાલરૂપે કુરઆને મજીદ કે કિયામતને ન માને તો તે કદાપિ એ ખુશખબરીનો હકદાર ન ઠરશે.

આ હદીષથી સંલગ્ન બીજા પણ કેટલાક સબક–બોધ મળે છે.

(૧) જો કોઈ મોટો, ત્યાં સુધી કે અલ્લાહ પાકના નબી અને રસૂલ પણ કોઈ મામલામાં પોતાની ઇચ્છા–મરજી જાહેર કરે અને સાહિબે રાય સેવકને તેમાં નુકસાનનું કોઈ પાસું દેખાય, તો તે અદબ–વિવેકની સાથે પોતાની સલાહ પેશ કરવાથી ન અટકે. તે મોટાને જોઈએ કે તેના પર મનન કરે અને જો તે જ અભિપ્રાય સારો અને વધુ યોગ્ય લાગે તો પોતાની રાયથી રુજૂઅ કરીને, બીજાની સલાહને અપનાવવામાં સહેજે અવઢવ ન રાખે.

(૨) દુઆની કબૂલિયત સવિશેષ આદતના વિરુદ્ધ રૂપમાં તેની કબૂલિયત જાહેર થવી એ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે અને મકબૂલિયત તથા અલ્લાહ જલ્લ શાનુહૂથી સંબંધની વિશેષ દ્યોતક છે, જો તે મો'મિન પરહેઝગાર વ્યક્તિથી જાહેર થાય. (જો બેદીન અથવા ગુનેહગારથી તે જાહેર થાય, તો તે 'કરામત'ને બદલે 'ઈસ્તિદ્‌રાજ' (ઢીલ મળવી) છે.) કરામતથી મો'મિનોનું સીનું ખૂલે તથા તેમના દિલી સંતોષમાં પ્રગતિ થાય, એ સાચું જ નહિ; નુબુવ્વતનો વારસો છે (જેમ કે એ પ્રસંગે હુઝૂર રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કલિમ–એ–શહાદત પઢવાથી જાહેર છે.) તો જે લોકોને આ પ્રકારના અલ્લાહ તઆલાના ઈનામોના ઉલ્લેખથી ખુશીના બદલે ભીંસની અનુભૂતિ થાય છે અથવા જે એવા અજીબ બનાવોને વ્યંગ અને હંસી તથા હલકાઈ અને હકારતને પાત્ર માને છે; તેઓનાં દિલ એક મોટા રોગનાં શિકાર છે.

(૧૧) عَنْ عُبَادَةَ بْنِ الصَّامِتِ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ مَنْ شَهِدَ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللهِ حَرَّمَ اللهُ عَلَيْهِ النَّارَ. (رواہ مسلم)

(૧૧) તરજુમો : હઝરત ઉબાદહ બિન સામિત (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈર્શાદ ફરમાવતા હતા કે, ‘જો કોઈ ગવાહી આપે કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે, તો અલ્લાહ (જલ્લ શાનુહૂ)એ તે માણસ પર દોઝખની આગ હરામ કરી દીધી છે.’

**ખુલાસો :** ‘લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ’ની ગવાહીએ પૂરા ઈસ્લામને પોતાનામાં સમાવેલ છે. જેણે એની ગવાહી સોચી–વિચારીને આપી; હકીકતમાં તેણે સંપૂર્ણ ઈસ્લામને પોતાનો દીન બનાવી લીધો. હવે માની લો કે માનવીય તકાઝાથી તેનાથી કોઈ કોતાહી પણ થશે તો તેની ઈમાની સમજ કફ્ફારા અને તવબા વગેરેની નિશ્ચિત રીતોથી તેની તલાફી (ભરપાઈ) કરવા તેને વિવશ કે લાચાર કરશે અને તેથી અલ્લાહ તઆલા શાનુહૂ ચાહશે તો તે દોઝખના અઝાબથી સુરક્ષિત જ રહેશે.

(૧૨) عَنْ مُعَاذِ بْنِ جَبَلٍ قَالَ كُنْتُ رِدْفَ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَيْسَ بَيْنِي وَبَيْنَهُ إِلَّا مُؤَخَّرَةُ الرَّحْلِ فَقَالَ يَامُعَاذَ بْنَ جَبَلٍ فَقُلْتُ لَبَّيْكَ

يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ. ثُمَّ سَارَ سَاعَةً، ثُمَّ قَالَ يَا مُعَاذَ بْنَ جَبَلٍ قُلْتُ لَبَّيْكَ
يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ. ثُمَّ سَارَ سَاعَةً ثُمَّ قَالَ يَا مُعَاذَ بْنَ جَبَلٍ قُلْتُ لَبَّيْكَ
يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ. قَالَ هَلْ تَدْرِىْ مَا حَقُّ اللّٰهِ عَزَّوَجَلَّ عَلَى الْعِبَادِ قَالَ
قُلْتُ اَللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ، قَالَ : فَإِنَّ حَقَّ اللّٰهِ عَلَى الْعِبَادِ اَنْ يَّعْبُدُوْهُ
وَلَا يُشْرِكُوْا بِهٖ شَيْئًا، ثُمَّ سَارَ سَاعَةً ثُمَّ قَالَ يَا مُعَاذَ بْنَ جَبَلٍ قُلْتُ لَبَّيْكَ يَا
رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ. قَالَ هَلْ تَدْرِىْ مَا حَقُّ الْعِبَادِ عَلَى اللّٰهِ إِذَا فَعَلُوْا ذَالِكَ
قُلْتُ: اَللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ، قَالَ: اَنْ لَا يُعَذِّبَهُمْ. (رواه البخاری ومسلم واللفظ له)

(૧૨) તરજુમો : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક વાર હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે એક જ સવારી પર સવાર હતો, અને મારી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વચ્ચે અંબાડીના પાછલા ભાગ સિવાય બીજી કોઈ ચીજ આડ ન હતી (અર્થાત્ હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ બિલકુલ મળીને બેઠો હતો કે ચાલતાં ચાલતાં) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને પુકાર્યો કે 'હે, મુઆઝ બિન જબલ !' મેં અરજ કરી, 'હાજર છું યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈર્શાદ ફરમાવો.' પછી થોડીક વાર ચાલ્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'મુઆઝ બિન જબલ !' મેં અરજ કરી, 'હાજર છું.' ત્યાર પછી થોડી વાર ચાલ્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'મુઆઝ બિન જબલ !' મેં અરજ કરી, 'હાજર છું, ઈર્શાદ ફરમાવો !'

(આ ત્રીજી વખતમાં) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : તમે જાણો છો કે બંદાઓ પર અલ્લાહ તઆલાનો શો હક છે ?' મેં અરજ કરી કે, 'અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ વધારે ઈલ્મ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાનો હક બંદાઓ પર આ છે કે તેની

ઈબાદત કરે અને તેની સાથે કોઈનેય ભાગીદાર ન કરે.'

પછી થોડી વાર ચાલ્યા બાદ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મુઆઝ બિન જબલ !' મેં અરજ કરી, 'હાજર છું યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈર્શાદ ફરમાવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે જાણો છો કે જ્યારે બંદા અલ્લાહ જલ્લ શાનુહૂનો એ હક અદા કરે, તો પછી અલ્લાહ તઆલા પર તેમનો શો હક છે ?' મેં અરજ કરી, 'અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ વધારે ખબર છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એ કે તેમને અઝાબમાં ન નાખે.'

**ખુલાસો** : આ હદીષમાં કેટલીક બાબતો ધ્યાન દેવાને લાયક છે.

(૧) હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ મૂળ હદીષ બયાન કરવાથી પહેલાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે એક જ સવારી પર સવાર થવા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ બિલકુલ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મળીને બેસવાનો જે વિશેષ અંદાજથી ઉલ્લેખ કર્યો છે; તેના કેટલાંક કારણો હોઈ શકે છે.

(૧) એક આ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જે ખાસ શફકત અને કૃપા હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) પર હતી અને નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બારગાહમાં વિશેષ નિકટતાનું સ્થાન તેમને પ્રાપ્ત હતું, તે સાંભળનારાઓ (વાંચકો)ની નજર સામે રહે; જેથી તેઓ સમજી શકે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)થી એક એવી વાત કેમ ફરમાવી, જેને આમ મુસ્લિમોમાં ફેલાવવાને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પસંદ ન ફરમાવતા હતા.

(૨) બીજી વાત તેના કારણમાં આ પણ કહી શકાય છે કે, શક્ય છે કે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)નો હેતુ એ વિગત વર્ણવવાથી આ હદીષના વિશે પોતાનો વિશ્વાસ પણ જાહેર કરવાનો હોય, કે મને આ હદીષ

એવી યાદ છે કે ત્યારની આ ઝીણી વાતો પણ મને યાદ છે.

(૩) ત્રીજું કારણ આ પણ હોઈ શકે છે કે જે રીતે આશિકો–પ્રેમીઓની ટેવ હોય છે કે તે મુહબ્બતની યાદગાર મુલાકાતોને આશિકાના અંદાઝમાં મજા લઈ લઈને વિગતથી વર્ણવે છે; એ જ લાગણીથી હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે પોતાના સવાર થવાની એ વિગત વર્ણવી હોય.

(١٣) عَنْ أَنَسٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَمَعَاذٌ رَدِيْفُهٗ عَلَى الرَّحْلِ قَالَ يَامَعَاذُ! قَالَ لَبَّيْكَ يَارَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَسَعْدَيْكَ، قَالَ يَامُعَاذُ! قَالَ لَبَّيْكَ يَارَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَسَعْدَيْكَ، قَالَ يَامُعَاذُ! قَالَ لَبَّيْكَ يَارَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَسَعْدَيْكَ، ثَلَاثًا، قَالَ مَامِنْ اَحَدٍ يَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ صِدْقًا مِنْ قَلْبِهٖ اِلَّا حَرَّمَهُ اللّٰهُ عَلَى النَّارِ، قَالَ: يَارَسُوْلَ اللّٰهِ اَفَلَا اُخْبِرُبِهِ النَّاسَ فَيَسْتَبْشِرُوْا قَالَ اِذًا يَتَّكِلُوْا فَاَخْبَرَبِهَا مُعَاذٌ عِنْدَ مَوْتِهٖ تَاَثُّمًا. (رواه البخاري ومسلم)

(૧૩) તરજુમો : હઝરત અનસ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ) રાવી છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને–જ્યારે કે તેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે એક જ અંબાડી પર સવાર હતા–પુકાર્યા કે, 'હે મુઆઝ !' તેમણે અરજ કરી, 'હાજર છું યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈર્શાદ ફરમાવો.' (આમ ત્રણ વાર થયું.) પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે કોઈ સાચા દિલથી ગવાહી આપે કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીના લાયક નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે; તો અલ્લાહ જલ્લ શાનુહૂએ દોઝખ પર એવા માણસને હરામ કરી દીધો છે.'

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ (એ ખુશખબરી સાંભળીને) અરજ કરી : 'શું હું લોકોને તેની જાણ ન કરી દઉં, જેથી તેઓ બધા ખુશ થઈ જાય !' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'પછી તેઓ એના પર જ ભરોસો કરીને બેસી જશે !' પછી હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ ઈલ્મને છુપાવવાના ગુનાહના ડરથી પોતાના અંતિમ સમયમાં આ હદીષ લોકોથી બયાન કરી.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ બન્ને રિવાયતો ઉપરાંત એક ત્રીજી રિવાયત, હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) આ શબ્દોમાં કરે છે કે જે માણસ અલ્લાહ તઆલાની સામે એ હાલતમાં જશે કે શિર્કથી તેનો પાલવ સ્વચ્છ હોય, અને તે પાંચેય નમાઝો પઢતો હોય અને રોઝા રાખતો હોય તો તેને બખ્શી જ દેવામાં આવશે.' (હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હૂ કહે છે) મેં અરજ કરી, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈજાઝત હોય તો હું સૌને આ ખુશખબરી સંભળાવી દઉં !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જવા દો, તેમને અમલ કરવા દો !'

*(મિશ્કાત શરીફ બ–હવાલ–એ–મુસ્નદે અહમદ)*

ત્રણેય રિવાયતોનો સાર આ જ છે કે જે કોઈ ઈમાન અને ઈસ્લામની દઅ્વત સ્વીકારશે (જેના પાયાનાં સિદ્ધાંતો અને આદેશો શિર્કથી બચવું, તૌહીદ અને રિસાલતની ગવાહી દેવી અને નમાઝ પઢવી, રોઝહ રાખવા છે) તો અલ્લાહ તઆલાના તરફથી તેની નજાતનો પાકો વાયદો છે.'

જે લોકો આ પ્રકારની રિવાયતોથી એ પરિણામ તારવે છે કે તૌહીદ અને રિસાલતની ગવાહી અને શિર્કથી બચવાના પછી, માનવી ગમે તેવો બદઅકીદા કે ખરાબ માન્યતાવાળો અને ખરાબ અમલ કે કર્તવ્યવાળો કેમ ન હોય; દરેક હાલમાં તે અલ્લાહ તઆલાના અઝાબથી સુરક્ષિત જ રહેશે અને દોઝખની આગ તેને અડકી જ ન શકશે.' તેઓ આ ખુશખબરી આપનાર હદીષોનો ખરો ભાવાર્થ સમજવાથી મહરૂમ કે અભાગી છે. ઉપરાંત બીજાં પ્રકરણોની જે સેંકડો હદીષો (બલકે કુરઆન શરીફની આયતો પણ) તેમના

એ ખોટા ખ્યાલથી તદન વિરુદ્ધ છે, તેઓ તેમનાથી ફંટાયેલા અને વિરુદ્ધ દિશામાં છે. અલ્લાહ જલ્લ શાનુહૂ આપણને તેનાથી પોતાની પનાહમાં રાખે, આમીન !

(۱۴) عَنْ مُعَاذِ بْنِ جَبَلٍ قَالَ قَالَ لِيْ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَفَاتِيْحُ الْجَنَّةِ شَهَادَةُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ. (رواہ احمد)

(૧૪) તરજુમો : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત થયેલ છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ઈર્શાદ ફરમાવ્યો : લા ઈલા–હ ઈલ્લલ્લાહની ગવાહી દેવી એ જન્નતની ચાવી છે.' *(મુસ્નદે અહમદ)*

**ખુલાસો** : આ હદીષમાં પણ ફક્ત તૌહીદની ગવાહીનું વર્ણન છે; અને એ પણ ઈમાનની દઅ્વત સ્વીકારવા અને ઈસ્લામને પોતાનો દીન બનાવી લેવાની એક તઅ્બીર છે. એ બિલકુલ એવું જ છે જેમ કે ઉર્દૂ બોલચાલમાં ઈસ્લામ કબૂલ કરવાને 'કલિમહ પઢી લેવાથી' પણ તઅ્બીર કરી દેવાય છે.

જે માહોલમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈર્શાદાત ફરમાવ્યા છે, તેમાં મુસ્લિમ, બિન મુસ્લિમ, કાફિર અને મુશ્રિક સૌ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'ની અને 'તૌહીદ અને રિસાલત'ની ગવાહીનો મતલબ ઈમાન લાવવું અને ઈસ્લામ કબૂલ કરવાને જ સમજતા હતા.

(۱۵) عَنْ اَبِيْ ذَرٍّ قَالَ اَتَيْتُ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَعَلَيْهِ ثَوْبٌ اَبْيَضُ وَهُوَ نَائِمٌ ثُمَّ اَتَيْتُهٗ وَقَدِ اسْتَيْقَظَ فَقَالَ مَا مِنْ عَبْدٍ قَالَ لَا اِلٰهَ اِلَّا اللهُ ثُمَّ مَاتَ عَلٰى ذَالِكَ اِلَّا دَخَلَ الْجَنَّةَ قُلْتُ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، قَالَ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، قُلْتُ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، قَالَ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، قُلْتُ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، قَالَ وَاِنْ زَنٰى وَاِنْ سَرَقَ، عَلٰى رَغْمِ اَنْفِ اَبِيْ ذَرٍّ. (رواہ البخاري ومسلم)

(૧૫) તરજુમો : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત થયેલ છે, કહે છે : હું (એક દિવસ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં પહોંચ્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યારે સફેદ કપડું ઓઢીને સૂતા હતા. પછી (કેટલીક વાર પછી) હું હાજર થયો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જાગી ગયા હતા; ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે કોઈ બંદો 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' કહે અને પછી તેની જ ઉપર તેને મૌત આવી જાય; તો તે અવશ્ય જન્નતમાં જશે.' હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે, મેં અરજ કરી, 'ભલે તેણે ઝિના–વ્યભિચાર કર્યો હોય અને ભલે તેણે ચોરી કરી હોય ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : 'હા, ભલે તેણે ઝિના કર્યો હોય, ભલે તેણે ચોરી કરી હોય !'

(એ પછી હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ પોતાનો સવાલ એ જ શબ્દોમાં બીજી વાર, ત્રીજી વાર દોહરાવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો એ જ જવાબ દોહરાવ્યો.) ત્રીજી વારનો જવાબ આપતાં આ શબ્દો વધારે કહ્યા, 'અબૂ ઝરને પસંદ ન હોય તો પણ.'

**ખુલાસો** : 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' કહેવાથી મુરાદ પૂરા દીને તૌહીદ (અર્થાત્ ઈસ્લામ) પર ઈમાન લાવવું અને તેને અપનાવવો છે; અને જે માણસ એ દીને તૌહીદ પર સાચા દિલથી ઈમાન રાખતો હશે તે અવશ્ય જન્નતમાં જશે. હવે જો માની લો કે ઈમાન છતાં તેણે ગુનાહ પણ કર્યા હશે; તો જો કોઈ કારણથી તે માફીને પાત્ર હશે; તો અલ્લાહ તઆલા ગુનાહોને માફ ફરમાવીને અઝાબ કર્યા વિના જ તેને જન્નતમાં દાખલ કરી દેશે; અને જો માફીના પાત્ર ન હશે તો ગુનાહોની સજા મેળવ્યા પછી તે જન્નતમાં જઈ શકશે. હદીષનો આ જ મતલબ છે.

હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)નું વારંવાર પોતાનો સવાલ દોહરાવવાનું કારણ બનતાં સુધી એ હતું કે ચોરી અને ઝિનાને સખત નાપાક જાણવાના કારણે તેમને નવાઈ લાગી કે આવા નાપાક ગુનાહ કરનારા પણ

જન્નતમાં જઈ શકશે ? જાણે ત્યાં સુધી તેમને એ મસ્અલાની જાણ ન હતી.

આજે આપણાં જેવાઓને હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)ના તઅજ્જુબ અને એ પૂછવાનું કારણ સમજવાનું એટલા માટે વિકટ થઈ ગયું છે કે, આપણે ઈસ્લામમાં જ આંખ ખોલી છે અને એવી મોટી મોટી વાતો આપણને ઘરોમાં જ માલૂમ થઈ જાય છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(١٦) عَنْ عُثْمَانَ بْنِ عَفَّانَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ مَاتَ وَهُوَ يَعْلَمُ اَنَّهُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ دَخَلَ الْجَنَّةَ. (رواه مسلم)

(૧૬) તરજુમો : હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત થયેલ છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ એ હાલમાં મર્યો કે તે યકીન–શ્રદ્ધાની સાથે જાણતો હતો કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીના લાયક નથી, તો તે જન્નતમાં જશે.' *(મુસ્લિમ શરીફ)*

(١٧) عَنْ عِتْبَانَ بْنِ مَالِكٍ (وَهُوَ مِنْ اَصْحَابِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِمَّنْ شَهِدَ بَدْرًا مِنَ الْاَنْصَارِ) اَنَّهُ أَتٰى رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ يَارَسُوْلَ اللّٰهِ قَدْ اَنْكَرْتُ بَصَرِىْ وَاَنَا اُصَلِّىْ لِقَوْمِىْ فَاِذَا كَانَتِ الْاَمْطَارُ سَالَ الْوَادِىْ بَيْنِىْ وَبَيْنَهُمْ لَمْ اَسْتَطِعْ اَنْ اٰتِىَ مَسْجِدَهُمْ فَأُصَلِّىْ بِهِمْ وَوَدِدْتُ يَارَسُوْلَ اللّٰهِ اِنَّكَ تَأْتِيْنِىْ فَتُصَلِّىْ فِىْ بَيْتِىْ فَاَتَّخِذُهُ مُصَلًّى قَالَ: فَقَالَ لَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ سَاَفْعَلُ اِنْ شَاءَ اللّٰهُ تَعَالٰى قَالَ عِتْبَانُ فَغَدَا عَلِىَّ وَاَبُوْ بَكْرٍ حِيْنَ ارْتَفَعَ النَّهَارُ، فَاسْتَأْذَنَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَذِنْتُ لَهُ فَلَمْ يَجْلِسْ حِيْنَ دَخَلَ الْبَيْتَ ثُمَّ قَالَ اَيْنَ تُحِبُّ اَنْ اُصَلِّىَ مِنْ بَيْتِكَ قَالَ فَاَشَرْتُ لَهُ اِلٰى نَاحِيَةٍ مِنَ الْبَيْتِ فَقَامَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَكَبَّرَ،

فَقُمْنَا ، فَصَفَفْنَا ، فَصَلّٰى رَكْعَتَيْنِ ثُمَّ سَلَّمَ ، قَالَ وَحَبَسْنَاهُ عَلٰى خَزِيْرَةٍ صَنَعْنَاهَا لَهٗ قَالَ فَثَابَ فِي الْبَيْتِ رِجَالٌ مِنْ اَهْلِ الدَّارِ ذَوُوْ عَدَدٍ فَاجْتَمَعُوْا فَقَالَ قَائِلٌ مِنْهُمْ اَيْنَ مَالِكُ بْنُ الدُّخَيْشِنِ اَوِ ابْنُ الدُّخْشُنِ؟ فَقَالَ بَعْضُهُمْ ذَالِكَ مُنَافِقٌ لَا يُحِبُّ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ : لَا تَقُلْ ذَاكَ أَلَا تَرَاهُ قَدْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ يُرِيْدُ بِذَالِكَ وَجْهَ اللّٰهِ ؟ قَالَ اللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ قَالَ فَاِنَّا نَرٰى وَجْهَهٗ وَنَصِيْحَتَهٗ اِلَى الْمُنَافِقِيْنَ، قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاِنَّ اللّٰهَ عَزَّوَجَلَّ قَدْ حَرَّمَ عَلَى النَّارِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ يَبْتَغِيْ بِذَالِكَ وَجْهَ اللّٰهِ. (رواه البخاری ومسلم)

(૧૭) તરજુમો : ઈત્બાન બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે (અને તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે સહાબા (રદિયલ્લાહુ અન્હૂમ)માંથી છે, જે અન્સારમાંથી બદરની લડાઈમાં હાજર હતા;) કે તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યા અને અરજ કરી કે, ‘મારી નજરમાં ફરક આવી ગયો છે (એટલે મને ઓછું દેખાવા લાગ્યું છે) અને હું મારી કોમને નમાઝ પઢાવું છું. હવે જ્યારે વરસાદ પડે છે અને મારી અને મારી કોમ વચ્ચેનું પાણીનું નાળું વહેવા લાગે છે, તો હું તેમની મસ્જિદ સુધી જઈને નમાઝ નથી પઢાવી શકતો; અને હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી એ ખ્વાહિશ છે કે આપ મારે ત્યાં તશરીફ લાવો અને મારા ઘરમાં નમાઝ પઢો, જેથી હું તે જ સ્થળને પોતાની સ્થાયી નમાઝગાહ (નમાઝનું ઠેકાણું) બનાવી લઉં.’

કહે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ‘અગર અલ્લાહ તઆલા ચાહશે તો હું એવું કરીશ.’ (ઈત્બાન (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે,) કે સવારના જ જ્યારે દિવસ થોડોક ચડયો હતો કે હુઝૂર

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને હઝરત અબૂબક્ર સિદીક (રદિયલ્લાહુ અન્હૂ) મારે ત્યાં પહોંચી ગયા અને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અંદર આવવાની રજા માંગી. મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રજા આપી, જ્યારે આપ ઘરમાં તશરીફ લાવ્યા તો બેઠા નહિ અને મને ફરમાવ્યું :

'તમે પોતાના ઘરમાંથી કઈ જગ્યા પસંદ કરો છો કે હું ત્યાં નમાઝ પઢું ?' તેઓ કહે છે કે, મેં ઘરના એક ખૂણાની તરફ ઈશારો કરી દીધો. ત્યાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊભા થઈ ગયા અને અલ્લાહુ અકબર કહીને નમાઝ શરૂ કરી દીધી. અમે પણ સફ બનાવીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ ઊભા થઈ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે રકા'તો પઢી અને સલામ ફેરવી દીધી.

(હઝરત ઈત્બાન (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે,) 'અને અમે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખઝીરા (ગોશ્ત અને આટાથી પકાવેલ એક ખાણાં) માટે રોકી લીધા, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે અમે તૈયાર કર્યું હતું અને (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખબર મળતાં) મહોલ્લાવાસીઓમાંથી પણ કેટલાક જોડાઈ ગયા, તો તેઓમાંથી જ કોઈકે કહ્યું કે, 'માલિક બિન દુખય્શન (અથવા ઈબ્ને દુખ્શન) ક્યાં છે ?' તેઓમાંથી જ કોઈકે જવાબ દીધો કે, 'તે તો મુનાફિક છે; અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી તેને મુહબ્બત જ નથી.' તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'એમ ન કહો ! શું તમે જોતા નથી કે તે 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' કહેનાર છે અને તેનાથી તે અલ્લાહ તઆલાની રઝામંદી જ ચાહે છે.'

તે કહેનાર માણસે કહ્યું કે, 'અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ વધારે ઈલ્મ છે; અમે તો તેનું વલણ અને તેની હમદર્દી મુનાફિકોની તરફ જોઈએ છીએ.' હુઝૂર રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ‘નિ:શંક, અલ્લાહ અઝ્ઝ વ જલ્લહૂએ દોઝખની આગ પર તે માણસને હરામ કરી દીધો છે, જેણે ઈખ્લાસ–નિર્ભેળતા સાથે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું હોય અને તેનો ઈરાદો એ કલિમહથી અલ્લાહ તઆલાની રઝામંદી પ્રાપ્ત કરવાનો જ હોય.’

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** અત્રે આ વાત ખ્યાલમાં રાખવી જોઈએ કે, જે સહાબીએ માલિક બિન દુખ્શનને મુનાફિક કહ્યા હતા; તેમની નજરમાં પણ માલિક બિન દુખ્શનમાં નિફાક અથવા નાફરમાનીની કોઈ વાત એના ઉપરાંત ન હતી કે તેમના ખ્યાલમાં તેઓ મુનાફિકોથી મેળમેળાપ તથા સંબંધ ધરાવતા હતા.

એનાથી એક બાજુ તો સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હૂમ)ની ઈમાની લાગણીનો અંદાઝો થાય છે કે તેઓ આટલી નાની વાતથી પણ આટલા નારાજ થતા હતા અને તેને મુનાફકત–દોગલાપણું સમજતા હતા. જ્યારે બીજી બાજુ આંહઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ચેતવણીથી બોધ મળે છે કે, જે લોકોમાં આ રીતની કંઈક નબળાઈઓ હોય, પરંતુ પોતાના ઈમાન અને તૌહીદ તથા રિસાલતની ગવાહીમાં તેઓ મુખ્લિસ હોય; તો તેમના વિશે આવા બુરાં અનુમાનો અને આટલી સખત વાતો કરવી જાઈઝ નથી, બલકે ઈમાનનું પાસું વધારે ધ્યાનપાત્ર અને આદરના લાયક છે.

એ પણ યાદ રહે કે માલિક બિન દુખૈશન (રદિયલ્લાહુ અન્હૂ) પણ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે સહાબા (રદિયલ્લાહુ અન્હૂ)માંથી છે, જે સામાન્ય ગઝવાઓ (અલ્લાહ તઆલા માટેની લડાઈઓ)માં ત્યાં સુધી કે બદરમાં શરીક રહ્યા છે. શક્ય છે કે મુનાફિકોથી સંબંધો રાખવામાં હઝરત હાતિબ બિન અબી બલ્તઅહ (રદિયલ્લાહુ અન્હૂ)ની જેમ તેમની પણ કેટલીક વિવશતાઓ–લાચારીઓ હોય. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(١٨) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ كُنَّا قُعُوْدًا حَوْلَ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَمَعَنَا اَبُوْبَكْرٍ وَعُمَرُ فِيْ نَفَرٍ فَقَامَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ بَيْنِ اَظْهُرِنَا فَاَبْطَأَ عَلَيْنَا وَخَشِيْنَا اَنْ يُّقْتَطَعَ دُوْنَنَا وَفَزِعْنَا فَقُمْنَا فَكُنْتُ اَوَّلَ مَنْ فَزِعَ فَخَرَجْتُ اَبْتَغِيْ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ حَتّٰى اَتَيْتُ حَائِطًا لِلْاَنْصَارِ لِبَنِي النَّجَّارِ فَدُرْتُ بِهٖ هَلْ اَجِدُ لَهٗ بَابًا فَلَمْ اَجِدْ فَاِذَا رَبِيْعٌ يَدْخُلُ فِيْ جَوْفِ حَائِطٍ مِنْ بِئْرٍ خَارِجَةٍ (وَالرَّبِيْعُ الْجَدْوَلُ) قَالَ فَاحْتَفَزْتُ فَدَخَلْتُ عَلٰى رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ اَبُوْهُرَيْرَةَ فَقُلْتُ نَعَمْ يَارَسُوْلَ اللهِ، قَالَ مَا شَأْنُكَ ؟ قُلْتُ : كُنْتَ بَيْنَ اَظْهُرِنَا فَقُمْتَ فَاَبْطَأْتَ عَلَيْنَا فَخَشِيْنَا اَنْ تُقْتَطَعَ دُوْنَنَا فَفَزِعْنَا فَكُنْتُ اَوَّلَ مَنْ فَزِعَ فَاَتَيْتُ هٰذَا الْحَائِطَ فَاحْتَفَزْتُ كَمَا يَحْتَفِزُ الثَّعْلَبُ وَهٰؤُلَآءِ النَّاسُ وَرَائِيْ فَقَالَ يَااَبَاهُرَيْرَةَ وَاَعْطَانِيْ نَعْلَيْهِ فَقَالَ اِذْهَبْ بِنَعْلَيَّ هَاتَيْنِ فَمَنْ لَقِيَكَ مِنْ وَرَاءِ هٰذَا الْحَائِطِ يَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ مُسْتَيْقِنًا بِهَا قَلْبُهٗ فَبَشِّرْهُ بِالْجَنَّةِ فَكَانَ اَوَّلَ مَنْ لَقِيْتُ عُمَرُ، فَقَالَ مَاهَاتَانِ النَّعْلَانِ يَااَبَاهُرَيْرَةَ، فَقُلْتُ هَاتَانِ نَعْلَا رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ بَعَثَنِيْ بِهِمَا مَنْ لَقِيْتُ يَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ مُسْتَيْقِنًا بِهَا قَلْبُهٗ بَشَّرْتُهٗ بِالْجَنَّةِ فَضَرَبَ عُمَرُ بَيْنَ ثَدْيَيَّ فَخَرَرْتُ لِاِسْتِيْ فَقَالَ اِرْجِعْ يَا اَبَا هُرَيْرَةَ فَرَجَعْتُ اِلٰى رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَجْهَشْتُ بُكَاءً وَرَكِبَنِيْ عُمَرُ وَاِذَا هُوَ عَلٰى اِثْرِيْ فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : مَا لَكَ يَااَبَاهُرَيْرَةَ قُلْتُ لَقِيْتُ عُمَرَ فَاَخْبَرْتُهٗ بِالَّذِيْ بَعَثْتَنِيْ بِهٖ فَضَرَبَ بَيْنَ ثَدْيَيَّ ضَرْبَةً فَخَرَرْتُ لِاِسْتِيْ فَقَالَ اِرْجِعْ، فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : يَاعُمَرُ مَاحَمَلَكَ عَلٰى مَافَعَلْتَ فَقَالَ : يَارَسُوْلَ اللهِ بِاَبِيْ اَنْتَ وَاُمِّيْ اَبَعَثْتَ اَبَاهُرَيْرَةَ

بِنَعْلَيْكَ مَنْ لَقِيَ يَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُسْتَيْقِنًا بِهَا قَلْبُهٗ بَشِّرْهُ بِالْجَنَّةِ. فَقَالَ نَعَمْ، قَالَ : فَلَا تَفْعَلْ فَاِنِّيْ اَخْشٰى اَنْ يَّتَّكِلَ النَّاسُ عَلَيْهَا فَخَلِّهِمْ يَعْمَلُوْنَ، فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ : فَخَلِّهِمْ ____ (رواه مسلم)

(૧૮) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે કે, એક દિવસ અમે લોકો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની (સેવામાં હાજર હતા અને) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આજુબાજુ બેઠા હતા; અને હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ) અને હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) પણ અમારી સાથે જ એ મજલિસમાં હતા કે આંહઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારી વચ્ચેથી ઊઠયા (અને કોઈ એક બાજુ નીકળી ગયા) ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાછા ફરવામાં ખૂબ વાર લાગી; તો અમને ડર લાગ્યો કે ક્યાંક અમારાથી અલગ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કોઈ તકલીફ ન પહોંચાડવામાં આવે (અર્થાત્ અમારી ગેરહાજરીમાં કોઈ શત્રુ વગેરેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કોઈ તકલીફ ન પહોંચી જાય.)

આ વિચારથી અમને ખૂબ ગભરામણ અને ચિંતા લાગી ગઈ અને અમે (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઢૂંઢવા) નીકળી પડયા અને સૌ પ્રથમ હું જ ગભરાઈને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શોધમાં નીકળી પડયો ત્યાં સુધી કે અન્સારનાં બની નજ્જાર ખાનદાનના એક બાગ પર પહોંચી ગયો, જે ચારે બાજુ દીવાલોથી ઘેરાયેલ હતો. મેં તેની ચારે કોર ચક્કર માર્યા કે મને અંદર જવાનો રસ્તો મળે, પરંતુ ન મળ્યો. પછી મને પાણીની નાની જેવી નહેર દેખાઈ, જે બહારના કૂવાથી બાગની અંદર જતી હતી.

(હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહૂ અન્હૂ) કહે છે) હું સમેટાઈ–સંકોચાઈને તેમાંથી બાગની અંદર ઘૂસી ગયો અને હુઝૂર રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે જઈ પહોંચ્યો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અબૂ હુરય્રહ !' મેં અરજ કરી : 'હા, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું જ છું.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે કેમ આવ્યા ?' મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ અમારી વચ્ચે તશરીફ રાખતા હતા. પછી ત્યાંથી ઊઠીને ચાલ્યા આવ્યા અને જ્યારે મોડે સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાછા ન ફર્યા, તો અમને ખતરો લાગ્યો કે એવું ન થાય કે અમારાથી અલગ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કોઈ ઈજા પહોંચાડવામાં આવે.

એ જ ખતરાથી ડરીને અમે સૌ ચાલી પડયા અને સૌ પ્રથમ ગભરાઈને હું જ નીકળ્યો હતો; એટલે સુધી કે હું આ બાગ સુધી પહોંચ્યો (અને મને જ્યારે કોઈ દરવાજો ન મળ્યો તો) શિયાળની જેમ સમેટાઈ– સંકોચાઈને હું (આ નહેરમાંથી જેમ તેમ) ઘૂસી આવ્યો છું અને અન્ય લોકો પણ મારી પાછળ આવી રહ્યા છે.' પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની જૂતી મુબારક મને આપી અને ઈર્શાદ ફરમાવ્યો કે : મારા આ જૂતા લઈને જાવ અને આ બાગથી નીકળીને જે માણસ પણ તમને એવો મળે, જે દિલના પૂરા વિશ્વાસ સાથે લા ઈલા–હ ઈલ્લલ્લાહની ગવાહી દેતો હોય; તેને જન્નતની ખુશખબરી સંભળાવી દો !'

(હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે હું ત્યાંથી ચાલ્યો) તો સૌથી પ્રથમ મારી મુલાકાત હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી થઈ. તેમણે મને પૂછયું : 'અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) ! તમારા હાથમાં આ બે જૂતીઓ કેવી છે ?' મેં કહ્યું : 'એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅ્લૈન મુબારક છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એ આપીને મોકલ્યો છે કે, જે કોઈ પણ દિલથી 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'ની ગવાહી દેનાર મને મળે, હું તેને જન્નતની ખુશખબરી સંભળાવી દઉં !'

(હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે) હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ મારી છાતી પર એક હાથ માર્યો, જેનાથી હું પાછળના ભાગે પડી ગયો અને તેમણે મને કહ્યું, ‘પાછા ફરો ! હું રડતો રડતો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે પરત આવ્યો અને ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) પણ મારી પાછળ પાછળ આવ્યા. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (મને એ હાલતમાં જોઈ) પૂછયું : ‘અબૂ હુરય્રહ ! તમને શું થયું ?’ મેં અરજ કરી કે, ‘ઉમર (રદિ.) મને મળ્યા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને જે સંદેશો આપીને મોકલ્યો હતો; તે મેં તેમને આપ્યો; તો તેમણે મને છાતી પર એક એવી થપાટ મારી કે હું પાછલા ભાગે પડી ગયો અને મને કહ્યું કે પાછા ફરો.’

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ને સંબોધીને ફરમાવ્યું : ‘ઉમર ! તમે એવું શા માટે કર્યું ?’ તેમણે અરજ કરી : ‘હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર મારાં માં–બાપ કુરબાન થાય, શું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને પોતાની જૂતીઓ મુબારક આપીને એટલા માટે મોકલ્યા હતા કે જે કોઈ પણ દિલના યકીન સાથે લા ઈલા–હ ઈલ્લલ્લાહની ગવાહી દેનાર તેમને મળે, તેઓ તેને જન્નતની ખુશખબરી આપી દે ?’ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘હા, મેં જ એવું કહીને મોકલ્યા હતા.’

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી : ‘હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એમ ન ફરમાવો. મને ડર છે કે ક્યાંક લોકો એ ગવાહી પર જ ભરોસો કરીને (પ્રયાસ અને કર્તવ્ય (અમલ)થી બેપરવા થઈને) ન બેસી જાય ! માટે તેમને આ જ પ્રમાણે અમલ કરવા દો.’ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘(સારુ) તો જવા દો.’

**ખુલાસો** : આ હદીષમાં કેટલીક બાબતો ખુલાસો (સ્પષ્ટીકરણ) માંગે છે :

(૧) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ પ્રસંગે હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને પોતાની જૂતીઓ મુબારક કેમ આપી ? તેનાં કારણોમાં એ વધારે તર્કસંગત જણાય છે કે, હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે મહાન ખુશખબરીના એ'લાન માટે મોકલ્યા હતા, તેની અસામાન્ય અગત્યના કારણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની કોઈ ખાસ નિશાની પણ તેમને આપવી યોગ્ય ગણી; અને ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે એવી ચીજ જે એ હેતુ માટે આપ તેમને આપી શકતા હતા, એ જૂતીઓ મુબારક જ હતી; તેથી તે જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને અતા ફરમાવી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(૨) હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હૂ)એ આ બનાવમાં હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ની સાથે જે સખ્તીનો વર્તાવ ફરમાવ્યો, તેની સહીહ હકીકતને સમજવા માટે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ની તે વિશેષ હેસિયતને દૃષ્ટિ સમક્ષ રાખવી જોઈએ, જે સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ની જમાઅતમાં તેમને પ્રાપ્ત હતી (અર્થાત્ તેઓ અને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હૂ પણ) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાસ સાથી, જાણભેદુ, વિશેષ સલાહકાર અને જાણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વઝીર અને નાયબ હતા; અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) સામાન્યતઃ તેમના એ વિશેષ સ્થાનને ઓળખતા હતા; અને જેમ પ્રત્યેક વર્ગ અને કુટુંબનો વડીલ પોતાના નાનાઓને ચેતવવા અને ઠમઠોરવાનો અધિકાર ધરાવે છે; એમ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) પણ એ હક ધરાવતા હતા અને ઘણી વાર જરૂરત પ્રસંગે તેનો ઉપયોગ પણ કરતા હતા.

સચ્ચાઈ એ જ છે કે નાનાઓની સુધારણા અને કેળવણીના માટે મોટાઓ વાસ્તે એ હકને માનવો આવશ્યક પણ છે. તો હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ની સખ્તી હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ની સાથે આ બનાવમાં એ જ પ્રકારની છે; અને એવું જણાય છે કે હઝરત ઉમર

(રદિયલ્લાહુ અન્હૂ)એ શરૂમાં તેમને પાછા ફરવા કહ્યું હશે, પરંતુ તેઓ કેમ કે સર્વે ઈમાનીઓના માટે એક મહાન ખુશખબરીનો પરવાનો લઈને આવી રહ્યા હતા; અને તેમના મતે એ એક મોટી નેકબખ્તી હતી, જે તેમને મળી રહી હતી; તેથી તેમણે પાછા જવાનો ઈન્કાર કર્યો હશે.

અંતે તેમને પાછા વાળવા હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ આ સખ્તી કરી હશે, કારણ કે તેમને નુબુવ્વતનું સ્થાન અને નુબુવ્વતની શાનની પૂરી જાણકારીના કારણે એનું સંપૂર્ણ યકીન હતું કે એ આમ ખુશખબરીનું નુકસાનકારક પાસું જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે આવશે; તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ મસ્લિહત વિરુદ્ધ જ સમજશે અને હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને તેની આમ જાહેરાતથી રોકી દેશે, જેમ કે એમ જ થયું.

અત્રે ખ્યાલ રહે કે એક વાર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને પણ આવી જ ખુશખબરી સંભળાવી હતી; ત્યારે તેમણે સૌ મુસલમાનોને તેને સંભળાવવાની રજા માંગી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ ફરમાવીને ના પાડી કે, લોકો તેના ભરોસે દીની તરક્કીઓથી રહી જશે.

(૩) એક ખાસ પોઈન્ટ આ પણ વર્ણનને લાયક છે કે અલ્લાહ તઆલાની નઝદીકી પામનારાઓ પર કેટલીકવાર અલ્લાહ તઆલાના બેપનાહ જલાલ અને કહેર અને ગઝબ અને બદલાની શાન જ્યારે વિશેષરૂપે ખૂલે છે, તો તેમના પર રોબ અને ડર છવાઈ જાય છે અને ત્યારે તેમનો એહસાસ કે અનુભૂતિ એ હોય છે કે કદાચ કોઈ પણ નાફરમાનની મુક્તિ ન થઈ શકશે; અને તે ખાસ હાલમાં તેમના ઈર્શાદ આ પ્રકારના હોય છે કે, જે આ ગુનાહ કરશે, તે જન્નતમાં ન જઈ શકશે. જે તે ગુનાહ કરશે, તે જન્નતની હવા પણ નહીં પામી શકે વગેરે વગેરે....

એ જ રીતે જ્યારે કેટલીક વેળા તેમના પર અલ્લાહ તઆલાની શાને રહમત અને તેના અગણિત અને અંદાજ પણ ન કરી શકાય તેટલા ફઝલો–

કરમ ખૂલે છે, તો તેમના પર રહમતની આશાનું પ્રભુત્વ થઈ જાય છે; અને તે વેળા તેમનો એહસાસ એ હોય છે કે, જેમાં કણ જેટલી પણ ભલાઈ હશે, તેને બખ્શી જ દેવામાં આવશે; અને એવા જ સંજોગોમાં એ હઝરાતની ઝબાનોથી આ જાતની આમ ખુશખબરીઓ નીકળે છે.

ઉક્ત હદીષમાં આ બાબત ખૂબ જ તર્કસંગત છે કે ત્યારે બાગમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર એ જ કેફિયતનો ગલ્બો હોય અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ જ હાલતમાં હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને નિશાની આપીને પ્રત્યેક તૌહીદના મતવાલાને જન્નતની ખુશખબરી સંભળાવવાનો આદેશ આપી દીધો હોય, પરંતુ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) પર અલ્લાહ તઆલા તરફથી એ હકીકત ખૂલી ચૂકી હતી કે જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર હાલની રહમત અને આશાનું પ્રભુત્વ નહીં રહે, અને આ એ'લાનનું બીજું પાસું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે મુકાશે તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે તેની ના પાડી દેશે; જેમ કે જાહેર થયું.

## એક ઉસૂલી–સૈદ્ધાંતિક વાત જેનાથી આ પ્રકારની ઘણી બધી હદીષોની સમસ્યા ઉકલી જાય છે ! :

આ પ્રકારની આયતો અથવા હદીષો પર વિચાર કરતી વેળા એક ઉસૂલી વાત આ પણ ખ્યાલમાં રાખવાની છે કે આ પ્રકારની ખુશખબરીઓમાં કહેનારનો આશય કોઈ નેક કામની અંગત વિશેષતા અને તેની મૂળ અસર બતાવવાનો હોય છે એ ધ્યાનમાં લીધા વિના કે, જો અન્ય કામોનો તકાઝો તેના વિરુદ્ધ હોય; તો પછી તેનું પરિણામ શું આવશે ?

અને એ એવું જ છે કે યુનાની ઈલાજની કિતાબોમાં એ જ સિદ્ધાંત પર દવાઓના ગુણધર્મો વર્ણવવામાં આવે છે. ઉદાહરણરૂપે લખવામાં આવે છે કે, 'જે માણસ ઈતરીફલનો (ત્રીફળનું અરબી નામ) ઉપયોગ કરતો રહેશે,

તે સદા નઝ્લા–શરદીના રોગથી બચેલો રહેશે.' હવે એથી એમ સમજી લેવું કે જે માણસ ઈતરીફલ ખાવાની સાથે તેલ, ખટાશ વગેરે ખૂબ નઝ્લો પેદા કરનારી ચીઝો પણ બરાબર ઉપયોગતો રહે; તેને પણ કદી નઝ્લો ન થશે; (તો એ) મોટો અનર્થ અને હકીમોની વાતચીતની ઢબ અને શૈલીથી અજાણતા છે !

આ જ ઉસૂલની રોશનીમાં આ પ્રકારની હદીષોનો આશય ફક્ત આટલો જ છે કે, તૌહીદ–રિસાલતની ગવાહીનો ઝાતી તકાઝો આ જ છે કે એવો માનવી દોઝખના અઝાબથી સુરક્ષિત રહે અને જન્નતમાં જાય; પરંતુ જો તેણે પોતાની બદબખ્તીથી એવાં કામો પણ કર્યાં છે, જેમનો ઝાતી તકાઝો કુરઆન–હદીષમાં, અઝાબ પામવા દોઝખમાં જવાનો જ બતાવાયો છે; તો દેખીતું છે કે તે પણ પોતાની કંઈ ને કંઈ અસર અવશ્ય જ દેખાડશે.

જો આ નાનો મુદ્દો ધ્યાનમાં રખાય તો (સવાબનો) વાયદો અને (અઝાબની) વઈદ કે ધમકી અને તરગીબ (શોખ અપાવવો) તથા તરહીબ (ડરાવવા)ના સિલસિલાની સેંકડો હદીષોની બાબતમાં લોકોને જે ગેરસમજ અને પરિણામે પરેશાની થાય છે; તે અલ્લાહ તઆલા ચાહશે, તો ન થશે.

(١٩) عَنْ أَنَسٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ يُخْرَجُ مِنَ النَّارِ مَنْ قَالَ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَكَانَ فِيْ قَلْبِهٖ مِنَ الْخَيْرِ مَا يَزِنُ شَعِيْرَةً ثُمَّ يُخْرَجُ مِنَ النَّارِ مَنْ قَالَ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَكَانَ فِيْ قَلْبِهٖ مِنَ الْخَيْرِ مَا يَزِنُ بُرَّةً ثُمَّ يُخْرَجُ مِنَ النَّارِ مَنْ قَالَ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَكَانَ فِيْ قَلْبِهٖ مِنَ الْخَيْرِ مَا يَزِنُ ذَرَّةً.

(رواه البخاری ومسلم واللفظ له)

(૧૯) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : દોઝખમાંથી તે સૌ લોકોને કાઢી લેવામાં આવશે, જેમણે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું અને તેમનાં દિલમાં જવના દાણાં જેટલી પણ ભલાઈ હતી. પછી તે લોકોને પણ કાઢી લેવામાં આવશે જેમનાં દિલમાં

ઘઉંના દાણાં જેટલી પણ ભલાઈ હતી, અને ત્યાર પછી તે લોકોને પણ કાઢી લેવામાં આવશે, જેમનાં દિલમાં કણ બરાબર પણ ભલાઈ હતી.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : હદીષનો મતલબ આ છે કે જે લોકો ઈસ્લામનો કલિમહ પઢતા હોય અને તેમનાં દિલમાં કણ બરાબર ખૈર (અર્થાત્ ઈમાનનું નૂર કે ઉજાશ) હોય; તો તે અંતે દોઝખથી કાઢી જ લેવામાં આવશે. આ રિવાયતમાં ત્રણ જગાએ ખૈરનો શબ્દ આવ્યો છે જેનો અર્થ અમે ભલાઈ કર્યો છે. આ જ હદીષની એક અન્ય રિવાયતમાં ખૈરના બદલે ઈમાનનો શબ્દ પણ આવ્યો છે, જે એ વાતનો સ્પષ્ટ ઈશારો છે કે અત્રે ખૈરથી નૂરે ઈમાન જ મુરાદ છે.

આ હદીષથી બે ખૂબ જ અગત્યની વાતો જે હકવાળાઓની વિશેષ ઈજ્માઈ (જે પર ઉમ્મત એકમત છે) માન્યતાઓ કે અકીદાઓમાં છે; સંપૂર્ણ સ્પષ્ટતા અને સફાઈની સાથે માલૂમ થઈ જાય છે :

(૧) એક આ કે ઘણાં લોકો ઈસ્લામનો કલિમહ પઢવા છતાં પોતાના બદ્અમલોના કારણે દોઝખમાં પણ નાખવામાં આવશે.

(૨) બીજી આ કે જો તેમનાં દિલોમાં હલકાથી હલકું અને નબળાથી નબળું ત્યાં સુધી કે (હદીષની ચોખવટ મુજબ) કણ જેટલું પણ ઈમાન હશે, તો અંતે તેઓને દોઝખમાંથી કાઢી લેવામાં આવશે. એમ નથી બની શકતું કે કોઈ મામૂલીથી મામૂલી દરજ્જાનો મો'મિન પણ કાફિરો, મુશ્રિકોની જેમ હંમેશાં દોઝખમાં રહે; ભલે આ'માલનાં એ'તિબારથી કેવો જ ગુનેહગાર કેમ ન હોય ?

બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી જે વિગતવાર રિવાયત છે, તેમાં આ પણ સાફ વર્ણન છે કે જે ગુનેહગાર મુસલમાનને દોઝખમાં નાખવામાં આવશે, તેમના હકમાં નજાત પામેલા મો'મિનો અલ્લાહ તઆલાથી ખૂબ કરગરીને માફી અને કૃપાની અરજ કરશે અને અલ્લાહ તઆલા તેમની દરખ્વાસ્ત સ્વીકારીને તેમને જ પરવાનગી આપી દેશે કે, 'જાવ, જેમાં એક દીનાર (સોનાનો સિક્કો) જેટલી

ભલાઈ પણ તમને દેખાય, તેને કાઢી લો !'

તે મુજબ એવા લોકોની એક મોટી સંખ્યાને કાઢી લેવામાં આવશે. પછી તેમને રજા મળશે કે, 'જાવ, એવા લોકોને પણ કાઢી લો; જેમનામાં અડધા દીનાર જેટલું પણ નૂરે ઈમાન નજર આવે.' તે અનુસાર એક ઘણી મોટી સંખ્યા એવા લોકોની પણ કાઢી લેવામાં આવશે. પછી હુકમ થશે કે, 'જાવ, એવા લોકોને પણ કાઢી લો; જેમનામાં કણ જેટલું પણ નૂરે ઈમાન તમને દેખાય.' તે મુજબ ફરી ખૂબ મોટી સંખ્યામાં એવા લોકોને કાઢી લેવામાં આવશે !

એ પછી ખુદ એ ભલામણ કરનારા અરજ કરશે : 'હે ખુદાવન્દ ! હવે દોઝખમાં અમે સહેજ પણ ખૈર (ઈમાન) રાખનાર કોઈ આદમીને નથી છોડયો.' તે પછી હક તઆલા શાનુહૂનો ઈર્શાદ થશે. તરજુમો : ફરિશ્તાઓની સિફારિશ થઈ ચૂકી અને નબીઓની પણ સિફારિશ થઈ ચૂકી અને મો'મિનોની પણ સિફારિશ થઈ ચૂકી અને તેમની ભલામણો કબૂલ પણ કરી લેવામાં આવી અને હવે બસ અર્હમુર્રાહિમીન–દયાળુઓના દયાળુની જ વારી બાકી છે.

પછી અલ્લાહ તઆલા પોતે પોતાની માફી અને દયા–રહમતના હાથથી એવા લોકોને પણ કાઢી લેશે, જેમણે કદી કોઈ નેક અમલ કર્યો જ ન હશે. આગળ હદીષનાં અંતમાં તેઓ વિશે આ પણ છે : તરજુમો : તેઓ અલ્લાહ તઆલાના છોડેલા (અઝાબથી મુક્ત કરેલા) હશે. અલ્લાહ તઆલા તેમને જન્નતમાં દાખલ કરશે, અમલના વિના જે તેમણે કર્યો હોય અને ખૈર–ભલાઈના વિના જે તેમણે પેશ કરી હોય !'

જાણે આ તે લોકો હશે જેમની પાસે ખૂબ જ કમઝોર અને ખૂબ જ છૂપા ઈમાન વિના નેક અમલ અને ભલાઈની કોઈ પૂંજી તદન ન હશે, પરંતુ અલ્લાહ તઆલા અંતમાં તેમને પણ પોતાની દયા અને કૃપાથી દોઝખથી કાઢીને જન્નતમાં દાખલ કરી દેશે.

આ પ્રશ્ને ઈસ્લામનાં પ્રથમ સૈકાઓમાં મુર્જિયહ અને ખવારિજે (બે

પંથ કે ફિર્કાના નામ) અતિરેક અને ઓછપ (ઈફ્રાત અને તફ્રીત)ની રાહ અપનાવી હતી; અને આજકાલ પણ કેટલાક વર્તુળોનું રુખ અતિરેકની તરફ અને કેટલાકનું ઓછપની તરફ થઈ રહ્યું છે. તેથી અમે હદીષનાં વિવરણમાં એ ચર્ચાને પણ સમાવી લેવી જરૂરી સમજી છે અને અલ્લાહ તઆલા ચાહે તેને સીધા રસ્તાની સમજ આપે છે.

## ઈસ્લામ લાવવાથી પાછલા સઘળા ગુનાહ માફ થઈ જાય છે ! :

(٢٠) عَنْ عَمْرِوبْنِ الْعَاصِ قَالَ لَمَّا جَعَلَ اللّٰهُ الْاِسْلَامَ فِىْ قَلْبِىْ اَتَيْتُ النَّبِىَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقُلْتُ اُبْسُطْ يَمِيْنَكَ فَلَاُبَايِعُكَ فَبَسَطَ يَمِيْنَهٗ فَقَبَضْتُ يَدِىْ فَقَالَ مَالَكَ يَا عَمْرُو! قُلْتُ : اَرَدْتُ اَنْ اَشْتَرِطَ قَالَ تَشْتَرِطُ مَاذَا ؟ قُلْتُ : اَنْ يُّغْفَرَ لِىْ قَالَ اَمَا عَلِمْتَ يَا عَمْرُو اَنَّ الْاِسْلَامَ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ وَاَنَّ الْهِجْرَةَ تَهْدِمُ مَا كَانَ قَبْلَهَا وَاَنَّ الْحَجَّ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ.

(رواه مسلم)

(૨૦) તરજુમો : હઝરત અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ ઈસ્લામ લાવવાનો ખ્યાલ મારા દિલમાં નાખ્યો, તો હું હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો અને મેં અરજ કરી, ‘પોતાનો હાથ લંબાવો, જેથી હું આપથી બય્અત કરું.’ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો જમણો હાથ આગળ કરી દીધો. પછી મેં પોતાનો હાથ પાછો ખેંચી લીધો; તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ‘અમ્ર ! તમને શું થયું ? (એટલે તમે પોતાનો હાથ કેમ ખેંચી લીધો ?’)

મેં અરજ કરી કે, ‘હું એક શર્ત લગાડવા ચાહું છું.’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછ્યું : ‘તમે કઈ શરત લગાડવા ચાહો છો ?’ મેં અરજ કરી : ‘મારી ભૂલો માફ કરી દેવામાં આવે !’ આપ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ‘હે અમ્ર ! શું તમને એ ખબર નથી કે, ઈસ્લામ કબૂલ કરવું અગાઉનાં સઘળા ગુનાહોને મિટાવી દે છે અને હિજરત પણ આગલા ગુનાહોને ખત્મ કરી દે છે અને હજ્જ પણ અગાઉનાં ગુનાહોને દૂર કરી દે છે.’

**ખુલાસો** : આંહઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગુનાહોની મગફિરતના વિશે ઈસ્લામ ઉપરાંત હિજરત અને હજ્જની તાસીરનું વર્ણન એ પ્રસંગે એ જાહેર કરવા માટે ફરમાવ્યું કે, ઈસ્લામ તો ઈસ્લામ, તેના અમુક અમલોમાં પણ ગુનાહોથી પાક સાફ કરી દેવાની ખાસિયત– ગુણ છે. હા, બે વાતો અત્રે વિશેષ રીતે ધ્યાનને પાત્ર છે :

(૧) એક આ કે ઈસ્લામ લાવવા અને હિજરત અથવા હજ્જ કરવાની એ અસર ત્યારે છે, જ્યારે કે એ કામ સાચી નિષ્ઠા કે નિય્યત અને ઈખ્લાસની સાથે કરવામાં આવે.

(૨) બીજી આ કે શરઈ દલીલોથી આ વાત પોતાના સ્થાને સાબિત થઈ ચૂકી છે કે, જો કોઈના શિરે અલ્લાહ તઆલાના બંદાઓના હક્કો છે, સવિશેષ માલી હક્કો, તો ઈસ્લામ અથવા હિજરત યા હજ્જથી તે માફ નથી થતા. તેમનો મામલો હકદારોથી જ સાફ કરવો અનિવાર્ય છે.

કુફ્ર અને શિર્કથી તવબા કરીને ઈસ્લામ સ્વીકારનારાઓના પાછલા ગુનાહોની માફીનો વાયદો કુરઆને મજીદમાં પણ કરવામાં આવ્યો છે : હે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તે લોકોથી કહી દો જેમણે કુફ્ર કર્યું છે, જો તેઓ અટકી જાય તો તેમના પાછલા ગુનાહ બખ્શી દેવામાં આવશે.’

(۲۱) عَنْ اَبِیْ سَعِیْدٍ الْخُدْرِیِّ اَنَّهٗ سَمِعَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ: اِذَا اَسْلَمَ الْعَبْدُ فَحَسُنَ اِسْلَامُهٗ يُكَفِّرُ اللّٰهُ عَنْهُ كُلَّ سَيِّئَةٍ كَانَ زَلَّفَهَا وَكَانَ بَعْدَ ذَالِكَ الْقِصَاصُ الْحَسَنَةُ بِعَشْرِ اَمْثَالِهَا اِلٰى سَبْعِمِأَةِ ضِعْفٍ وَالسَّيِّئَةُ بِمِثْلِهَا اِلَّا اَنْ يَّتَجَاوَزَ اللّٰهُ عَنْهَا. (رواہ البخاری)

(૨૧) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેમણે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કહેતાં સાંભળ્યા કે : જ્યારે બંદો ઈસ્લામ સ્વીકારે છે અને તેનો ઈસ્લામ સારો હોય છે; તો જે બુરાઈઓ તેણે પહેલાં કરી હોય છે, અલ્લાહ તઆલા ઈસ્લામની બરકતથી તે સૌને માફ કરી દે છે અને તે પછી તેની નેકીઓ અને બુરાઈઓનો હિસાબ કે ગણિત આ રહે છે કે, એક નેકી પર દસ ગણાંથી સાતસો ગણાં સુધી તેને સવાબ મળે છે અને બુરાઈ કરવા પર તે, તે જ એક બુરાઈનો હકદાર ઠરે છે; પરંતુ અલ્લાહ તઆલા તેને પણ દરગુઝર ફરમાવે અને માફ જ કરી દે.' *(બુખારી શરીફ)*

**ખુલાસો** : હદીષથી જણાયું કે મુસલમાન થવાથી પાછલા ગુનાહ માફ થવાની શરત એ છે કે, ઈસ્લામની ખૂબી પણ જિંદગીમાં આવે એટલે તેનું દિલ ઈસ્લામના નૂરથી અને જાહેરી અવયવો અલ્લાહ તઆલાની તાબેદારીથી સુશોભિત હોય. જેનું જીવન ઈસ્લામ લાવ્યા પછી પણ ઈસ્લામના નૂર અને સૌંદર્યથી કોરું જ રહે, તો પાછલા ગુનાહોથી માફીનું એ એ'લાન તેના માટે નથી.

એ જ રીતે એ હદીષથી આ પણ જણાયું કે, એક નેકીનો સવાબ દસ ગણાંથી સાતસો ગણાં સુધી આપવાનો ઈનામી નિયમ પણ તે જ બંદાઓના માટે છે, જેમણે ઈસ્લામની કંઈક ખૂબી પોતાની અંદર પેદા કરી લીધી હોય અને તેની વધઘટના હિસાબે જ નેકીઓનો સવાબ દસ ગણાંથી સાતસો ગણાં સુધી મળશે.

## ઈમાન લાવ્યા પછી જાન અને માલ પાક અને સુરક્ષિત થઈ જાય છે ! :

(۲۲) عَنْ عُمَرَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: اُمِرْتُ اَنْ اُقَاتِلَ النَّاسَ حَتّٰى يَقُوْلُوْا لَا اِلٰهَ اِلَّا اللّٰهُ فَمَنْ قَالَهَا فَقَدْ عَصَمَ مِنِّىْ مَالَهٗ وَنَفْسَهٗ اِلَّا بِحَقِّهٖ وَحِسَابُهٗ عَلَى اللّٰهِ. (رواه البخاری ومسلم)

(૨૨) તરજુમો : હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને હુકમ છે કે હું ત્યાં સુધી લડાઈ ચાલુ રાખું, જ્યાં સુધી કે તે લોકો 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'ને ન માને. તો જે માણસ લા ઈલા–હ ઈલ્લલ્લાહને માનતો થઈ ગયો; તેણે પોતાના જાન અને માલને સલામત કરી લીધાં તેના હક સિવાય; અને તેનો હિસાબ અલ્લાહ તઆલાને હવાલે છે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં પણ લા ઈલા–હ ઈલ્લલ્લાહના કહેવાથી ઈસ્લામની દઅ્વતનો સ્વીકાર મુરાદ છે; અને જેમ આગલી હદીષોમાં ઈસ્લામ સ્વીકારનું આખિરતનું પરિણામ, દોઝખથી મુક્તિ અને જન્નતની પ્રાપ્તિ બતાવાયું છે, તે જ રીતે આ હદીષમાં ઈસ્લામ સ્વીકારનો એક દુન્યવી અને કાનૂની અંજામ, જાન–માલનું સુરક્ષિત થઈ જવું બતાવવામાં આવ્યું છે.

સાથે આ હદીષમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈસ્લામી જંગ વિશે એક ખૂબ અગત્યની અને સૈદ્ધાંતિક જાહેરાત પણ ફરમાવી છે. તે એ કે અમારી લડાઈનો હેતુ એ સિવાય કંઈ નથી કે અલ્લાહ તઆલાના બંદાઓને તેની બંદગીના રસ્તા પર લગાડવામાં આવે અને તેમને સદાના અઝાબથી મુક્તિ અપાવવામાં આવે. માટે જો કોઈ અલ્લાહ તઆલાના દીનને સ્વીકારીને તેને જ પોતાની જીવનરીતિ બનાવી લે તો તેના જાન અને માલને અમારા તરફથી સંપૂર્ણ અમન છે.

હા, જો ઈસ્લામ લાવ્યા પછી કોઈ એવો ગુનાહ કર્યો કે ખુદ અલ્લાહ તઆલાના કાનૂનનો તકાઝો તેને જાની અથવા માલી સજા દેવાની હોય તો ખુદાઈ આદેશથી તેને સજા મળશે.

'તેનો હિસાબ અલ્લાહ તઆલાના હવાલે છે'નો મતલબ આ છે કે, જે માણસ કલિમો પઢીને પોતાનું ઈમાન અમારી સમક્ષ જાહેર કરશે, તો તેને મો'મિન માનીને તેની સામેની લડાઈ અમે બંધ કરી દઈશું અને

ઈસ્લામનો જ મામલો કરીશું. જો તેની નિષ્ઠામાં કોઈ ખરાબી અને દિલમાં કોઈ ખોટ હશે તો તેનો હિસાબ આખિરતમાં અલ્લાહ તઆલા પર છોડીશું' જે ગેબને અને દિલોના ભેદોને પણ જાણનાર છે.

(૨૩) عَنْ اَبِيْ هُرَيْرَةَ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اُمِرْتُ اَنْ اُقَاتِلَ النَّاسَ حَتّٰى يَشْهَدُوْا اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَيُؤْمِنُوْا بِيْ وَبِمَا جِئْتُ بِهٖ فَاِذَا فَعَلُوْا ذٰلِكَ عَصَمُوْا مِنِّيْ دِمَاءَهُمْ وَاَمْوَالَهُمْ اِلَّا بِحَقِّهَا وَحِسَابُهُمْ عَلَى اللّٰهِ.

(رواه مسلم)

(૨૩) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને આદેશ છે કે હું લોકોથી ત્યાં સુધી લડાઈ ચાલુ રાખું, જ્યાં સુધી કે તેઓ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'ની ગવાહી દે અને મારા પર અને જે હિદાયત હું લઈને આવ્યો છું તેના પર ઈમાન લાવે. તો જ્યારે તેઓ આવું કરી લે, તો તેમણે પોતાના જાન અને માલને મારાથી સલામત કરી લીધાં, સિવાય તેના હકના અને તેનો હિસાબ અલ્લાહ તઆલાના હવાલે છે.'

**ખુલાસો** : આ હદીષમાં લા ઈલા–હ ઈલ્લલ્લાહની ગવાહી ઉપરાંત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલત પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના લાવેલ દીન પર ઈમાન લાવવાનું પણ વર્ણન છે; એ પણ આ વાતનો ખુલ્લો ઈશારો છે કે આથી પહેલી હદીષમાં લા ઈલા–હ ઈલ્લલ્લાહને માનવાનો જે ઉલ્લેખ છે; તેનાથી ઈસ્લામના આમંત્રણનો સ્વીકાર જ મુરાદ છે.

(૨૪) عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اُمِرْتُ اَنْ اُقَاتِلَ النَّاسَ حَتّٰى يَشْهَدُوْا اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ وَيُقِيْمُوا الصَّلٰوةَ وَيُؤْتُوا الزَّكٰوةَ فَاِذَا فَعَلُوْا ذٰلِكَ عَصَمُوْا مِنِّيْ دِمَاءَهُمْ وَاَمْوَالَهُمْ اِلَّا بِحَقِّ الْاِسْلَامِ وَحِسَابُهُمْ عَلَى اللّٰهِ. (رواه البخاري ومسلم)

(૨૪) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને હુકમ છે કે હું લોકોથી જંગ ચાલુ રાખું ત્યાં સુધી કે તેઓ આ વાતની ગવાહી દે (અર્થાત્ તેની કબૂલાત અને એ'લાન કરે) કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના પયગમ્બર છે અને નમાઝ કાયમ કરવા લાગે અને ઝકાત અદા કરવા લાગે. તો જયારે તેઓ આ બધું કરવા લાગે. તો તેમણે પોતાના જાન અને માલ મારાથી સુરક્ષિત કરી લીધાં, ઈસ્લામના હક સિવાય અને તેમનો હિસાબ અલ્લાહ તઆલાને સુપુર્દ છે.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં તૌહીદ (અલ્લાહ પાકનાં એક હોવા) અને રિસાલત (હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રસૂલ હોવા)ની ગવાહી ઉપરાંત, નમાઝ કાયમ કરવા અને ઝકાત અદા કરવાનો પણ ઉલ્લેખ છે; અને વાસ્તવમાં એ બન્ને રુકનોનો ઝિક્ર પણ ફક્ત ઉદાહરણ અને નિશાનીરૂપે જ કરાયો છે; નહિતર અહિંયા એ જ મુરાદ છે કે દીને ઈસ્લામનો સ્વીકાર કરી લે; જેને હદીષમાં ''અને મારા પર ઈમાન લાવે, અને જે હિદાયત હું લાવ્યો છું, તેના પર ઈમાન લાવે !'ના સંક્ષિપ્ત અને સર્વગ્રાહી (મુખ્તસર, જામિઅ્) શબ્દોમાં વર્ણવવામાં આવ્યું છે.

(٢٥) عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ أُمِرْتُ اَنْ اُقَاتِلَ النَّاسَ حَتّٰى يَقُوْلُوْا لَااِلٰهَ اِلَّا اللهُ فَاِذَا قَالُوْهَا وَصَلَّوْا صَلٰوتَنَا وَاسْتَقْبَلُوْا قِبْلَتَنَا وَاَكَلُوْا ذَبِيْحَتَنَا فَقَدْ حَرُمَتْ عَلَيْنَا دِمَاؤُهُمْ وَاَمْوَالُهُمْ إِلَّا بِحَقِّهَا وَحِسَابُهُمْ عَلَى اللهِ. (رواه البخاري)

(૨૫) તરજુમો : હઝરત અનસ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને આદેશ અપાયો છે કે હું લોકોથી લડાઈ ચાલુ રાખું, ત્યાં

સુધી કે તેઓ લા ઈલા–હ ઈલ્લલ્લાહને માનતા થઈ જાય. તો જ્યારે તેઓ લા ઈલા–હ ઈલ્લલ્લાહને સ્વીકારી લે અને આપણી નમાઝો પઢવા લાગે (અને પોતાની નમાઝોમાં) આપણાં કિબ્લા તરફ મોઢું કરવા લાગે અને આપણું ઝબહ કરેલું (જાનવર) ખાવા લાગે; તો તેમનાં ખૂન અને માલ આપણી ઉપર હરામ થઈ ગયાં, તેના હકના સિવાય અને તેમનો હિસાબ અલ્લાહ તઆલાને હવાલે છે.' *(બુખારી શરીફ)*

**ખુલાસો :** મૂળ હેતુ આગળની હદીષોની જેમ આ હદીષનો પણ આટલો જ છે કે અમારી લડાઈ જે કોઈથી પણ છે, ફક્ત દીનના માટે અને લોકોને કુફ્ર અને શિર્કની ગુમરાહીથી કાઢીને હકના રસ્તા પર લાવવાના માટે છે. તો જે લોકો ભટકેલપણું છોડીને અલ્લાહ તઆલાની બતાવેલી સીધી રાહ પકડી લે અને દીને હકને સ્વીકારી લે, તો તેમના જાન અને માલથી હસ્તક્ષેપ કરવું આપણાં માટે હરામ છે.

અને તે જમાના અને માહોલમાં કેમ કે ઈમાન અને ઈસ્લામની જાહેરી નિશાનીઓ એ જ હતી કે માનવી મુસલમાનોની જેમ નમાઝ પઢવા લાગે અને નમાઝમાં કિબ્લાની તરફ રુખ કરવા લાગે અને મુસલમાનોના ઝબહ કરેલા જાનવરથી પરહેઝ ન કરે; તેથી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિશાનીઓરૂપે જ એ ચીઝોનો પણ ઉલ્લેખ કરી દીધો.

આ હદીષમાં સુનનુ અબી દાવૂદની રિવાયતમાં જે અંતિમ શબ્દો છે, તેનો મતલબ આ છે કે; જે લોકો ઈસ્લામની દઅ્વત સ્વીકારી લે તો ન ફક્ત તેમની સાથે લડાઈ ખત્મ થઈને તેમનાં જાન–માલ સુરક્ષિત થઈ જશે; બલકે તેઓ પછી સઘળા હક્કો અને ફરઝોમાં સંપૂર્ણ આપણી બરોબરના થઈ જશે.

## આ હદીષોની બાબતમાં એક શંકા અને તેનો જવાબ :

આ હદીષોમાં ઉપલક દષ્ટિએ એક શંકા થાય છે, તે આ કે ઈસ્લામમાં

જિઝ્યાવેરો અને યોગ્ય શર્તો પર સુલેહ (શાંતિકરાર)નો નિયમ પણ સર્વમાન્ય છે અને જિઝ્યા અને સંધિની સૂરતોમાં પણ લડાઈ બંધ થઈ જાય છે; પરંતુ આ હદીષોથી જણાય છે કે લડાઈ ફક્ત ત્યારે રોકવામાં આવશે જ્યારે કે લોકો ઈસ્લામના આમંત્રણનો સ્વીકાર કરી લે.

આ લખનારના મતે તેનો જવાબ આ છે કે, આ હદીષોનો આશય અને વિષય લડાઈને રોકી દેવાની સૂરતો બતાવવાનો નથી; બલકે આ હદીષોમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઉદ્દેશ ફક્ત બે બાબતોને સ્પષ્ટ કરવાનો છે : (૧) એક આ કે અમારી લડાઈનો મકસદ એ સિવાય અન્ય કંઈ નથી કે લોકો અલ્લાહ તઆલાની જ ઈબાદત કરવા લાગે અને તેણે નિયત કરેલ સીધા માર્ગ (ઈસ્લામ)ને અનુસરે. (૨) બીજી આ કે, જે લોકો ઈસ્લામની દઅ્વતને કબૂલ કરી લેશે, તેમનાં જાન અને માલને અમારા તરફથી સંપૂર્ણ અમાન હશે, એટલું જ નહીં; તેઓ હક્કો અને ફરઝોમાં અન્ય મુસલમાનોની સંપૂર્ણ બરોબરીના અને સમકક્ષ હશે.

રહયો જિઝ્યો અથવા ખાસ સંજોગોમાં ખાસ શરતોની સાથે સમાધાન, તો જો કે એ પણ લડાઈ બંધ કરી દેવાના સ્વરૂપો છે; પરંતુ આ હકીકત છે કે એ ઈસ્લામી લડાઈનો મૂળ ધ્યેય નથી. અલબત્ત, એથી મૂળ મકસદ અર્થાત્ ઈસ્લામના આમંત્રણ માટે શાંતિભર્યો રસ્તો ઊઘડી જાય છે, તેથી તેમના વિરુદ્ધ લડાઈ થંભાવી દેવામાં આવે છે.

## ઈમાન અને ઈસ્લામની થોડીક બાહ્ય–જાહેરી નિશાનીઓ :

(٢٦) عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ صَلّٰى صَلَاتَنَا وَاسْتَقْبَلَ قِبْلَتَنَا وَاَكَلَ ذَبِيْحَتَنَا فَذَالِكَ الْمُسْلِمُ الَّذِىْ لَهٗ ذِمَّةُ اللهِ وَذِمَّةُ رَسُوْلِهٖ فَلَا تُخْفِرُوا اللهَ فِىْ ذِمَّتِهٖ. (رواه البخارى)

(૨૬) તરજુમો : હઝરત અનસ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું : જે કોઈ અમારા જેવી નમાઝ પઢે અને અમારા કિબ્લા તરફ મોં કરે અને અમારું ઝબહ કરેલું જાનવર ખાય, તો બસ એ તે મુસલમાન છે, જેના માટે અલ્લાહ તઆલાની અમાન (પનાહ) છે અને અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અમાન છે. તો તમે અલ્લાહ તઆલાના કરારને તેની પનાહના વિશે ન તોડો.' *(બુખારી શરીફ)*

**ખુલાસો :** આ હદીષનો હેતુ સમજવા માટે એની પૂર્વભૂમિકાને સામે રાખવી જોઈએ. તે એ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બરકતવંત યુગમાં જ્યારે ઈસ્લામની દઅ્વત તેઝીની સાથે પ્રગતિ કરી રહી હતી; ત્યારે ઘણાં એવા બનાવો સામે આવી રહ્યા હતા કે અમુક લોકો ઈસ્લામ સ્વીકારી લેતા હતા, પરંતુ વિશેષ સંજોગોમાં તેમના વિશે એ શંકાની ગુંજાઈશ રહેતી હતી કે, કદાચ તેમણે હકીકતમાં અને દિલથી ઈસ્લામ નથી અપનાવ્યો.

તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈર્શાદનો ખાસ સંબંધ એવા જ લોકોથી છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મકસદ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ને એ બતાવવાનો છે કે, જે માણસમાં તમે ઈસ્લામ સ્વીકારવાની આ જાહેરી અને મોટી મોટી નિશાનીઓ જુઓ, તો તેને મુસલમાન જ સમજો અને તેનાં જાન–માલને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પનાહમાં માનો, એટલે વિના કારણ આ પ્રકારની બદગુમાનીના લઈને કે તેના દિલમાં ઈસ્લામ નથી; બલકે દેખાડા માટે તેણે ઈસ્લામની ખાસ નિશાનીઓ (શઆઈર)ને અપનાવી છે; તેના વિરુદ્ધમાં તમે કોઈ પગલું ન લો !

તો જે લોકો એનાથી આ પરિણામ તારવે કે (જે માણસમાં પણ ઉપરોક્ત ઈસ્લામની જાહેરી નિશાનીઓ જુએ, તો ભલે તે ઈસ્લામની વિરુદ્ધ ગમે તેવા અકાઈદ–માન્યતાઓ ધરાવતો હોય અને ભલે ગમે તેવાં કાફિરો–મુશરિકો જેવાં કામ કરે, તે પ્રત્યેક હાલમાં મુસલમાન જ રહે છે), તો એ

તેઓની હદીષના હેતુથી અજાણતા અને સખ્ત જહાલતભરી ગુમરાહી છે. એવા લોકોને મુસલમાન ઠરાવવાનો મતલબ તો આ થશે કે, ઈસ્લામ ફક્ત એ જાહેરી આ'માલ અને નિશાનીઓનું જ નામ છે અને ઈમાન–શ્રદ્ધા તથા માન્યતાનું તેમાં કશું જ મહત્ત્વ નથી. હવે દેખીતું છે કે ઈસ્લામની બાબતમાં એથી વધીને જહાલત અને ગુમરાહીની વાત બીજી કોઈ નથી હોઈ શકતી.

## મુસલમાન કોઈ ગુનાહ અને ખરાબ અમલના કારણે કાફિર નથી થઈ જતો :

(٢٧) عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ ثَلٰثٌ مِنْ اَصْلِ الْاِيْمَانِ اَلْكَفُّ عَمَّنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللهُ لَا تُكَفِّرْهُ بِذَنْبٍ وَّلَا تُخْرِجْهُ مِنَ الْاِسْلَامِ بِعَمَلٍ، وَالْجِهَادُ مَاضٍ مُذْ بَعَثَنِىَ اللهُ اِلٰى اَنْ يُّقَاتِلَ اٰخِرُ هٰذِهِ الْاُمَّةِ الدَّجَّالَ لَا يُبْطِلُهٗ جَوْرُ جَائِرٍ وَلَا عَدْلُ عَادِلٍ وَالْاِيْمَانُ بِالْاَقْدَارِ. (رواه ابوداؤد)

(૨૭) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ત્રણ ચીઝો ઈસ્લામના ઉસૂલ–સિદ્ધાંતોમાં દાખલ છે : (૧) આ કે જે માણસ લા ઈલા–હ ઈલ્લલ્લાહને માનતો હોય, તેની બાબતમાં ઝબાનને રોકવામાં આવે અર્થાત્ કોઈ ગુનાહના લઈને તેને કાફિર ન ઠેરવવામાં આવે.

(૨) બીજી ચીઝ જિહાદ છે; તે ત્યારથી ચાલુ છે જ્યારથી અલ્લાહ તઆલાએ મને રસૂલ (સંદેશવાહક) બનાવીને મોકલ્યો અને તે અંતિમ સમય સુધી જારી રહેશે જ્યારે કે મારી ઉમ્મતનો આખરી તબક્કો દજ્જાલથી લડાઈ કરશે. (મુસલમાનોના સત્તાધીશ ભલે અત્યાચારી હોય કે ન્યાયપ્રિય, જિહાદ દરેક હાલતમાં ચાલુ રહેશે.) કોઈ ઝાલિમ સત્તાનો ઝુલ્મ અને ન્યાયી હાકિમનો ઈન્સાફ તેનો અંત ન લાવશે.

(૩) અને (ઈસ્લામના સિદ્ધાંતોમાંથી ત્રીજી વસ્તુ) તકદીર–પ્રારબ્ધ પર ઈમાન લાવવું છે.' *(અબૂ દાવૂદ શરીફ)*

**ખુલાસો :** હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને તે ભૂલ અને ગુમરાહીથી બચાવવાની કોશિશ ફરમાવી છે જેમાં 'મુઅ્તઝિલહ' અને 'ખવારિજ' (ઈસ્લામના જૂના બે ફિરકા કે પંથ) સપડાયા, તેઓ ફક્ત ગુનાહ તથા બદઅમલીના પાયા ઉપર પણ માનવીને ઈસ્લામથી બહાર કરી દે છે.

જ્યારે 'અહલે સુન્નત વલ્ જમાઅત'નો મસ્લક કે તરીકો આ હદીષે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રમાણે એ જ છે કે કોઈ મુસલમાન ફક્ત પોતાની બદકારી અને ગુનાહોના કારણથી ઈસ્લામથી નીકળીને કાફિર નથી થઈ જતો.

તો એવા લોકોથી આ હદીષનો કોઈ સંબંધ જ નથી, જે કોઈ એવી ચીજનો ઈન્કાર કરીને પોતે ઈમાન અને ઈસ્લામના વર્તુળથી નીકળી જાય, જેના પર યકીન રાખવું મુસલમાન હોવાના માટે શર્ત અને અનિવાર્ય છે.

માની લો કે કોઈ માણસ જે કલિમો પઢી ચૂક્યો છે અને પોતાને મુસલમાન કહે છે, કુરઆને મજીદને અલ્લાહ તઆલાની કિતાબ હોવાનો ઈન્કાર કરે છે અથવા કિયામત અને આખિરતનો ઈન્કાર કરે છે અથવા ખુદાઈ કે નુબુવ્વતનો દાવેદાર છે; તો દેખીતું છે કે તે મુસલમાન ન રહેશે અને અનિવાર્ય રીતે તેને કાફિર અને ઈસ્લામથી ખારિજ (બહાર) ઠરાવાશે; પરંતુ તે કોઈ ગુનાહ અને બદઅમલી કે ખરાબ કૃત્યને લઈને નહીં, બલકે દીનના ઉસૂલ–સિદ્ધાંતોના ઈન્કારના કારણથી હશે.

સારાંશ કે આ બન્ને સૂરતો–સ્વરૂપોમાં જે ફર્ક છે, તેનો ખ્યાલ રાખવો જોઈએ. કેટલાક લોકો તેમ ન કરતાં આ હદીષનો અતિ દુરુપયોગ કરે છે.

હદીષમાં જિહાદ વિશેના અંતિમ ફકરાનો મતલબ એ છે કે જો કોઈ સમયે મુસ્લિમોની સત્તા ખોટા હાથોમાં હોય, તેઓ અત્યાચારી હોય તો

પણ જિહાદ મૌકૂફ ન થશે અને કોઈના માટે એ ઉઝર સહીહ ન થશે કે અમે એ ખોટા હાકિમોના હાથ નીચે જિહાદ ન કરીશું; બલકે સત્તા પર કબજો સારા માણસોનો હોય કે ખરાબ માણસોનો; પ્રત્યેક હાલતમાં તેમના તાબા હેઠળ જિહાદ કરવાનો રહેશે !

## દીન અને ઈમાનના વિભાગો અને તેમની શાખાઓ :

(૨૮) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْاِيْمَانُ بِضْعٌ وَّسَبْعُوْنَ شُعْبَةً فَاَفْضَلُهَا قَوْلُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَدْنَاهَا اِمَاطَةُ الْاَذٰى عَنِ الطَّرِيْقِ وَالْحَيَاءُ شُعْبَةٌ مِّنَ الْاِيْمَانِ. (رواه البخاري ومسلم)

(૨૮) તરજુમો : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે : ઈમાનની સિત્તેરથી પણ કંઈક વધુ શાખાઓ છે; તેમાં સૌથી શ્રેષ્ઠ તો લા ઈલા–હ ઈલ્લલ્લાહનું માનવું અર્થાત્ વહ્દાનિયતની સાક્ષી આપવી છે અને તેમાં અદના દરજ્જા કે નિમ્ન કક્ષાની ચીઝ તકલીફ દેનારી વસ્તુઓને રસ્તામાંથી હટાવી દેવી છે અને હયા ઈમાનની એક અગત્યની શાખા છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : ઈમાનના વિભાગોથી મુરાદ તે સઘળા આ'માલ અને અખ્લાક તથા જાહેરી અને આંતરિક તે સર્વે હાલતો છે જે કોઈના દિલમાં ઈમાન આવી ગયા પછી તેના પરિણામ અને ફળરૂપે પેદા થઈ જવી જોઈએ; જેમ કે હર્યાભર્યા વૃક્ષમાંથી પાદડાં અને ફળ નીકળે છે, એ જ રીતે જાણે સઘળાં ભલાં કામો અને ઉમદા અખ્લાક–ચારિત્ર્ય અને સારી કેફિયતો ઈમાનના શોઅ્બા કે વિભાગો છે. અલબત્ત, તેમના દરજ્જા વિવિધ છે.

આ હદીષમાં (૭૦) સિત્તેરનો આંક વધારો સૂચવે છે, ન કે નક્કી આંકડો; (જેમ કે ઘણી વાર આરબો એનો એ રીતે પણ ઉપયોગ કરે છે.) આ હદીષમાં ઈમાનનો સૌથી ઉચ્ચ ભાગ લા ઈલા–હ ઈલ્લલ્લાહ અર્થાત્

તૌહીદની ગવાહી દેવાને બતાવવામાં આવ્યો છે, અને તેની સામે નિમ્ન કે અદના દરજ્જાની ચીજ રસ્તામાંથી તકલીફ દેનારી ચીજોને હટાવવાનું ઠરાવાયું છે. હવે એ બેની વચ્ચે જેટલાં પણ ભલાં કામોની કલ્પના થઈ શકતી હોય, તે સૌ ઈમાનના વિભાગ અને શાખાઓ છે; ભલે તેમનો સંબંધ અલ્લાહ તઆલાના હક્કોથી હોય કે બંદાઓના હક્કોથી; અને જાહેર છે કે તેમની સંખ્યા સેંકડો સુધી પહોંચશે.

હદીષ શરીફના અંતમાં હયા–શર્મ વિશે જે ખાસ આમ ફરમાવાયું છે કે, 'તે ઈમાનનો એક મહત્ત્વનો વિભાગ છે' તો તેનું કારણ યા તો એ છે કે જે પ્રસંગે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈર્શાદ ફરમાવ્યો હતો, ત્યારે કોઈકથી હયામાં કોઈ કમી દેખાઈ હતી; તેની સુધારણા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વિશેષ ચેતવણી આપી, જેમ કે સમજદાર ઉસ્તાઝો અને સુધારકોની રીત હોય છે.

અથવા હયાના માટે વિશેષ રીતે આ ચેતવણી એટલા માટે ફરમાવી કે માનવીય અખ્લાક કે સંસ્કારમાં હયાનું સ્થાન ખૂબ ઉચ્ચ છે. તે જ માનવીને ઘણાં ગુનાહો અને બુરાઈઓથી રોકે છે અને એ જ કારણથી ઈમાન અને હયા–શર્મની વચ્ચે એક વિશેષ સંબંધ છે.

જાણવું જોઈએ કે હયા–શર્મ ફક્ત પોતાના માનવબંધુઓથી જ નથી રાખવામાં આવતી, બલકે સૌથી વધુ હયા જેની રાખવી જોઈએ, તે આપણાં ખાલિક–સર્જક અને પાલનહાર અલ્લાહ તબારક વ તઆલા છે. સામાન્યજનો મોટો બેશર્મ તથા ગુસ્તાખ–અવિવેકી તેને માને છે, જે પોતાના વડીલોનો લિહાઝ કે આમન્યા ન રાખે અને તેમની સામે બેશર્મીનાં કૃત્યો અને ખરાબ વાતો કરે; પરંતુ વાસ્તવમાં સૌથી મોટો બેહયા કે ધૂર્ત અને બદનસીબ તે માણસ છે, જે પોતાના મવલાથી નથી શરમાતો; અને એ જાણવા છતાં કે અલ્લાહ તઆલા પ્રત્યેક પળે મને અને મારાં કાર્યોને આડ વિના જુએ છે તથા મારી વાતોને સીધી (સાધન વિના) સાંભળે છે; તેની સામે માનવી ખરાબ કૃત્યો અને અયોગ્ય કે બેહૂદા હરકતો–ચેષ્ટાઓ કરતાં નથી શરમાતો (કેટલીક વાર તો તેના પર ગર્વ લે છે.)

એક દિવસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના સહાબા (રદિયલ્લાહુ અન્હૂ)ને સંબોધન કરતાં ફરમાવ્યું : તરજુમો : 'અલ્લાહ તઆલાથી એવી હયા કરો જેવી તેનાથી હયા કરવી જોઈએ.' સાંભળનારાઓએ અરજ કરી : 'અલ્લાહ તઆલાનો શુક્ર છે કે અમે (તેનાથી) હયા કરીએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એમ નહીં, બલકે અલ્લાહ તઆલાથી હયા કરવાનો હક એ છે કે દિમાગ અને તેમાં (મગજમાં) જે સોચ અને વિચારો છે તે સૌનું રક્ષણ કરો અને પેટની અને જે કંઈ તેમાં ભર્યું છે, તે સૌની નિગરાની–હિફાઝત કરો (અર્થાત્ બુરા વિચારોથી મગજની અને હરામ તથા નાજાઈઝ ખોરાકથી પેટની હિફાઝત કરો) અને મૌત તથા મૌત પછી તમારા પર જે વીતનાર છે, તેને યાદ રાખો.

જેણે આ બધું કર્યું, સમજો કે તેણે અલ્લાહ તઆલાથી હયા કરવાનો હક અદા કર્યો.' *(જામિઅ્ તિરમિઝી)*

## ઈમાનની કેટલીક અસરો તથા ફળો :

(૨૯) عَنْ اَبِىْ اُمَامَةَ اَنَّ رَجُلاً سَأَلَ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَاالْاِيْمَانُ ؟ قَالَ : اِذَا سَرَّتْكَ حَسَنَتُكَ وَسَاءَ تْكَ سَيِّئَتُكَ فَاَنْتَ مُؤْمِنٌ. (رواه احمد)

(૨૯) તરજુમો : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે એક માણસે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે, 'ઈમાન શું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે તમને પોતાના નેક કામથી ખુશી થાય અને ખરાબ કામથી રંજ અને અફસોસ થાય, તો તમે મો'મિન છો.'

*(મુસ્નદે અહમદ)*

**ખુલાસો** : મતલબ આ છે કે ઈમાનની વિશેષ અસરો અને

નિશાનીઓમાંથી એ છે કે, માનવી જ્યારે કોઈ નેક કામ કરે તો તેના દિલમાં આનંદ અને ખુશી થાય અને જ્યારે તેનાથી કોઈ ખરાબ કામ થઈ જાય તો તેને ગમ અને સદમો થાય.

જ્યાં સુધી માનવીના દિલમાં (નેકી–બદીનો) આ એહસાસ કે અનુભૂતિ કાયમ રહે, તો સમજવું જોઈએ કે ઈમાની રૂહ–આત્મા જીવે છે અને આ એહસાસ તેનું ફળ છે.

## ઈમાનને સંપૂર્ણ કરતા તત્ત્વો અને વિશેષ શર્તો તથા અનિવાર્ય ચીજો :

(٣٠) عَنِ الْعَبَّاسِ بْنِ عَبْدِ الْمُطَّلِبِ اَنَّهٗ سَمِعَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ ذَاقَ طَعْمَ الْاِيْمَانِ مَنْ رَضِىَ بِاللّٰهِ رَبًّا وَّ بِالْاِسْلَامِ دِيْنًا وَّ بِمُحَمَّدٍ رَسُوْلًا. (رواه مسلم)

(૩૦) તરજુમો : હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતાં સાંભળ્યા કે : ઈમાનનો સ્વાદ તેણે ચાખ્યો, જે અલ્લાહ તઆલાને પોતાના પાલનહાર, ઈસ્લામને પોતાનો દીન અને (હઝરત) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાના રસૂલ અને માર્ગદર્શક માનવા પર દિલથી રાજી થઈ ગયો.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** એને આમ સમજવું જોઈએ કે જે રીતે સ્વાદિષ્ટ ભૌતિક ખોરાકમાં એક લઝ્ઝત હોય છે, જેને ફક્ત તે જ માનવી માણી શકે છે, જેની સ્વાદની શક્તિ કોઈ રોગના કારણે ખરાબ ન થઈ ગઈ હોય. એ જ રીતે ઈમાનમાં પણ એક ખાસ લઝ્ઝત અને મીઠાશ છે, પરંતુ તે તે જ ખુશનસીબોને મળી શકે છે, જેમણે પૂરી ખુશદિલીની સાથે અલ્લાહ તઆલાને પોતાના માલિક અને પાલનહાર અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નબી, રસૂલ અને ઈસ્લામને પોતાનો દીન અને

જીવનનો પ્રોગ્રામ બનાવી લીધો હોય. અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા ઈસ્લામની સાથે તેમનો સંબંધ ફક્ત રિવાજી અને વારસાગત અથવા ફક્ત બૌદ્ધિક અને દિમાગી ન હોય; બલકે તેમને તેમની સાથે દિલી લગાવ હોય. જેને એ નસીબ નથી, બેશક ઈમાની લઝ્ઝત અને મીઠાશમાં તેનો કોઈ હિસ્સો નથી અને તેનું ઈમાન–યકીન કામિલ એટલે પરિપૂર્ણ નથી.

(૩૧) عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ ثَلٰثٌ مَنْ كُنَّ فِيْهِ وَجَدَ حَلَاوَةَ الْإِيْمَانِ اَنْ يَّكُوْنَ اللهُ وَرَسُوْلُهٗ اَحَبَّ اِلَيْهِ مِمَّا سِوَاهُمَا وَاَنْ يُّحِبَّ الْمَرْءَ لَا يُحِبُّهٗ اِلَّا لِلّٰهِ وَأَنْ يَّكْرَهَ أَنْ يَّعُوْدَ فِي الْكُفْرِ كَمَا يَكْرَهُ اَنْ يُّقْذَفَ فِي النَّارِ. (رواه البخاري ومسلم)

(૩૧) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ઈમાનની મીઠાશ તેને નસીબ થશે, જેમાં ત્રણ વાતો મોજૂદ હશે : (૧) એક આ કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત તેને તમામ ચીજોથી વધારે હોય. (૨) બીજી આ કે જે માણસથી પણ તેને મુહબ્બત હોય, તે ફક્ત અલ્લાહ તઆલાના જ માટે હોય. (૩) ત્રીજી આ કે ઈમાનના પછી કુફ્ર તરફ પલટવાથી તેને એટલી નફરત–ધૃણા અને એવી તકલીફ થાય જેવી કે આગમાં નાખવાથી થાય છે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : ઈમાનની મીઠાશ તેને જ પ્રાપ્ત થઈ શકે છે, જે અલ્લાહ જલ્લ શાનુહૂ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતમાં એવો ગળાડૂબ હોય કે પ્રત્યેક ચીજથી વધારે તેમની મુહબ્બતનો તેના દિલ પર એવો કબજો અને પ્રભાવ હોય કે જો કોઈ અન્યથી તે મુહબ્બત પણ કરે, તો અલ્લાહ તઆલાના જ માટે કરે અને ઈસ્લામ (અલ્લાહનો દીન) તેને એટલો પ્રિય હોય કે તેને છોડવાનો વિચાર તેના માટે આગમાં પડવાની

બરોબર કષ્ટદાયક હોય !

(૩૨) عَنْ أَنَسِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يُؤْمِنُ اَحَدُكُمْ حَتّٰى اَكُوْنَ اَحَبَّ اِلَيْهِ مِنْ وَّالِدِهٖ وَوَلَدِهٖ وَالنَّاسِ اَجْمَعِيْنَ. (رواه البخاری ومسلم)

(૩૨) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'તમારામાંથી કોઈ માણસ મો'મિન નથી થઈ શકતો, જ્યાં સુધી કે તેને પોતાનાં મા–બાપ, પોતાની અવલાદ અને સઘળા લોકોથી વધારે મારી મુહબ્બત ન હોય.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે ઈમાનની પરિપૂર્ણતા ત્યારે જ થઈ શકે છે અને એક મુસલમાન ત્યારે જ સંપૂર્ણ મો'મિન થઈ શકે છે કે દુનિયાના અન્ય તમામ માનવોથી, ત્યાં સુધી કે પોતાનાં મા–બાપ અને પોતાની અવલાદથી પણ વધારે તેને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત હોય.

આનાથી આગળની હદીષમાં સૌથી વધારે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત તથા ઈસ્લામની મુહબ્બતને 'ઈમાની મીઠાશ' પામવા માટેની શરત બતાવવામાં આવી હતી અને આ હદીષમાં ફક્ત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

વાસ્તવમાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી જે મુહબ્બત રસૂલની હેસિયતથી હશે, હકીકતમાં તે અલ્લાહ તઆલાના સંબંધના લઈને જ હશે અને તેનું અનિવાર્ય પરિણામ એ હશે કે ઈસ્લામથી પણ સંપૂર્ણ મુહબ્બત હશે. તેથી હદીષમાં ઈમાનના કમાલની શરતરૂપે ફક્ત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતનું વર્ણન કરવામાં આવ્યું છે; પરંતુ મતલબ તે જ છે કે ઈમાનના

અનવાર અને બરકતો ફક્ત તે જ ખુશનસીબોને પ્રાપ્ત થઈ શકે છે, જેમનાં દિલો પર અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તથા ઈસ્લામની મુહબ્બતનું એટલું પ્રભુત્વ કે ગલબો હોય કે અન્ય સઘળી મુહબ્બતો તેનાથી દબાયેલી હોય.

અલ્લાહ જલ્લ શાનુહૂ અને રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ઈમાનવાળાઓને જે મુહબ્બત હોય છે, તે મા–બાપ, બીવી–બચ્ચાંઓની જેમ લોહીની સગાઈ અથવા અન્ય પ્રાકૃતિક અસ્બાબના કારણે નથી હોતી; બલકે તે રૂહાની–આત્મિક અને બૌદ્ધિક કારણોને લઈ હોય છે; અને જ્યારે કામિલ કે પરિપૂર્ણ થઈ જાય છે તો તેના સિવાય અન્ય તે સઘળી મુહબ્બતો જે ફિતરી અથવા નફ્સાની અસ્બાબના કારણથી હોય છે તેનાથી દબાઈ જાય છે અને એ બાબતને પ્રત્યેક તે માનવી સમજી શકે છે, જેને અલ્લાહ તઆલાએ તેનો કંઈક હિસ્સો નસીબ ફરમાવ્યો હોય.

તાત્પર્ય એ કે આ હદીષોમાં મુહબ્બતથી મુરાદ દિલની તે જ ખાસ કેફિયત છે જેને મુહબ્બતના શબ્દથી અદા કરવામાં આવે છે અને તેની જ આપણાંથી માંગ છે અને તે જ જાણે આપણા ઈમાનની જાન છે. કુરઆને મજીદમાં પણ ફરમાવવામાં આવ્યું છે :

"**વલ્લઝી–ન આમનૂ અશદ્દુ હુબ્બન્ લિલ્લાહ.** અર્થ : ઈમાનવાળા સૌથી વધારે મુહબ્બત અલ્લાહ તઆલાથી કરે છે." *(સૂરએ બકરહ, રુકૂઅ–૨૦)*

એક અન્ય સ્થળે ફરમાવવામાં આવ્યું છે :

તરજુમો : હે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ તે લોકોને સ્પષ્ટ કહી દો કે, જો તમારાં મા–બાપ, તમારી અવલાદ, તમારા ભાઈ, તમારી બીવીઓ અને તમારો કુટુંબ–કબીલો અને તમારાં તે ધન–દૌલત જેને તમે મહેનતથી કમાયા છો અને તમારો તે ચાલતો વેપાર જેની મંદીથી તમે ડરો છો, અને તમારા રહેવાનાં તે ઉમદા ઘરો જે તમને પસંદ છે (તો જો દુનિયાની આ પ્રિય અને શોખની વસ્તુઓ) અલ્લાહ તઆલા, અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને અલ્લાહ તઆલાના

દીનના રસ્તાની મહેનત અને કોશિશથી વધારે તમને પસંદ છે, તો રાહ જુઓ, જેથી અલ્લાહ તઆલા પોતાનો હુકમ અને ફેંસલો નાફિઝ કરે (અમલમાં લાવે) અને યાદ રાખો કે, અલ્લાહ તઆલા નાફરમાન–તાબેદારી ન કરનાર કોમને હિદાયત નથી આપતો.' *(સૂરએ તૌબા, રુકૂઅ–૩)*

તો કુરઆને મજીદની આ જલાલસભર આયતનો તકાઝો અને માંગ પણ એ જ છે કે ઈમાનવાળાઓને પોતાની સઘળી પ્યારી–વહાલી વસ્તુઓથી વધારે, અલ્લાહ–રસૂલની અને તેના દીનની મુહબ્બત હોવી જોઈએ. તે વિના અલ્લાહ તઆલાની રઝામંદી અને તેની ખાસ હિદાયત–માર્ગદર્શન નથી મળી શકતાં અને ઈમાન કામિલ–પરિપૂર્ણ નથી થઈ શકતું.

દેખીતી વાત છે કે જેને એ દૌલત નસીબ થઈ જાય, તેના માટે ઈમાનની સઘળી માંગોને પૂરી કરવી અને અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમો પર ચાલવું ન ફક્ત સરળ થઈ જશે; બલકે એ રસ્તામાં પ્યારો જાન સુદ્ધાં દઈ દેવામાં પણ તે એક લઝ્ઝત મહસૂસ કરશે.

એથી વિરુદ્ધ જેના દિલ પર અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતનું એવું પ્રભુત્વ કે ગલબો ન હશે, તેના માટે દૈનિક ઈસ્લામી ફર્ઝોની અદાયગી તથા સામાન્ય ઈમાની તકાદાઓ પર અમલ પણ ખૂબ મુશ્કેલ અને અતિ કઠણ હશે અને જે કંઈ પણ તે કરશે તો તેની હેસિયત વધુથી વધુ બસ કાનૂની પાબંદીની જેવી હશે.

તેથી જ તો ફરમાવવામાં આવ્યું છે કે જ્યાં સુધી અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત અન્ય સઘળી ચાહતો પર ગાલિબ–હાવી ન થઈ જાય, ઈમાનનું મૂળ સ્થાન પ્રાપ્ત નથી થઈ શકતું અને ઈમાનની મીઠાશ નસીબ નથી થઈ શકતી.

હે અલ્લાહ તઆલા ! અમને નસીબ કર તારી મુહબ્બત અને તારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત અને એવા અમલની મુહબ્બત જે અમને તારી મુહબ્બતની નજીક કરી દે.

(૩૩) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَا يُؤْمِنُ اَحَدُكُمْ حَتّٰى يَكُوْنَ هَوَاهُ تَبَعًا لِمَا جِئْتُ بِهٖ.

(رَوَاهُ الْبَغَوِیُّ فِیْ شَرْحِ السُّنَّةِ)

(૩૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઈ માણસ મો'મિન નથી થઈ શકતો, જ્યાં સુધી કે તેના નફ્સની ખ્વાહિશ–મનેચ્છા મારી લાવેલ હિદાયતના તાબે ન થઈ જાય ! *(શર્હુસ્સુન્નહ)*

**ખુલાસો :** મતલબ આ છે કે હકીકી ઈમાન અને તેની બરકતો ત્યારે જ નસીબ થઈ શકે છે કે માનવીના નફ્સના રુજહાન અને તેના દિલની ચાહતો સંપૂર્ણ રીતે નબવી હિદાયતોના તાબે ન થઈ જાય.

'હવા' (અર્થાત્ મનેચ્છા) અને 'હુદા' (અર્થાત્ અમ્બિયા અલયહિમુસ્સલામની લાવેલ હિદાયતો) આ જ બે ચીજો છે, જેમના પર ખૈર અને શર (ભલાઈ અને બુરાઈ)ના પૂરા સિલસિલાનો પાયો છે અને જેમનાથી માનવીઓની નેકબખ્તી અને બદબખ્તી સંકળાયેલી છે. પ્રત્યેક ગુમરાહી અને ખરાબ કામ મનેચ્છાનું પરિણામ છે, જેમ કે દરેક ખૈર અને નેકી હિદાયતની પેરવીથી પેદા થાય છે.

તો જેણે હિદાયતને છોડીને મનેચ્છાની ગુલામી અપનાવી અને રબ્બાની હિદાયતના બદલે મનેચ્છાના તાબે થઈ ગયો, તો જાણે તેણે પોતે જ પોતાના ઈમાનના હેતુને પાયમાલ કરી દીધો. કુરઆને પાકમાં એવાઓના જ વિશે ફરમાવવામાં આવ્યું છે કે તેમણે પોતાની નફ્સની ખ્વાહિશોને પોતાનો ખુદા બનાવી લીધો : **અ–રઅય્તં મનિત્તખ–ઝ ઈલાહ–હૂ હવાહૂ.'**

*(સૂરએ ફુરકાન, રુકૂઅ–૪)*

અન્ય એક ઠેકાણે ફરમાવવામાં આવ્યું છે : **વ મન્ અદલ્લુ**

**મિમ્મનિત્તબ–અ હવાહુ બિગય્રિ હુદમ્ મિનલ્લાહિ ઈન્નલ્લા–હ લા યહ્દિલ્ કવ્મઝ્ ઝાલિમીન.**

તરજુમો : જે માણસ અલ્લાહ તઆલાની હિદાયત વિના પોતાના દિલની ચાહત પર ચાલે, તેનાથી વધીને ગુમરાહ અને ખોટો કોણ હોઈ શકે છે ? અલ્લાહ તઆલા ઝાલિમ–અન્યાયી કે અત્યાચારી લોકોને પોતાના રસ્તા પર નથી લગાડતો.' *(સૂરએ કસસ, રુકૂઅ–૫)*

(٣٤) عَنْ أَنَسٍ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: لَا يُؤْمِنُ أَحَدُكُمْ حَتّٰى يُحِبَّ لِأَخِيْهِ مَا يُحِبُّ لِنَفْسِهٖ. (رواه البخاري ومسلم)

(૩૪) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમારામાંથી (ત્યાં સુધી) કોઈ મો'મિન નથી થઈ શકતો, જ્યાં સુધી કે પોતાના ભાઈ માટે તે જ ન ચાહે, જે પોતાના માટે ચાહે છે.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ આ છે કે ઈમાનના અસલ મુકામ સુધી પહોંચવાના માટે અને તેની બરકતો હાસિલ કરવા માટે એ પણ આવશ્યક છે કે માનવી સ્વાર્થ વૃત્તિથી પાક હોય અને તેના દિલમાં પોતાના અન્ય ભાઈઓના માટે એટલી લાગણી હોય કે, જે નેઅ્મત અને ભલાઈ તે પોતાના માટે ચાહે, તે જ અન્ય ભાઈઓના માટે પણ ચાહે અને જે વાત અને જે હાલ તે પોતાના માટે પસંદ ન કરે, તેને કોઈ બીજાના માટે પણ પસંદ ન કરે. તેના વિના ઈમાન કામિલ કે પરિપૂર્ણ નથી થઈ શકતું.

હદીષમાં ઈમાનની નફી એટલે નિષેધ મુરાદ નથી; બલકે ઈમાનના કમાલ–પરિપૂર્ણતાનો નિષેધ મકસૂદ છે. તેનો રિવાજ પ્રત્યેક ભાષામાં પ્રચલિત છે. દાખલા તરીકે આપણી ભાષામાં કોઈ ભૂંડા માનવીના માટે કહી દેવામાં આવે છે કે, 'તેમાં તો માનવતા જ નથી !' અથવા કહી દે છે કે,

'તે મૂળથી જ માનવી નથી !' જ્યારે કે મતલબ તો એ જ હોય છે કે, 'તે સારો અને સમજદાર માણસ નથી !'

બસ, એ જ રીતે ઘણી હદીષોમાં ઈમાનની ખામીને ઈમાનના નકાર ('લા ઈમાન, લા યુ'મિનુ')ના શબ્દોથી વર્ણવવામાં આવ્યું છે. તરબિયત અને નસીહત (જે આ હદીષોનો હેતુ છે) તેના માટે એ જ વર્ણનશૈલી યોગ્ય અને બેહતર પણ છે.

(٣٥) عَنْ مُعَاذِ بْنِ جَبَلٍ اَنَّهُ سَأَلَ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْ اَفْضَلِ الْاِيْمَانِ قَالَ اَنْ تُحِبَّ لِلّٰهِ وَتُبْغِضَ لِلّٰهِ وَتُعْمِلَ لِسَانَكَ فِيْ ذِكْرِ اللّٰهِ قَالَ وَمَاذَا يَارَسُوْلَ اللّٰهِ؟ قَالَ: وَاَنْ تُحِبَّ لِلنَّاسِ مَا تُحِبُّ لِنَفْسِكَ وَتَكْرَهَ لَهُمْ مَا تَكْرَهُ لِنَفْسِكَ. (رواه احمد)

(૩૫) તરજુમો : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અફઝલ–શ્રેષ્ઠ ઈમાન વિશે પ્રશ્ન કર્યો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : બસ, અલ્લાહ તઆલાના જ માટે કોઈથી તમારી મુહબ્બત હોય અને અલ્લાહ તઆલાના જ માટે દુશ્મની હોય (અર્થાત્ દોસ્તી અને દુશ્મની ફક્ત અલ્લાહ જલ્લ શાનુહૂના વાસ્તે જ હોય) અને બીજું આ કે પોતાની ઝબાનને તમે અલ્લાહ તબારક વ તઆલાની યાદમાં લગાવી રાખો.'

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી, 'અને (બીજું) શું યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'અને આ કે, અન્ય લોકોના માટે પણ તે જ ચાહો અને પસંદ કરો, જે પોતાના માટે ચાહો અને પસંદ કરતા હોય અને તેમના માટે પણ તે જ ચીજોને નાપસંદ કરો, જે પોતાના માટે નાપસંદ કરતા હોય.' *(મુસ્નદે અહમદ)*

**ખુલાસો** : હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ના જવાબમાં હુઝૂર

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યું છે કે કામિલ–પરિપૂર્ણ ઈમાન ત્યારે નસીબ થશે, જ્યારે આ ત્રણ વાતો પેદા થઈ જાય : (૧) એક, અલ્લાહ તઆલાના જ માટે દોસ્તી અને દુશ્મની, (૨) બીજું, ઝબાનને યાદે ઈલાહીમાં મશગૂલ રાખવી, (૩) ત્રીજું, અલ્લાહ તઆલાના બંદાઓની એવી હમદર્દી કે જે પોતાના માટે ચાહે, તે સૌના માટે ચાહે અને જે પોતાના માટે ન ચાહે, તે કોઈના માટે ન ચાહે.

(٣٦) عَنْ اَبِىْ اُمَامَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَنْ اَحَبَّ لِلّٰهِ وَاَبْغَضَ لِلّٰهِ وَاَعْطٰى لِلّٰهِ وَمَنَعَ لِلّٰهِ فَقَدِ اسْتَكْمَلَ الْاِيْمَانَ. (رواه ابوداؤد)

(૩૬) તરજુમો : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જેણે અલ્લાહ તઆલાના જ માટે કોઈથી મુહબ્બત કરી અને અલ્લાહ તઆલાના જ માટે દુશ્મની કરી અને અલ્લાહ તઆલાના જ માટે દીધું અને અલ્લાહ તઆલાના જ માટે ના પાડી, તો તેણે પોતાના ઈમાનને સંપૂર્ણ કરી લીધું.' *(અબૂ દાવૂદ શરીફ)*

**ખુલાસો :** મતલબ આ છે કે જે માણસે પોતાની ગતિવિધિ તથા પોતાની લાગણીઓને એ રીતે ખુદાઈ મરજીને આધીન કરી દીધી કે, તે જેનાથી સંબંધ જોડે છે, અલ્લાહ તઆલાની જ રઝામંદીના માટે જોડે છે અને જેનાથી તોડે છે, અલ્લાહ તઆલાના જ માટે તોડે છે. જેને આપે છે, અલ્લાહ તઆલાના જ માટે આપે છે અને જેને દેવાથી હાથ રોકે છે, તે પણ અલ્લાહ તઆલાની જ ખુશ્નૂદીના માટે રોકે છે. સારાંશ કે સકારાત્મક અને નકારાત્મક લાગણીઓ તથા કાર્યો અલ્લાહ જલ્લ શાનુહૂના માટે જ થવા લાગે, તેની રઝામંદી સિવાય અન્ય કોઈ કારણ ન રહે. અલ્લાહ તઆલા સાથે આવો સંબંધ તથા પરિપૂર્ણ બંદગીનું આ સ્થાન જેણે પ્રાપ્ત કરી લીધું, તો સમજી લો કે તેનું ઈમાન કામિલ–પરિપૂર્ણ થઈ ગયું.

(٣٧) عَنِ ابْنِ عَبَّاسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لِاَبِیْ ذَرٍّ اَیُّ عُرَی الْاِیْمَانِ اَوْثَقُ؟ قَالَ: اَللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ، قَالَ: اَلْمُوَالَاةُ فِی اللهِ وَالْحُبُّ فِی اللهِ وَالْبُغْضُ فِی اللهِ. (رواه البیهقی فی شعب الایمان)

(૩૭) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુમા)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)ને ફરમાવ્યું : બતાવો ! ઈમાનનો કયો દસ્તાવેઝ વધારે મજબૂત છે ?' (અર્થાત્ ઈમાનના વિભાગોમાંથી કયો વિભાગ વધુ પાયદાર છે ?) અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી કે, 'અલ્લાહ તઆલા અને તેના રસૂલને જ વધારે ખબર છે.' (માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ ઈર્શાદ ફરમાવો !) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાના માટે આપસમાં સંબંધ અને સહકાર તથા અલ્લાહ જલ્લ શાનુહૂના માટે કોઈથી મુહબ્બત અને અલ્લાહ તઆલાના જ માટે કોઈથી દુશ્મની.'

*(શુઅ્બુલ્ ઈમાન)*

**ખુલાસો :** મતલબ આ છે કે ઈમાની આ'માલ અને કેફિયતોમાં સૌથી વધારે જાનદાર અને પાયદાર અમલ તથા હાલ એ છે કે, બંદાનો દુનિયામાં જેની સાથે જે વર્તાવ હોય, સહકારનો હોય કે અસહકારનો, મુહબ્બતનો હોય કે અદાવતનો; તે પોતાના નફ્સ–મનના તકાઝાથી અને કોઈ નફ્સાની લાગણીથી ન હોય, બલકે ફક્ત અલ્લાહ તઆલાના જ માટે અને તેના જ આદેશ હેઠળ હોય.

(٣٨) عَنْ اَبِیْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: لَا تَدْخُلُوْنَ الْجَنَّةَ حَتّٰى تُؤْمِنُوْا وَلَا تُؤْمِنُوْا حَتّٰى تَحَابُّوْا اَوَلَا اَدُلُّكُمْ عَلٰى شَيْءٍ اِذَا فَعَلْتُمُوْهُ تَحَابَبْتُمْ. اَفْشُوا السَّلَامَ بَيْنَكُمْ. (رواه مسلم)

(૩૮) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : તમે (ત્યાં સુધી) જન્નતમાં નથી જઈ શકતા જ્યાં સુધી કે ઈમાનવાળા ન થઈ જાઓ અને તમે (ત્યાં સુધી) પૂરા મો'મિન નથી થઈ શકતા જ્યાં સુધી કે તમારા આપસમાં મુહબ્બત ન હોય. શું હું તમને એક એવી વાત ન બતાવી દઉં કે જેના પર અમલ કરવા લાગો, તો તમારા આપસમાં મુહબ્બત પેદા થઈ જાય. તે વાત આ છે કે તમે પોતાના દરમિયાન સલામનો રિવાજ ફેલાવો અને તેને આમ–વ્યાપક કરો !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષથી જણાયું કે ઈમાનની દાવેદાર કોઈ કોમ અને કોઈ સમાજના ઈમાનની પરિપૂર્ણતાના માટે જરૂરી છે કે તેમનામાં આપસમાં મુહબ્બત હોય. જો તેમના દિલ એક બીજાની મુહબ્બતથી ખાલી છે તો સમજવું જોઈએ કે તેઓ ઈમાનની હકીકત અને તેનાં ફળો તથા બરકતોથી મહરૂમ છે.

(٣٩) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِسَانِهٖ وَيَدِهٖ وَالْمُؤْمِنُ مَنْ اَمِنَهُ النَّاسُ عَلٰى دِمَاءِهِمْ وَاَمْوَالِهِمْ. (رواه الترمذي والنسائي)

(૩૯) તરજુમો : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મુસલમાન તે છે જેની ઝબાન અને હાથથી મુસલમાન સલામત રહે અને મો'મિન તે છે જેના તરફથી પોતાનાં જાન તથા માલની બાબતમાં લોકોને કોઈ ડર અને ખતરો ન હોય.' *(તિરમિઝી શરીફ, નસાઈ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં ફક્ત ઝબાન અને હાથની ઈજાનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે બહુધા ઈજાઓનો સંબંધ એ જ બે અવયવોથી હોય છે; નહિતર હેતુ અને મતલબ ફક્ત આ છે કે મુસલમાનની શાન એ છે કે લોકોને તેનાથી કોઈ જ પ્રકારની તકલીફ ન પહોંચે. એક હદીષમાં 'મુસ્લિમ'ના બદલે 'લોકોનો' શબ્દ આવ્યો છે, જેનાથી જણાય છે

કે એક મુસ્લિમે સર્વ માનવપુત્રો માટે પુરઅમન અને સહિષ્ણુ રહેવું જોઈએ.

હા, એ ધ્યાનમાં રહે કે આ હદીષમાં જે ઈજાને ઈસ્લામ વિરુદ્ધ બતાવવામાં આવી છે, તે છે જે કોઈ યોગ્ય કારણ વિના હોય, નહિતર શક્તિની શર્ત સાથે મુજરિમોને સજા દેવી અને ઝાલિમોના અત્યાચારો અને ફસાદને બળપૂર્વક દૂર કરવા તો મુસલમાનની ફર્ઝ છે. જો એમ ન કરવામાં આવે તો દુનિયા શાંતિ અને રાહતથી વંચિત બની જાય !

(٤٠) عَنْ اَبِیْ شُرَیْحٍ الْخُزَاعِیِّ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ: وَاللّٰهِ لَا یُؤْمِنُ وَاللّٰهِ لَا یُؤْمِنُ وَاللّٰهِ لَا یُؤْمِنُ، قِیْلَ وَمَنْ یَا رَسُوْلَ اللّٰهِ؟ قَالَ: اَلَّذِیْ لَا یَأْمَنُ جَارُهٗ بَوَائِقَهٗ. (رواه البخاري)

(૪૦) તરજુમો : હઝરત અબૂ શુરૈહ ખુઝાઈ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કસમ છે અલ્લાહ તઆલાની, તે મો'મિન નથી. (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ ત્રણ વાર ફરમાવ્યું.) અરજ કરવામાં આવી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કોણ મો'મિન નથી ?' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે માનવી જેના પડોશી તેની શરારતો અને તકલીફોથી ડરતા રહેતા હોય ! *(બુખારી શરીફ)*

**ખુલાસો** : પડોશીઓની સાથે એવું સદ્વર્તન અને શરીફાના વર્તાવ કે તેમને આપણાં તરફથી પૂરો સંતોષ રહે અને ઝુલ્મ અને શરારતનો ડર સહેજે તેમનાં દિલોમાં ન રહે; એ ઈમાનની તે શર્તો અને અનિવાર્યતાઓમાંથી છે, જેમના વિના ઈમાન જાણે ન હોવા સમાન છે.

એક અન્ય હદીષમાં છે, તરજુમો : તમારા પડોશીની સાથે તમે સારો વર્તાવ કરો, ત્યારે તમે ઈમાનવાળા છો.' *(મુસ્નદે અહમદ, તિરમિઝી શરીફ)*

એક અન્ય હદીષમાં આવ્યું છે : જે અલ્લાહ તઆલા અને આખિરતના

દિવસ પર ઈમાન રાખતો હોય (અને તેથી અલ્લાહ તબારક વ તઆલાની ખુશ્નૂદી અને આખિરતમાં સફળતા ચાહતો હોય) તો તેના માટે અનિવાર્ય–જરૂરી છે કે, તે પોતાના પાડોશીઓને ન સતાવે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(۴۱) عَنْ عَبْدِ اللهِ بْنِ عَبَّاسٍ رضی اللہ عنہ قَالَ: سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ لَيْسَ الْمُؤْمِنُ بِالَّذِىْ يَشْبَعُ وَجَارُهٗ جَائِعٌ إِلٰى جَنْبِهٖ.

(رواه البيهقى فى شعب الايمان)

(૪૧) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુમા)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે, તે માણસ મો'મિન નથી જે પોતે પેટ ભરીને ખાય અને તેની બરાબરમાં રહેનારો તેનો પડોશી ભૂખ્યો રહે.' *(શુઅ્બુલ્ ઈમાન, બયહકી)*

**ખુલાસો** : પોતાના પડોશીની ભૂખથી બેપરવા થઈને પોતાનું પેટ ભરનાર માનવી (ભલે તેની સિત્તેર પેઢીઓ મુસલમાન હોય) ઈમાનની હકીકતથી બેનસીબ છે અને ક્રૂરતા અને સ્વાર્થની એ કેફિયત ઈમાનની શાનના સંપૂર્ણ વિરુદ્ધ છે.

(અમ મુસ્લિમોનો પોતાના પડોશીઓ તથા અલ્લાહ તઆલાના સામાન્ય બંદાઓની સાથે જે સુલૂક અને વર્તાવ છે, તેને સામે રાખીને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈર્શાદોની રોશનીમાં જરા આપણે પોતાનાં ઈમાનની સમીક્ષા કરીએ અને જોઈએ કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ હદીષોની રૂએ આપણું સ્થાન ક્યાં છે અને આપણે ક્યાં છે ?)

(۴۲) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًا اَحْسَنُهُمْ خُلُقًا. (رواه ابوداود والدارمي)

(૪૨) તરજુમો : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મુસલમાનોમાં વધારે પરિપૂર્ણ કે કામિલ ઈમાન તેનું છે, જેના અખ્લાક–ચારિત્ર્ય વધારે સારા છે.' *(અબૂ દાવૂદ શરીફ, દારમી શરીફ)*

**ખુલાસો** : મતલબ આ છે કે ઈમાનના કમાલ–પરિપૂર્ણતાનો આધાર સારા અખ્લાક કે સુસંસ્કાર પર છે, તો અખ્લાકમાં જે જેટલો ઉચ્ચ હશે તેટલું જ તેનું ઈમાન કામિલ હશે અથવા એમ કહો કે સારા અખ્લાક કામિલ ઈમાનનું અનિવાર્ય પરિણામ તથા ફળ છે, તેથી જે માણસનું ઈમાન જેટલું પરિપૂર્ણ હશે તે જ પ્રમાણમાં તેનું ચારિત્ર્ય ઉચ્ચ હશે. એ નથી થઈ શકતું કે કોઈ માણસને ઈમાનની હકીકત તો પ્રાપ્ત હોય, પરંતુ તેના અખ્લાક–સંસ્કાર સારા ન હોય.

(۴۳) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مِنْ حُسْنِ اِسْلَامِ الْمَرْءِ تَرْكُهُ مَالَا يَعْنِيْهِ.

(رواه ابن ماجة والترمذي والبيهقي في شعب الايمان)

(૪૩) તરજુમો : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : માનવીના ઈસ્લામની ખૂબી અને તેના કમાલમાં આ પણ શામિલ છે કે તે નકામા અને બેહૂદા કામો અને વાતોને છોડનાર હોય.'

*(ઈબ્ને માજહ, તિરમિઝી, શુઅ્બુલ્ ઈમાન)*

**ખુલાસો** : માનવી સર્વશ્રેષ્ઠ સર્જન કે અશરફુલ્ મખ્લૂકાત છે. અલ્લાહ તઆલાએ તેને ખૂબ જ કીમતી બનાવ્યો છે. અલ્લાહ તઆલા ચાહે છે કે માનવીને સમય અને આવડતની જે મૂડી દેવામાં આવી છે, તે તેને બિલકુલ ન વેડફે; બલકે તેનો સદુપયોગ કરીને વધુથી વધુ પ્રગતિ કરે અને અલ્લાહ તઆલાની રઝામંદી તથા સામીપ્ય–નજદીકી પ્રાપ્ત કરે.

એ જ દીનની તાલીમનો સાર તથા નિચોડ છે અને એ જ ઈમાન અને

ઈસ્લામનું ધ્યેય છે, તેથી જે ખુશનસીબ એ ચાહે કે તેને ઈમાનનો કમાલ પ્રાપ્ત થાય અને તેના ઈસ્લામના સૌંદર્યમાં કોઈ ડાઘ ન રહે, તો તેના માટે આવશ્યક છે કે ખુલ્લા ગુનાહ તથા બદ્અખ્લાકીઓ–કુસંસ્કાર ઉપરાંત સઘળાં ફુઝૂલ અને વ્યર્થ વર્તનો અને કથનોથી પણ પોતાને બચાવી રાખે અને પોતાના સમય અને અલ્લાહ તઆલાએ અર્પેલ શકિતઓ અને આવડતોને દીની કે દુન્યવી ભલાઈ અને લાભનાં કામોમાં જ લગાવે. એ જ આ હદીષ શરીફનો મતલબ તથા બોધ છે.

જેઓએ આ હકીકતને સમજી (તથા અમલમાં લાવ્યા) બસ, તેઓ જ દાના–સમજદાર અને આરિફ–માલિકને ઓળખનાર છે.

(٤٤) عَنْ عَبْدِاللهِ بْنِ مَسْعُوْدٍ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: مَامِنْ نَّبِيٍّ بَعَثَهُ اللهُ تَعَالٰى فِىْ اُمَّةٍ قَبْلِىْ اِلَّا كَانَ لَهٗ مِنْ اُمَّتِهٖ حَوَارِيُّوْنَ وَاَصْحَابٌ يَأْخُذُوْنَ بِسُنَّتِهٖ وَيَقْتَدُوْنَ بِاَمْرِهٖ ثُمَّ اِنَّهَا تَخْلُفُ مِنْ بَعْدِهِمْ خُلُوْفٌ يَقُوْلُوْنَ مَالَا يَفْعَلُوْنَ وَيَفْعَلُوْنَ مَالَا يُؤْمَرُوْنَ، فَمَنْ جَاهَدَهُمْ بِيَدِهٖ فَهُوَ مُؤْمِنٌ وَمَنْ جَاهَدَهُمْ بِلِسَانِهٖ فَهُوَ مُؤْمِنٌ وَمَنْ جَاهَدَهُمْ بِقَلْبِهٖ فَهُوَ مُؤْمِنٌ وَلَيْسَ وَرَاءَ ذٰلِكَ مِنَ الْاِيْمَانِ حَبَّةُ خَرْدَلٍ. (رواه مسلم)

(૪૪) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ જે પયગમ્બર પણ મારાથી પહેલાં કોઈ ઉમ્મતમાં મોકલ્યા, તો તેના કેટલાક શિષ્યો અને લાયક સાથીઓ રહેતા હતા, જે તેના રસ્તે ચાલતા અને તેના આદેશોનું પાલન કરતા હતા.

પછી એવું બનતું હતું કે તેમના નાલાયક વંશજો તેમની જગ્યાએ આવતા હતા અને તેમનો એ હાલ રહેતો હતો કે તેઓ જે કહેતા તે પોતે કરતા ન હતા; (મતલબ એ કે લોકોને તો સારાં કામ કરવાનું કહેતા હતા અને પોતે તે કામ ન કરતા હતા અથવા મતલબ એ કે કરવાનાં કાર્યો તેઓ ન

કરતા હતા, તેમના વિશે લોકોને કહેતા હતા કે અમે કરીએ છીએ. જાણે પોતાની બુઝુર્ગી તથા પાકી બતાવવા તેઓ જૂઠ પણ બોલતા હતા.)

અને જે કામોનો તેમને હુકમ ન આપવામાં આવ્યો હતો, તેમને કરતા હતા (અર્થાત્ પોતાના પયગમ્બરની સુન્નતો અને તેના આદેશો પર તો તેઓ અમલ કે આચરણ ન કરતા; પરંતુ તેઓ નાફરમાનીઓ તથા બિદઅતો (દીનના નામે મનઘડત ઉપજાવી કાઢેલ વાતો) જેમનો તેમને આદેશ આપવામાં આવ્યો ન હતો, તેમને ખૂબ કરતા હતા.)

તો જેણે તેમના વિરુદ્ધ પોતાના હાથથી જિહાદ કર્યો, તે મો'મિન છે અને જેણે (લાચારીવશ) ફક્ત ઝબાનથી જ તેમની વિરુદ્ધ જિહાદ (યથાશક્તિ પ્રયાસ) કર્યો, તે પણ મો'મિન છે અને જેણે (ઝબાનના જિહાદથી પણ વિવશ રહીને) ખાલી દિલથી જ તેમના વિરુદ્ધ જિહાદ કર્યો (અર્થાત્ દિલમાં તેમનાથી નફરત–ઘૃણા કરી અને તેમના વિરુદ્ધ ગુસ્સો અને નારાજગી રાખી) તો તે પણ મો'મિન છે; પરંતુ તે વિના રાઈના દાણાં જેટલું પણ ઈમાન નથી !'

**ખુલાસો** : હદીષનો મતલબ અને તેની રૂહ આ જ છે કે અમ્બિયા (અલયહિમુસ્સલામ) અને બુઝુર્ગાને દીન (રહ્મતુલ્લાહિ અલયહિમ)ના જાંનશીનો અને નામ લેનારાઓમાં જે ખોટા કામ અને દુરાચાર કરનાર હોય, જેઓ અન્યોને તો સદાચારની દા'વત દેતા હોય; પરંતુ પોતે અમલ વિનાના તથા બુરા અમલવાળા હોય; તેમના વિરુદ્ધ યથાશક્તિ હાથથી અથવા ઝબાનથી જિહાદ કરવું અને કમથી કમ દિલમાં એ જિહાદની લાગણી રાખવી ઈમાનની ખાસ શર્તો અને અનિવાર્યતાઓમાં છે.

જે માનવી પોતાના દિલમાં પણ એ જિહાદનો જઝ્બો ન રાખતો હોય, તેનું દિલ ઈમાનની ગરમી અને ધર્મદાઝથી જાણે સંપૂર્ણ ખાલી છે. આગલી હદીષમાં તેને જ 'અઝ્અફુલ્ ઈમાન' (ઈમાનનો અંતિમ નબળો દરજ્જો) ફરમાવવામાં આવ્યું છે.

ધ્યાનમાં રહે કે આ હદીષમાં અમ્બિયા (અલયહિમુસ્સલામ) અને બુઝુર્ગાને દીનના અહલ અને નાલાયક જાંનશીનો વિરુદ્ધ જિહાદનો જે આદેશ છે; તેનો મતલબ ફક્ત આ છે કે તેમને ઠીક કરવાની અને સહીહ રસ્તે લાવવાની કોશિશ કરવામાં આવે અને જો તેમાં નિરાશા મળે તો તેમની ખરાબ અસરોથી અલ્લાહ તઆલાના બંદાઓને બચાવવાના માટે તેમની જૂઠી બુઝુર્ગી અને તેમની વારસાગત સત્તા તથા પ્રભાવને ખત્મ કરવાની મહેનત અને પ્રયાસો કરવામાં આવે !

(۴۵) عَنْ اَبِیْ سَعِیْدِنِ الْخُدْرِیِّ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ: مَنْ رَاٰی مِنْكُمْ مُنْكَرًا فَلْیُغَیِّرْهُ بِیَدِهٖ فَاِنْ لَّمْ یَسْتَطِعْ فَبِلِسَانِهٖ فَاِنْ لَّمْ یَسْتَطِعْ فَبِقَلْبِهٖ وَ ذَالِكَ اَضْعَفُ الْاِیْمَانِ. (رواہ مسلم)

(૪૫) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે કોઈ તમારામાંથી કોઈ ખરાબ અને શરીઅત વિરુદ્ધની વાત જુએ, તો અનિવાર્ય છે કે જો શક્તિ ધરાવતો હોય તો પોતાના હાથથી (અર્થાત્ જોર અને તાકાતથી) તેને બદલવાની (એટલે ઠીક કરવાની) કોશિશ કરે અને જો તેની શક્તિ ન હોય તો પછી પોતાની ઝબાનથી જ તેને બદલવાની કોશિશ કરે અને જો એની પણ તાકાત ન હોય તો પોતાના દિલથી જ (બુરું માને અને તેને મિટાવવા તથા બદલી નાખવાનો જઝ્બો દિલમાં રાખે) અને એ ઈમાન કે યકીનનો સૌથી નબળો (કમઝોરતરીન) દરજ્જો છે !'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આથી પહેલાની હદીષમાં એક વિશેષ (ખાસ) વર્ગના દુરાચાર (બદકારી) વિરુદ્ધ યથાશક્તિ પ્રયાસોને ઈમાનની અનિવાર્યતા ઠરાવવામાં આવી હતી. જ્યારે આ હદીષમાં પ્રત્યેક ખરાબી અને પ્રત્યેક શરારતને રોકવા અને તેને બદલી નાખવાની યથાશક્તિ મહેનત અને કોશિશ કરવાનો આમ (સર્વ વર્ગોમાં) આદેશ આપવામાં આવ્યો છે.

આગળની હદીષની જેમ આ હદીષ શરીફમાં પણ એના ત્રણ દરજ્જા બતાવવામાં આવ્યા છે :

(૧) જો શક્તિ અને સત્તા પ્રાપ્ત હોય અને તેની મારફત તે બુરાઈને રોકી શકાતી હોય તો શક્તિનો ઉપયોગ કરીને તે ખરાબીને રોકવામાં આવે !

(૨) શક્તિ અને સત્તા જો પોતાના હાથમાં નથી તો ઝબાનની સમજાવટ અને શિખામણ–નસીહતથી જ તે બુરાઈને રોકવાની અને તેની ઈસ્લાહ કે સુધારણાની કોશિશ કરવામાં આવે !

(૩) જો સંજોગો એટલા પ્રતિકૂળ કે નામુવાફિક હોય અને દીનદાર લોકો એટલી અશક્ત સ્થિતિમાં હોય કે એ ખરાબી વિરુદ્ધ ઝબાન ખોલવાની પણ ગુંજાઈશ નથી, તો અંતિમ દરજ્જો આ છે કે દિલથી તેને બુરું માનવામાં આવે અને તેને મિટાવવા અને બદલી નાખવાનો જઝ્બો દિલમાં રાખવામાં આવે, જેનું કુદરતી પરિણામ કમથી કમ આ હશે કે દિલથી અલ્લાહ તઆલાથી તેને મિટાવવાની દુઆ કરતો રહેશે. તદુપરાંત, તેની તદ્બીરો કે ઉપાયો–યુક્તિઓ પણ વિચારતો રહેશે.

એ અંતિમ દરજ્જાને હદીષમાં 'અઝ્અફુલ્ ઈમાન' (ઈમાનનો સૌથી નબળો હાલ) ફરમાવવામાં આવ્યું છે, જેનો મતલબ આ છે કે એ ઈમાનનો તે આખરી કમઝોર દરજ્જો છે કે, તેના પછી કોઈ અન્ય દરજ્જો ઈમાનનો છે જ નહીં. આ જ વાત આગળની હદીષમાં બીજા શબ્દોમાં ફરમાવવામાં આવી હતી.

આ હદીષની રૂએ પ્રત્યેક મુસલમાન પર જરૂરી છે કે, જે બુરાઈઓ આ પ્રકારની તેની સામે હોય, જે તાકાત અને બળથી રોકી શકાતી હોય તો જો તેને શક્તિ હાસિલ છે, તો તેનો ઉપયોગ કરીને તે ખરાબીને દૂર કરવાની કોશિશ કરે અને જો શક્તિથી હાથ ખાલી હોય તો પછી ઝબાનની સમજૂતીથી કામ લે અને જો હાલાત કે સંજોગોમાં તેની પણ ગુંજાઈશ ન હોય, તો પછી કમથી કમ દિલમાં તેના વિરુદ્ધ લાગણી અને જલન જ રાખે !

(٤٦) عَنْ أَنَسٍ قَالَ: قَلَّمَا خَطَبَنَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِلَّا قَالَ لَا اِيْمَانَ لِمَنْ لَا اَمَانَةَ لَهٗ وَلَا دِيْنَ لِمَنْ لَا عَهْدَ لَهٗ.

(رواه البيهقي في شعب الايمان)

(૪૬) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે ખૂબ ઓછું એવું થયું છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ખુત્બો (બયાન) આપ્યો હોય અને તેમાં આ ઈર્શાદ ન ફરમાવ્યો હોય કે જે માણસમાં અમાનત કે પ્રામાણિકતાની ટેવ નથી, તે માણસમાં ઈમાન નથી અને જે માણસમાં વાયદા કે કરારની પાબંદી નથી, તે માણસમાં દીન નથી !' *(શુઅ્બુલ્ ઈમાન લિલ્ બયહકી)*

**ખુલાસો** : અમાનતદારી અને વાયદા–કરારની પાબંદીથી કોઈ માનવીનું કોરું હોવું, દીન અને ઈમાનની હકીકતથી તેની મહરૂમી અને અભાગી હોવાની દલીલ છે, કારણ કે અમાનત–પ્રામાણિકતા તથા વચન–કરારની પાબંદી ઈમાન અને ઈસ્લામની અનિવાર્યતાઓમાં છે.

આ રીતની હદીષોનો મકસદ અને આશય એ નથી હોતો કે, એવો માનવી ઈસ્લામના વર્તુળથી સંપૂર્ણ બહાર નીકળી ગયો અને હવે તેના પર ઈસ્લામના બદલે કુફ્રના આદેશો જારી થશે, બલકે મતલબ ફક્ત એ હોય છે કે, એ માણસ ઈમાનની મૂળ હકીકત અને તેના નૂરથી અભાગી છે. જેનું તાત્પર્ય એ હોય છે કે તેનું ઈમાન ખૂબ જ અધૂરા દરજ્જાનું અને (છેક જ) બેજાન–નિષ્પ્રાણ છે.

## ઈમાનમાં ખરાબી નાખનારા અખ્લાક તથા આ'માલ :

(٤٧) عَنْ بَهْزِبْنِ حَكِيْمٍ عَنْ اَبِيْهِ عَنْ جَدِّهٖ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ الْغَضَبَ لَيُفْسِدُ الْاِيْمَانَ كَمَا يُفْسِدُ الصَّبِرُ الْعَسَلَ.

(رواه البيهقي فى شعب الايمان)

(૪૭) તરજુમો : બહ્ઝ બિન હકીમ (રદિયલ્લાહુ અન્હૂ) પોતાના વાલિદ હકીમના વાસ્તાથી પોતાના દાદા મુઆવિયહ બિન હય્દહ કુશૈરી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ગુસ્સો ઈમાનને એવું ખરાબ કરી દે છે, જેમ કે એલ્વો–કરિયાતું મધને બગાડી નાખે છે !' *(શુઅ્બુલ્ ઈમાન)*

**ખુલાસો** : હકીકતમાં ગુસ્સો એવી જ ઈમાનને બાળનારી ચીજ છે. જ્યારે માનવી પર ગુસ્સો સવાર થઈ જાય છે તો અલ્લાહ તઆલાની નિયત કરેલી હદોથી તે બહાર નીકળી જાય છે અને તેનાથી એવી વાતો અને હરકતો–ચેષ્ટાઓ જાહેર થાય છે, જે તેના દીનને બરબાદ કરી નાખે છે અને અલ્લાહ તઆલાની નજરથી તેને નીચો કરી દે છે.'

(۴۸) عَنْ اَوْسِ بْنِ شُرَحْبِيْلَ اَنَّهٗ سَمِعَ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : يَقُوْلُ مَنْ مَشٰى مَعَ ظَالِمٍ لِيُقَوِّيَهٗ وَهُوَ يَعْلَمُ اَنَّهٗ ظَالِمٌ فَقَدْ خَرَجَ مِنَ الْاِسْلَامِ. (رواه البيهقي في شعب الايمان)

(૪૮) તરજુમો : હઝરત ઔસ બિન શુરહ્બીલથી રિવાયત છે કે તેમણે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે, જે માણસ કોઈ ઝાલિમની મદદ માટે અને તેનો સાથ દેવાના માટે ચાલ્યો અને તેને એ વાતની જાણ હતી કે એ ઝાલિમ છે, તો તે ઈસ્લામથી નીકળી ગયો.'

*(શુઅ્બુલ્ ઈમાન લિલ્ બય્હકી)*

**ખુલાસો** : જ્યારે ઝુલ્મનો સાથ દેવો અને ઝાલિમને ઝાલિમ જાણતાં હોવા છતાં તેની કોઈ પણ પ્રકારની સહાય કરવી એટલો મોટો ગુનાહ છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવા માણસને ઈસ્લામથી નીકળી જનાર ઠરાવ્યો છે. તો સમજી શકાય છે કે ખુદ અત્યાચાર, ઈમાન અને ઈસ્લામથી કેટલો વિરુદ્ધ છે અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નજીક અત્યાચારીઓ–

## ઝાલિમોનો શું દરજ્જો છે ?

(૪૯) عَنِ ابْنِ مَسْعُوْدٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَيْسَ الْمُؤْمِنُ بِالطَّعَّانِ وَلَا بِاللَّعَّانِ وَلَا الْفَاحِشِ وَلَا الْبَذِيِّ.

(رواه الترمذي والبيهقي في شعب الايمان)

(૪૯) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, મો'મિન લાનતાન કરવાવાળો નથી હોતો અને ન બે–હયા અને ખરાબ વાતચીત કરનાર હોય છે.'

*(તિરમિઝી શરીફ, શુઅ્બુલ્ ઈમાન)*

**ખુલાસો :** મતલબ એ છે કે ખરાબ–અસભ્ય તથા બેશર્મીની વાતચીત અને અન્યોની વિરુદ્ધ ઝબાનદરાઝી એ સઘળી આદતો ઈમાનના વિરુદ્ધ છે. મુસલમાને તેનાથી પાક રહેવું જોઈએ !

(૫૦) عَنْ صَفْوَانَ بْنِ سُلَيْمٍ اَنَّهٗ قِيْلَ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَيَكُوْنُ الْمُؤْمِنُ جَبَانًا؟ قَالَ: نَعَمْ. فَقِيْلَ لَهٗ اَيَكُوْنُ الْمُؤْمِنُ بَخِيْلًا؟ قَالَ: نَعَمْ. فَقِيْلَ لَهٗ اَيَكُوْنُ الْمُؤْمِنُ كَذَّابًا؟ قَالَ: لَا.

(رواه مالك والبيهقي في شعب الايمان مرسلًا)

(૫૦) તરજુમો : હઝરત સફ્વાન બિન સુલૈમ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરવામાં આવી કે, 'શું મુસલમાન ડરપોક હોઈ શકે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા' (મુસલમાનમાં એ નબળાઈ હોઈ શકે છે.) પછી અરજ કરવામાં આવી : 'શું મુસલમાન બખીલ હોઈ શકે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા' (મુસલમાનમાં એ કમઝોરી પણ હોઈ શકે છે.) ત્યાર પછી અરજ કરવામાં

આવી : 'શું મુસલમાન 'કઝ્ઝાબ' (એટલે બહુ જુઠ્ઠો) હોઈ શકે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'નહીં' (એટલે ઈમાનની સાથે–બેબાકીની સાથે જૂઠની નાપાક ટેવ ભેગી નથી થઈ શકતી અને ઈમાન જૂઠને બરદાશ્ત નથી કરી શકતું.) *(રવાહુ માલિક, વલ્ બયહકી)*

**ખુલાસો :** મતલબ આ છે કે બખીલી અને બુઝ્દિલી જો કે ખરાબ ટેવો છે, પરંતુ એ બન્નેય માનવીની એવી ફિતરી–પ્રાકૃતિક નબળાઈઓ છે કે એક મુસલમાનમાં પણ તે હોઈ શકે છે; પરંતુ જૂઠની ટેવમાં અને ઈમાનમાં એવો વિરોધાભાસ છે કે તેઓ એક જગ્યાએ ભેગાં નથી થઈ શકતાં.

(૫૧) عَنْ اَبِيْ هُرَيْرَةَ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: لَا يَزْنِي الزَّانِيْ حِيْنَ يَزْنِيْ وَهُوَ مُؤْمِنٌ وَلَا يَسْرِقُ السَّارِقُ حِيْنَ يَسْرِقُ وَهُوَ مُؤْمِنٌ وَلَا يَشْرَبُ الْخَمْرَ حِيْنَ يَشْرَبُهَا وَهُوَ مُؤْمِنٌ وَلَا يَنْتَهِبُ نُهْبَةً يَرْفَعُ النَّاسُ اِلَيْهِ فِيْهَا اَبْصَارَهُمْ حِيْنَ يَنْتَهِبُهَا وَهُوَ مُؤْمِنٌ وَلَا يَغُلُّ اَحَدُكُمْ حِيْنَ يَغُلُّ وَهُوَ مُؤْمِنٌ فَاِيَّاكُمْ اِيَّاكُمْ. (رواه البخاری ومسلم)

(૫૧) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ઝિના નથી કરતો કોઈ ઝિનાકાર જ્યારે તે વ્યભિચાર કરે છે, ત્યારે તે મો'મિન હોય; અને ચોરી નથી કરતો કોઈ ચોર જ્યારે કે તે ચોરી કરે છે, અને ત્યારે તે મો'મિન હોય; અને શરાબ નથી પીતો કોઈ શરાબી જ્યારે કે દારૂ પીએ છે, અને ત્યારે તે મો'મિન હોય; અને નથી લૂંટતો લૂંટનો કોઈ માલ કે લોકો તેની તરફ આંખો ઉઠાવી ઉઠાવીને તેની લૂંટમારને જોતા હોય જ્યારે કે તે લૂંટે છે અને તે ત્યારે મો'મિન હોય અને ખયાનત નથી કરતો ખયાનત કરનાર જ્યારે કે તે અપ્રામાણિકતા કરે છે, અને ત્યારે તે મો'મિન હોય, તો (હે ઈમાનવાળાઓ ! આ ઈમાનની વિરુદ્ધ હરકતો–ચેષ્ટાઓથી) પોતાને બચાવો ! બચાવો !

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

આ હદીષ બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફમાં જ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)ની રિવાયતથી પણ આવી છે અને તેમાં ઝિના, ચોરી, દારૂ પીવો, લૂંટમાર, ખયાનત ઉપરાંત નાહક ખૂનનો પણ ઉલ્લેખ છે, અર્થાત્ તેમાં આ શબ્દોનો ઓર વધારો છે : નથી કરતો ખૂન કોઈ ખૂની કોઈનું, જ્યારે કે તે કતલ કરે છે અને તે ત્યારે મો'મિન હોય !'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ આ છે કે ઉપરનાં ગુનાહ ઈમાનથી તદ્દન વિરુદ્ધ છે અને જ્યારે કોઈ માણસ એ હરકતો કરે છે, ત્યારે તેના દિલમાં ઈમાનનું નૂર તદ્દન નથી રહેતું. મતલબ એ નથી કે તે ઈસ્લામના વર્તુળથી નીકળીને કાફિરોમાં શામિલ થઈ જાય છે.

ખુદ ઈમામ બુખારી (રહ્મતુલ્લાહિ અલયહ)એ આ હદીષનું વિવરણ કરતાં ફરમાવ્યું છે : 'આ ગુનાહો કરનાર જ્યારે તે એ ગુનાહ કરે છે, ત્યારે તે પૂરો મો'મિન નથી રહેતો અને તેમાં ઈમાનનું નૂર નથી રહેતું.'

*(સહીહ બુખારી, કિતાબુલ્ ઈમાન)*

તેણે આમ સમજવું જોઈએ કે, ઈમાન જે દિલની ખાસ કેફિયતનું નામ છે, તે જો જાનદાર અને જાગૃત હોય તથા દિલ તેના નૂરથી પ્રકાશિત તો કદાપિ માનવીથી એવો કોઈ ગુનાહ નથી થઈ શકતો. એવા નાપાક ગુનાહો તરફ માનવીના કદમ ત્યારે જ ઊઠી શકે છે, જ્યારે કે દિલમાં ઈમાનની શમા–જ્યોત રોશન ન હોય અને તે વિશેષ કેફિયત ગાયબ થઈ ગઈ હોય અથવા કોઈ કારણથી નિર્જીવ અને નબળી થઈ ગઈ હોય, જે માનવીને ગુનાહોથી બચાવનારી શક્તિ છે.

પ્રત્યેક ભાષામાં એ વાત આમ અને વ્યાપક છે કે જો કોઈમાં કોઈ ગુણ ખૂબ અધૂરો અને નબળા પ્રકારનો હોય, તો તેને ન હોવા બરાબર ઠેરવીને તેનો સદંતર ઈનકાર કરી દેવામાં આવે છે. સવિશેષ દા'વતો–ખિતાબત (આમંત્રણ અને વક્તવ્ય) તથા શોખ અપાવવા અને ડરાવવાના પ્રસંગોએ એ જ શૈલી વધારે ઉચિત અને વધારે લાભદાયી હોય છે.

દા. ત. આ જ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચોરી, ઝિના અને નાહક કતલ વગેરે ગુનાહો વિશે ફરમાવ્યું છે કે, તેમનો કરનાર જ્યારે એ નાપાક હરકત કરે છે ત્યારે તે મો'મિન નથી રહેતો.' જો તેના બદલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આમ ફરમાવત કે, 'ત્યારે તેનું ઈમાન કામિલ નથી હોતું' તો તેમાં કંઈ ઝોર અને વજન પેદા ન થાત અને શોખ અપાવવા તથા ડરાવવાનો હદીષનો જે મકસદ કે ધ્યેય છે, તે સદંતર માર્યો જાત !

તો આ હદીષોને 'કુફ્રના ફતવા' અને ફિકહ–મસાઈલના 'કાનૂની ફેંસલા' સમજવા અને તેની બુનિયાદ પર તે ગુનાહ કરનારાઓને ઈસ્લામી મિલ્લતથી બહાર સમજવા (જેમ કે મુઅ્તઝિલા તથા ખવારિજ નામના ફિર્કાઓ કે પંથોએ ઠરાવ્યું છે), એ હદીષોનાં મૂળ આશય તથા હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વર્ણનશૈલીની વિશેષતાઓથી અજાણ હોવાનું પરિણામ છે.

(આ પ્રસંગે શય્ખુલ ઈસ્લામ ઈમામ ઈબ્ને તય્મિય્યહ (રહ્મતુલ્લાહિ અલયહ)નો એક ફાયદો વર્ણનપાત્ર છે. તેઓ ફરમાવે છે કે :

'હદીષોમાં જે આ'માલ તથા આદતોને ઈમાનની અનિવાર્યતા ઠરાવાઈ છે અને તેમના છોડવા તથા ન હોવાની સૂરતમાં ઈમાનના નકારના શબ્દો ફરમાવવામાં આવ્યા છે; તેમનો કમથી કમ દરજ્જો આ છે કે તે વાજિબ છે અને તેમની વિરુદ્ધ બાજુ કે સાઈડ હરામ છે.) *(કિતાબુલ્ ઈમાન)*

## કેટલાક મુનાફિકહના આ'માલ તથા ટેવો :

(૫૨) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اَرْبَعٌ مَنْ كُنَّ فِيْهِ كَانَ مُنَافِقًا خَالِصًا وَّمَنْ كَانَتْ فِيْهِ خَصْلَةٌ مِنْهُنَّ كَانَتْ فِيْهِ خَصْلَةٌ مِنَ النِّفَاقِ حَتّٰى يَدَعَهَا اِذَا اؤْتُمِنَ خَانَ وَاِذَا حَدَّثَ كَذَبَ وَاِذَا عَاهَدَ غَدَرَ وَاِذَا خَاصَمَ فَجَرَ. (رواه البخاري ومسلم)

(પર) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ચાર આદતો એવી છે કે જેમાં તે ચારેય ભેગી થઈ જાય તો તે ખાલિસ–નિર્ભેળ મુનાફિક (દંભી) છે અને જેમાં એ ચારેયમાંથી કોઈ એક ટેવ હોય તો તેનો હાલ એ છે કે તેમાં નિફાક (દંભ)ની એક ટેવ છે અને તે એ જ હાલમાં રહેશે, જ્યાં સુધી કે તે આદતને છોડી ન દે. તે ચારેય આદતો આ છે :

(૧) જ્યારે તેને કોઈ અમાનતનો અમીન (ટ્રસ્ટી) બનાવવામાં આવે તો તેમાં ખયાનત કે અપ્રામાણિકતા કરે;

(૨) જ્યારે વાતો કરે તો જૂઠ બોલે;

(૩) જ્યારે વાયદો–કરાર કરે તો તેની ખિલાફ–વિરુદ્ધ કરે; અને

(૪) જ્યારે કોઈથી ઝઘડો અને મતભેદ થાય તો બદઝબાની–ખરાબ વાતો (ગાળ–ગલોચ કરે !') *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : હકીકી અને અસલી નિફાક માનવીની જે બદતરીન હાલતનું નામ છે, તે તો આ છે કે તેણે દિલથી તો ઈસ્લામને કબૂલ ન કર્યો હોય, (બલકે દિલથી તેનો ઈનકારી તથા વિરોધી હોય,) પરંતુ કોઈ કારણથી તે પોતાને મો'મિન અને મુસ્લિમ જાહેર કરતો હોય. જેમ કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં અબ્દુલ્લાહ બિન ઉબય વગેરે મશહૂર મુનાફિકોનો હાલ હતો. એ નિફાક મૂળમાં કનિષ્ઠતમ્ અને અત્યંત નીચ પ્રકારનું કુફ્ર છે અને એવા જ મુનાફિકોની બાબતમાં કુરઆને મજીદમાં ફરમાવવામાં આવ્યું છે કે : **ઈન્નલ્ મુનાફિકી–ન ફીદ્દરકિલ્ અસ્ફલિ મિનન્નારિ.** અર્થ : જરૂર જરૂરથી એ મુનાફિકોને દોઝખના સૌથી નીચલા કલાસ–દરજ્જામાં નાખવામાં આવશે.'

પરંતુ કેટલીક બુરી આદતો અને ખરાબ ટેવો પણ એવી છે, જેમને એ મુનાફિકોથી ખાસ સંબંધ છે અને તે મૂળમાં તેમની જ ટેવો તથા ખાસિયતો

છે અને કોઈ ઈમાનવાળામાં તેમનો પડછાયો પણ ન હોવો જોઈએ. હવે જો બદ્કિસ્મતીથી કોઈ મુસલમાનમાં તેમાંથી કોઈ ટેવ હોય, તો એમ માનવામાં આવશે કે તેમાં એ મુનાફિકહના આદત છે અને જો કોઈમાં દુર્ભાગ્યે મુનાફિકોવાળી તે સઘળી ટેવો ભેગી થઈ જાય, તો સમજવામાં આવશે કે તે માણસ પોતાની સીરત–ચારિત્ર્યમાં પૂરેપૂરો મુનાફિક છે.

સારાંશ કે એક નિફાક તો ઈમાન અને અકીદા કે માન્યતાનો નિફાક છે, જે કુફ્રનો સૌથી ખરાબ પ્રકાર છે, પરંતુ તે ઉપરાંત કોઈ માણસની સીરત કે ચારિત્ર્યનું મુનાફિકોવાળી સીરત હોવું પણ એક પ્રકારનો નિફાક છે. એક મુસલમાન માટે જેમ એ જરૂરી છે કે તે કુફ્ર, શિર્ક અને અકીદાના નિફાકની ગંદકીથી બચે, એ જ રીતે એ પણ આવશ્યક છે કે મુનાફિકોના ચારિત્ર્ય અને તેમના આ'માલ તથા અખ્લાકથી પણ પોતાને મહફૂઝ કે સુરક્ષિત રાખે.

આ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિફાકની ટેવોમાંથી ચાર ટેવોનો ઉલ્લેખ ફરમાવ્યો છે : (૧) ખયાનત–અપ્રામાણિકતા, (૨) જૂઠ, (૩) વાયદા ખિલાફી કે વચનભંગ, (૪) બદ્ઝબાની–ઝબાનની અસભ્યતા; અને ઈર્શાદ ફરમાવ્યો છે કે, જે માણસમાં એમાંથી કોઈ એક ટેવ હોય, તેણે સમજવું જોઈએ કે તેમાં એક મુનાફિકહના ટેવ છે અને જેમાં એ ચારેય ટેવો ભેગી હોય, તો તે પોતાની સીરત–ચારિત્ર્યમાં નિર્ભેળ (ખાલિસ) મુનાફિક છે.

(۵۳) عَنْ اَبِیْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ:
مَنْ مَاتَ وَلَمْ يَغْزُ وَلَمْ يُحَدِّثْ بِهٖ نَفْسَهٗ مَاتَ عَلٰى شُعْبَةٍ مِّنْ نِفَاقٍ. (رواه مسلم)

(૫૩) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ એ હાલતમાં મર્યો કે ન તો તેણે કદી જિહાદ કર્યો અને ન પોતાના દિલમાં તેના ઉપાયો વિચાર્યા અને (ન તો તેની) તમન્ના કરી તો તે નિફાકની એક સિફત કે ગુણ પર મર્યો.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** અર્થાત્ એવું જીવન જેમાં ઈમાનના દા'વા છતાં ન ક્યારેય રાહે ખુદા તઆલામાં જિહાદની વારી આવે અને ન દિલમાં તેનો શોખ અને આરઝૂ હોય, તો એ મુનાફિકોનું જીવન છે અને જો એ જ હાલતમાં દુનિયાથી જશે તો તે નિફાકની એક સિફત કે ગુણની સાથે જશે.

(૫૪) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: تِلْكَ صَلٰوةُ الْمُنَافِقِ يَجْلِسُ يَرْقُبُ الشَّمْسَ حَتّٰى اِذَا اصْفَرَّتْ وَكَانَتْ بَيْنَ قَرْنَيِ الشَّيْطَانِ قَامَ فَنَقَرَ اَرْبَعًا لَا يَذْكُرُ اللهَ فِيْهَا اِلَّا قَلِيْلًا. (رواه مسلم)

(૫૪) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એ તો મુનાફિકવાળી નમાઝ છે કે લાપરવાઈથી બેસીને સૂરજને જોતો રહ્યો ત્યાં સુધી કે જ્યારે તે પીળો પડી ગયો અને તેના ગુરૂબ થવાનો સમય નજીક આવી ગયો તો નમાઝના માટે ઊભો થઈ ગયો અને ચકલીની જેમ ચાર ચાંચ મારીને પરવારી ગયો અને અલ્લાહ તઆલાનો ઝિક્ર પણ તેમાં ખૂબ ઓછો કર્યો.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ આ છે કે મો'મિનની શાન તો એ છે કે શોખમાં બેચેનીથી નમાઝના સમયની રાહ જોતો રહે અને સમય થતાં તે ખુશી તથા ચુસ્તીથી નમાઝના માટે ઊભો થાય અને આમ સમજીને કે અત્યારે મને માલિકે કાઈનાતના દરબારની હાજરી નસીબ છે, પૂરા સંતોષ અને આજિઝીની સાથે નમાઝ અદા કરે તથા કિયામ અને કઅ્દહ અને રુકૂઅ તથા સિજદહમાં અલ્લાહ તઆલાને ખૂબ યાદ કરે અને તેનાથી પોતાના દિલને ખુશ કરે.

જ્યારે મુનાફિકોની નીતિ–રીતિ એ હોય છે કે આવી નમાઝ તેમના માટે એક બોજ હોય છે. સમય આવ્યા પછી પણ તેને ટાળતા રહે છે. દા. ત. અસરની નમાઝના માટે ત્યારે ઊઠે છે જ્યારે કે સૂર્ય સદંતર આથમવાની તૈયારીમાં હોય છે અને બસ ચકલીની જેમ ચાર ચાંચ મારીને નમાઝ પૂરી

કરી નાખે છે અને અલ્લાહ તઆલાની યાદ પણ બસ નામ પૂરતી જ કરે છે, તો આ નમાઝ મુનાફિકની નમાઝ છે અને જે કોઈ એવી નમાઝ પઢે છે તે મુખ્લિસ મો'મિનોવાળી નમાઝ નહીં; બલકે મુનાફિકોવાળી નમાઝ પઢે છે.

(૫૫) عَنْ عُثْمَانَ بْنِ عَفَّانَ رَضِيَ اللهُ عَنْهُ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: مَنْ اَدْرَكَهُ الْاَذَانُ فِي الْمَسْجِدِ ثُمَّ خَرَجَ لَمْ يَخْرُجْ لِحَاجَةٍ وَهُوَ لَا يُرِيْدُ الرَّجْعَةَ فَهُوَ مُنَافِقٌ. (رواه ابن ماجة)

(૫૫) તરજુમો : હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : જે માણસ મસ્જિદમાં હોય અને અઝાન થઈ જાય અને ત્યાર પછી તે કોઈ ખાસ જરૂરત વિના મસ્જિદથી બહાર ચાલ્યો જાય અને નમાઝમાં શરીક થવા માટે પાછા ફરવાનો ઈરાદો પણ ન રાખતો હોય તો તે મુનાફિક છે.' *(ઈબ્ને માજહ શરીફ)*

**ખુલાસો** : મતલબ એ છે કે એ મુનાફિકહના રીતભાત છે તો એવું કરનાર જો અકીદા–માન્યતાનો મુનાફિક નથી, તો તે અમલી–કર્તવ્યનો મુનાફિક છે.

## વસવસા ઈમાનના વિરુદ્ધ નથી અને તેના (આવવા) પર પકડ પણ નથી ! :

(૫૬) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اللهَ تَجَاوَزَ عَنْ اُمَّتِيْ مَا وَسْوَسَتْ بِهٖ صُدُوْرُهَا مَا لَمْ تَعْمَلْ بِهٖ اَوْ تَتَكَلَّمْ.

(رواه البخاري ومسلم)

(૫૬) તરજુમો : હઝરત અબૂ હુરય્‌રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ મારી ઉમ્મતથી દિલના ખરાબ વિચારો અને

વસવસાઓને માફ કરી દીધા છે. તેમના પર કોઈ પકડ ન થશે, જ્યાં સુધી કે તેમના પર અમલ ન થાય અને ઝબાનથી ન બોલાય !'

**ખુલાસો** : માનવીના દિલમાં કેટલીક વાર ખૂબ ગંદા વિચારો અને ખતરાઓ ગુજરે છે અને કદી કદી ઈનકાર કરનારા અને બેદીનીના પ્રશ્નો તથા વાંધાઓ (એ'તિરાઝો) પણ દિલો–દિમાગને વિહ્વળ કે પરેશાન કરે છે. આ હદીષમાં સંતોષ અપાયો છે કે એ ખ્યાલાત અને વસવસાઓ જ્યાં સુધી કે ફક્ત ખ્યાલ તથા વસવસા છે, તેમના પર અલ્લાહ તઆલા તરફથી કશી પકડ નથી. હા, જ્યારે એ જ વિચારો વસવસાની મર્યાદામાંથી નીકળીને તે માણસનું કથન અથવા વર્તન બની જાય તો પછી તેમના પર પકડ અને હિસાબ થશે.

(૫૭) عَنِ ابْنِ عَبَّاسٍ قَالَ: اَنَّ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: جَاءَهُ رَجُلٌ فَقَالَ اِنِّي اُحَدِّثُ نَفْسِي بِالشَّيْئِ لَاَنْ اَكُوْنَ حُمَمَةً اَحَبُّ اِلَيَّ مِنْ اَنْ اَتَكَلَّمَ بِهٖ. قَالَ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ رَدَّ اَمْرَهٗ اِلَى الْوَسْوَسَةِ. (رواه ابوداود)

(૫૭) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં એક માણસ હાજર થયો અને અરજ કરી કે, કદી કદી મારા દિલમાં એવા ખરાબ વિચારો આવે છે કે બળીને કોલસો થઈ જવું, મને એથી વધારે પસંદ છે કે હું તેમને ઝબાનથી કાઢું !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાની હમ્દ (વખાણ) અને તેનો શુક્ર છે, જેણે તેના મુઆમલાને વસવસાની તરફ પાછો ફેરવી દીધો છે.' *(અબૂ દાવૂદ શરીફ)*

**ખુલાસો** : મતલબ આ છે કે એ ગમગીન અને ફિકરમંદ થવાની વાત નથી, બલકે એ પર અલ્લાહ રબ્બુલ આલમીનનો શુક્ર કરો કે તેના ફઝલો–કરમ અને તેની મદદે તમારા દિલને તે બુરા વિચારોને સ્વીકારવા તથા અપનાવવાથી બચાવી લીધું છે અને વાતને વસવસાની હદથી આગળ વધવા

નથી દીધી.

(૫૮) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: جَاءَ نَاسٌ مِنْ اَصْحَابِ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِلَى النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَسَأَلُوْهُ اِنَّا نَجِدُ فِىْ اَنْفُسِنَا مَا يَتَعَاظَمُ اَحَدُنَا اَنْ يَّتَكَلَّمَ بِهِ؟ قَالَ: اَوَ قَدْ وَجَدْ تُّمُوْهُ؟ قَالُوْا: نَعَمْ، قَالَ: ذَاكَ صَرِيْحُ الْاِيْمَانِ. (رواه مسلم ٧٣)

(૫૮) તરજુમો : હઝરત અબૂ હુરચ્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અસ્હાબ (અંતેવાસીઓ)માંથી કેટલાક લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા અને આપને પૂછયું કે, 'અમારો હાલ આ છે કે કેટલીક વાર અમે પોતાનાં દિલોમાં એવા ખરાબ વિચારો તથા વસવસાઓ જોઈએ છીએ કે તેમને ઝબાન પર લાવવું પણ અતિ ખરાબ અને ખૂબ ભારે લાગે છે.' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : 'શું ખરેખર તમારો એ હાલ છે ?' તેમણે અરજ કરી, 'હા ! એ જ હાલ છે !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : 'એ તો ખાલિસ કે નિર્ભેળ ઈમાન છે.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે કોઈ માનવીની આ કેફિયત કે તે દીન તથા શરીઅતથી વિરુદ્ધ વસવસાઓથી એટલો ગભરાય અને તેમને એટલા બુરા માને કે ઝબાન પર લાવવું પણ તેને બોજ લાગે તો એ ખાલિસ ઈમાની કેફિયત છે.

(૫૯) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يَأْتِى الشَّيْطَانُ اَحَدَكُمْ فَيَقُوْلُ مَنْ خَلَقَ كَذَا؟ مَنْ خَلَقَ كَذَا؟ حَتّٰى يَقُوْلَ مَنْ خَلَقَ رَبَّكَ فَاِذَا بَلَغَهُ فَلْيَسْتَعِذْ بِاللهِ وَلْيَنْتَهِ. (رواه البخارى ومسلم)

(૫૯) તરજુમો : હઝરત અબૂ હુરચ્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું : તમારામાંથી કોઈની પાસે શયતાન આવે છે અને કહે છે કે ફલાણી વસ્તુને કોણે પેદા કરી ? ફલાણી ચીજને કોણે પેદા કરી ? (ત્યાં સુધી કે એ જ સવાલ તે અલ્લાહ તઆલાના વિશે પણ દિલમાં નાખે છે કે જયારે દરેક ચીજનો કોઈ પેદા કરનાર છે તો પછી) અલ્લાહ તઆલાને પેદા કરનાર કોણ છે ?' તો પ્રશ્નાવલિ (સવાલનો સિલસિલો) જયારે ત્યાં સુધી પહોંચી જાય તો બંદાને જોઈએ કે તે અલ્લાહ તઆલાથી પનાહ માંગે અને અટકી જાય !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે આ પ્રકારનાં વસવસા અને પ્રશ્નો શયતાનના તરફથી હોય છે અને જયારે શયતાન કોઈના દિલમાં અલ્લાહ તઆલાના વિશે જાહિલો–બેવકૂફો જેવા પ્રશ્નો નાખે, તો તેનો સીધો અને સરળ ઉપાય એ છે કે બંદો શયતાનની બુરાઈથી અલ્લાહ જલ્લ શાનુહૂની પનાહ–આશરો માંગે અને ખ્યાલને તે તરફથી હટાવી લે અર્થાત્ એ પ્રશ્નને લક્ષપાત્ર અને મનનને લાયક જ ન સમજે અને વાસ્તવિકતા પણ એ જ છે કે અલ્લાહ તઆલા તે હસ્તીનું નામ છે, જેનું વુજૂદ કે અસ્તિત્વ તેની ઝાતી સિફત કે ગુણ છે અને જે સર્વ હાજર ચીજોને વુજૂદ આપનાર છે, તેના માટે તો એ પ્રશ્ન પેદા કે ઉપસ્થિત જ નથી થતો.

(٦٠) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَايَزَالُ النَّاسُ يَتَسَاءَلُوْنَ حَتّٰى يُقَالَ هٰذَا خَلَقَ اللّٰهُ الْخَلْقَ، فَمَنْ خَلَقَ اللّٰهَ؟ فَمَنْ وَجَدَ مِنْ ذَالِكَ شَيْئًا فَلْيَقُلْ اٰمَنْتُ بِاللّٰهِ وَرُسُلِهِ. (رواه البخاري ومسلم)

(૬૦) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'લોકોમાં હંમેશા વ્યર્થ પ્રશ્નો તથા વાદ–વિવાદનો સિલસિલો ચાલુ રહેશે ત્યાં સુધી કે આ મૂર્ખાઈભર્યો સવાલ પણ કરવામાં આવશે કે, અલ્લાહ તઆલાએ સર્વ મખ્લૂક–સર્જનોને પેદા કર્યા છે, તો પછી અલ્લાહ તઆલાને કોણે પેદા કર્યો છે ?' તો જેને તેનાથી વાસ્તો પડે, તે આમ કહીને

વાતને પડતી મૂકે કે અલ્લાહ તબારક વ તઆલા અને તેના રસૂલો (અલયહિમુસ્સલામ) પર મારું ઈમાન છે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ કે મો'મિનની નીતિ–રીતિ એવા પ્રસંગે આ હોવો જોઈએ કે તે આવા સવાલ કરનાર માનવી અથવા વસવસા નાખનાર શયતાન અને પોતાના નફ્સ–મનને સ્પષ્ટ કહી દે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલો (અલયહિમુસ્સલામ) પર ઈમાનની રોશની મને નસીબ થઈ ચૂકી છે; તેથી મારા માટે એ પ્રશ્ન તદન મનનને પાત્ર નથી. જે રીતે આંખોવાળા માટે એ પ્રશ્ન કે સૂર્યમાં રોશની છે કે નહીં ?

## ઈમાન અને ઈસ્લામનો સાર તથા તેની ખુશ્બૂ :

(٦١) عَنْ سُفْيَانَ بْنِ عَبْدِ اللهِ الثَّقَفِيِّ قَالَ قُلْتُ يَا رَسُوْلَ اللهِ قُلْ لِيْ فِي الْاِسْلَامِ قَوْلاً لَا اَسْأَلُ عَنْهُ اَحَداً بَعْدَكَ (وَفِيْ رِوَايَةٍ غَيْرَكَ) قَالَ قُلْ اٰمَنْتُ بِاللهِ ثُمَّ اسْتَقِمْ. (رواه مسلم)

(૬૧) તરજુમો : હઝરત સુફયાન બિન અબ્દુલ્લાહ સકફી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈસ્લામના વિશે મને કોઈ જામિઅ્ (સર્વગ્રાહી) અને શિફા બખ્શનારી વાત દર્શાવો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી હું કોઈને એ વિશે કંઈ ન પૂછું.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : 'કહો, હું અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યો અને પછી પૂરી રીતે અને ઠીક ઠીક તેના પર અડગ રહો !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે અલ્લાહ તઆલાને જ પોતાનો રબ (પાલનહાર) અને મા'બૂદ (પૂજ્ય) માનીને બસ પોતાને તેનો બંદો બનાવી દો અને પછી એ ઈમાન અને બંદગીના તકાઝાઓ પ્રમાણે ઠીક ઠીક ચાલવાને પોતાનું જીવન બંધારણ બનાવી લો ! બસ, એ જ કાફી–પૂરતું છે.

આ હદીષ 'જવામિઉલ્ કલિમ' (અનેક અર્થોને સમાવનારી) હદીષોમાંથી છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબના આ બે શબ્દોમાં ઈસ્લામનો સંપૂર્ણ નિચોડ આવી ગયો છે. 'ઈમાન બિલ્લાહ અને તે પર ઈસ્તિકામત' જ ઈસ્લામનો હેતુ, બલકે રૂહ છે. 'ઈમાન બિલ્લાહ'નો મતલબ તો કિતાબની બિલકુલ શરૂમાં હદીષે જિબ્રઈલ (અલયહિસ્સલામ)ના વિવરણમાં વર્ણવાઈ ચૂક્યો છે.

જ્યારે 'ઈસ્તિકામત'ના અર્થ છે ઈફ્રાત અને તફ્રીત (અતિરેક અને ઓછપ) વિના અને કશા ઈન્હિરાફ (વાંકાપણા) વગર અલ્લાહ તઆલાના નિયત કરેલ 'સિરાતે મુસ્તકીમ' (સીધી રાહ) પર કાયમ રહેવું. જાણે તમામ અવામિર (કરવાની વાતો) અને નવાહી (નિષિદ્ધ–મના કરેલ વાતો)ની સહીહ, સંપૂર્ણ અને હંમેશાંની પાબંદીનું નામ 'ઈસ્તિકામત' છે અને દેખીતું છે કે બંદાઓના માટે એનાથી આગળ કોઈ સ્થાન નથી. તેથી જ અકાબિર સૂફિયાએ ફરમાવ્યું છે : '(અર્થ) ઈસ્તિકામત–મક્કમતા હજારો કરામતોથી શ્રેષ્ઠ અને ઉચ્ચતર છે !'

સારાંશ કે ઈસ્તિકામત તે ચીજ છે કે તેની તાલીમ પછી કોઈ બીજા સબક લેવાની આવશ્યકતા નથી રહેતી. તે જ ઈન્સાન માટે કાફી છે. કુરઆને પાકમાં અનેક ઠેકાણે માનવીની ખુશનસીબી અને કલ્યાણને ઈમાન બિલ્લાહ તથા ઈસ્તિકામતથી સંકલિત કરાઈ છે. તેમાંથી એક આયત આ છે : **ઈન્નલ્લઝી–ન કાલૂ રબ્બુનલ્લાહુ સુમ્મસ્તકામૂ** *(અલ્ આયહ)* અર્થ : 'નિ:શંક, જે લોકોએ કહ્યું કે, અમારો રબ અલ્લાહ તઆલા જ છે (અને અમે તેના જ બંદા છીએ) અને પછી તેના પર અડગ રહ્યા, તો તેમને કોઈ ડર અને ખતરો નથી અને ન તેમને રંજગમ હશે. તેઓ સૌ જન્નતી છે અને પોતાના આ'માલના બદલામાં તેઓ જન્નતમાં જ સદા રહેશે.'

*(સૂરહ : હા–મીમ, રુકૂઅ્–૨)*

(٦٢) عَنْ تَمِيْمِ الدَّارِىِّ اَنَّ النَّبِىَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: "اَلدِّيْنُ النَّصِيْحَةُ " قُلْنَا لِمَنْ ؟ قَالَ لِلّٰهِ وَلِكِتَابِهٖ وَلِرَسُوْلِهٖ وَلِاَئِمَّةِ الْمُسْلِمِيْنَ وَعَامَّتِهِمْ. (رواه مسلم)

(૬૨) તરજુમો : હઝરત તમીમ દારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : દીન નામ છે ખુલૂસ અને વફાદારીનું. અમે અરજ કરી કે, 'કોની સાથે ખુલૂસ અને વફાદારી ?' ઈરશાદ ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાની સાથે, અલ્લાહ તઆલાની કિતાબની સાથે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે, મુસલમાનોના સરદારો–પેશવાઓની સાથે અને તેમના અવામ–સામાન્યજનોની સાથે.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : ઈમામ નવવી (રહ્‌મતુલ્લાહિ અલયહ)એ લખ્યું છે કે, દીનના તમામ હેતુઓને આ હદીષે આવરી લીધા છે અને તેના પર અમલ કરી લેવું જાણે દીનના સંપૂર્ણ હેતુની અદાયગી છે.' અલ્લાહ તઆલા સાથે ખુલૂસ અને વફાદારીનો મતલબ એ છે કે તેના પર ઈમાન લાવવામાં આવે. શક્ય હોય ત્યાં સુધી તેની મઅ્‌રિફત–ઓળખ પ્રાપ્ત કરવામાં આવે. તેની સાથે અંતિમ દરજ્જાની મુહબ્બત કરવામાં આવે. તેની બંદગી તથા તાબેદારી કરવામાં આવે. તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવાય અને (તેને) માલિક અને મુખ્ત્યાર જાણીને તેનાથી ડરવામાં આવે.

અલ્લાહ તઆલાની કિતાબની સાથે વફાદારી આ છે કે તેના પર ઈમાન લાવવામાં આવે. તેની અઝમત–મહાનતાનો હક અદા કરવામાં આવે. તેનો ઈલ્મ હાસિલ કરવામાં આવે. તેના ઈલ્મનો પ્રચાર કરવામાં આવે અને તેના પર અમલ–આચરણ કરવામાં આવે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ખુલૂસ અને વફાદારી આ છે કે આપને સાચા માનવામાં આવે, આપની તઅ્‌ઝીમ તથા અદબ કરવામાં આવે. તેમનાથી, આપની તા'લીમાત અને આપની સુન્નતોથી મુહબ્બત કરવામાં આવે અને દિલોજાનથી આપની પેરવી તથા ગુલામીમાં પોતાની નજાત–મુક્તિ સમજવામાં આવે.

મુસલમાનોના ઈમામો (સરદારો, પેશવાઓ, હાકિમો, માર્ગદર્શકો)ની સાથે વફાદારી આ છે કે તેમની જવાબદારીઓની અદાયગીમાં તેમની સહાય

કરવામાં આવે. તેમની સાથે સારો ગુમાન રાખવામાં આવે. જો તેમનાથી ગફલત તથા ભૂલ થતી જણાય તો ઉત્તમ રીતે તેની ઈસ્લાહ અને ઠીક કરવાની કોશિશ કરવામાં આવે. સારા મશ્વેરા દેવામાં કોતાહી કે સંકોચ ન કરે. ભલાઈ (મઅ્રૂફ)ની હદ સુધી તેમની વાત માનવામાં આવે.

આમ કે સામાન્ય મુસલમાનોની સાથે ખુલૂસ અને વફાદારી આ છે કે તેમની હમદર્દી તથા ભલું કરવામાં પૂરી કોશિશ અને સંપૂર્ણ ખ્યાલ રાખવામાં આવે. તેમના લાભને પોતાનો લાભ તથા તેમના નુકસાનને પોતાનું નુકસાન સમજવામાં આવે. મતલબ કે દરજ્જાના ફર્ક પ્રમાણે તેમની જે અઝમત–મહાનતા અને શફકત–મહેરબાની તથા ખિદમત–સેવા અને સહકારના જે અધિકારો નિયત કરાયા છે, તેમને અદા કરવામાં આવે.

આ વિગતથી પ્રત્યેક માનવી સમજી શકે છે કે આ હદીષે કઈ રીતે સંપૂર્ણ દીનને આવરી લીધો છે, જેમાં દીનના સઘળા વિભાગોને થોડાક શબ્દોમાં કેટલી ખૂબીપૂર્વક સમેટી લેવામાં આવ્યા છે !

## તકદીર–નિયતિને માનવું પણ ઈમાનની શર્ત છે ! :

તકદીરને માનવું પણ દીનની જરૂરી વાતોમાંથી છે. ઈમાનનો આધાર તેની ઉપર પણ છે. અત્રે તકદીર–નિયતિ વિશે થોડીક હદીષો લખી છે, જેનાથી એ અહમ મસ્અલા (ખૂબ જ અગત્યના પ્રશ્ન)ની અગત્ય તથા કંઈક વિગતો પણ જાણવા મળશે.

(٦٣) عَنِ ابْنِ الدَّيْلَمِيِّ قَالَ اَتَيْتُ اُبَيَّ بْنَ كَعْبٍ فَقُلْتُ لَهٗ قَدْ وَقَعَ فِيْ نَفْسِيْ شَيْءٌ مِنَ الْقَدْرِ فَحَدِّثْنِيْ لَعَلَّ اللّٰهَ اَنْ يُذْهِبَهٗ مِنْ قَلْبِيْ ، فَقَالَ لَوْ اَنَّ اللّٰهَ عَذَّبَ اَهْلَ سَمٰوَاتِهٖ وَاَهْلَ اَرْضِهٖ عَذَّبَهُمْ وَهُوَ غَيْرُ ظَالِمٍ لَهُمْ وَلَوْ رَحِمَهُمْ كَانَتْ رَحْمَتُهٗ خَيْرًا لَهُمْ مِنْ اَعْمَالِهِمْ ، وَلَوْ اَنْفَقْتَ مِثْلَ اُحُدٍ ذَهَبًا فِيْ سَبِيْلِ اللّٰهِ مَاقَبِلَهُ اللّٰهُ مِنْكَ حَتّٰى تُؤْمِنَ بِالْقَدْرِ وَتَعْلَمَ اَنَّ مَا اَصَابَكَ لَمْ يَكُنْ

لِيُخْطِئَكَ وَاَنَّ مَا اَخْطَأَكَ لَمْ يَكُنْ لِيُصِيْبَكَ وَلَوْ مُتَّ عَلٰى غَيْرِ هٰذَا لَدَ خَلْتَ النَّارَ. قَالَ ثُمَّ اَتَيْتُ عَبْدَ اللّٰهِ بْنَ مَسْعُوْدٍ فَقَالَ مِثْلَ ذَالِكَ ثُمَّ اَتَيْتُ حُذَيْفَةَ بْنَ الْيَمَانِ فَقَالَ مِثْلَ ذَالِكَ ثُمَّ اَتَيْتُ زَيْدَ بْنَ ثَابِتٍ فَحَدَّثَنِىْ عَنِ النَّبِىِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِثْلَ ذَالِكَ. (رواہ احمد وابوداود، وابن ماجہ)

(૬૩) તરજુમો : ઈબ્નુદય્લમી (રહ્મતુલ્લાહિ અલયહ)થી રિવાયત છે, તેઓ કહે છે કે હું હઝરત ઉબય બિન કઅ્બ (રદિયલ્લાહુ અન્હૂ)ની સેવામાં હાજર થયો અને અરજ કરી કે, તકદીરની બાબતમાં મારા દિલમાં કંઈક શંકા જેવું પેદા થઈ ગયું છે, માટે આપ તેના વિશે કંઈક બયાન ફરમાવો. કદાચ અલ્લાહ તઆલા એ ખલ્જાન–મૂંઝવણને મારા દિલથી દૂર કરી દે (અને મારા દિલમાં એ પ્રશ્ને સમાધાન થઈ જાય.)

તેમણે ફરમાવ્યું : સાંભળો ! જો અલ્લાહ તઆલા પોતાના ધરતી–આકાશની સઘળી મખ્લૂક–સર્જનો, સૃષ્ટિને અઝાબમાં નાખી દે તો તે પોતાના એ કર્મમાં ઝાલિમ ન હશે અને જો તે એ સૌને પોતાની રહમત–દયાથી નવાઝે, તો તેની એ રહમત તેમના આ'માલ–કર્મોથી શ્રેષ્ઠ હશે (અર્થાત્ તેમના ઉપર એ તેનો ફઝલ, ઈહ્સાન–કૃપા જ માત્ર હશે, તેમના કર્મોનો હક્કે વાજિબ (અનિવાર્ય અધિકાર) ન હશે !'

(અને સાંભળો ! તકદીર–નિયતિ પર ઈમાન લાવવું એટલું આવશ્યક છે કે,) જો તમે ઉહુદ પહાડ જેટલું સોનું રાહે ખુદામાં વાપરો તો તે અલ્લાહ તઆલાને ત્યાં સ્વીકારાશે નહીં, જ્યાં સુધી કે તમે તકદીર પર ઈમાન ન લાવો અને તમારી આ પાક્કી માન્યતા ન હોય કે જે કાંઈ તમને પેશ આવે છે, તમે કોઈ રીતે તેનાથી છૂટી શકતા ન હતા અને જે હાલાત તમારા પર પેશ નથી આવતા, તે તમારા પર આવી જ શકતા ન હતા, (અર્થાત્ જે કંઈ થાય છે, તે સૌ અલ્લાહ તઆલાના તરફથી જ નિર્માણ અને નક્કી થયેલ છે અને એ નિશ્ચિત કાર્યક્રમમાં સહેજ પણ ફેરફાર શક્ય નથી) અને જો તમે એથી વિરુદ્ધનો અકીદો રાખીને મરી ગયા તો નિઃશંક, તમે

દોઝખમાં જશો.'

ઈબ્નુદયૂલમી (રહ્મતુલ્લાહિ અલયહ) કહે છે કે હઝરત ઉબય (રદિયલ્લાહુ અન્હૂ)થી એ સાંભળ્યા પછી હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)ની સેવામાં હાજર થયો તો તેમણે પણ મને એ જ ફરમાવ્યું. એ પછી હું હઝરત હુઝય્ફહ (રદિયલ્લાહુ અન્હૂ)ની ખિદમતમાં ગયો તો તેમણે પણ મને એ જ ફરમાવ્યું. પછી હું ઝૈદ બિન ષાબિત (રદિયલ્લાહુ અન્હૂ)ની ખિદમતમાં હાજર થયો તો તેમણે એ જ વાત હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીષરૂપે મારી સમક્ષ બયાન ફરમાવી.' *(મુસ્નદે અહમદ, અબૂ દાવૂદ, ઈબ્ને માજહ)*

**ખુલાસો :** તકદીર કે નિયતી વિશે એક સામાન્ય વસવસો જેને શયતાન ક્યારેક કેટલાક ઈમાનવાળાઓના દિલોમાં પણ નાખે છે, આ જ છે કે જ્યારે સૌ કંઈ અલ્લાહ તઆલાની જ તકદીરથી થઈ રહ્યું છે, તો પછી દુનિયામાં કોઈ સારી હાલતમાં અને કોઈ બુરા હાલમાં કેમ છે ? અને આખિરત–પરલોકમાં શા માટે કોઈને જન્નતમાં અને કોઈને દોઝખમાં નાખવામાં આવશે ?

જો કોઈ મો'મિનના દિલમાં ક્યારેક એ વસવસો આવે તો તેને દૂર કરવાની સરળ અને ટૂંકી તદબીર–ઉપાય આ છે કે અલ્લાહ તઆલાને આખા જગતના પેદા કરનાર અને માલિક હોવાની હેસિયતથી સર્વે બંદાઓ તથા આખા બ્રહ્માંડ પર જે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત છે, તેની યાદ તાજી કરી લેવામાં આવે અને વિચારવામાં આવે કે એવો માલિકુલ્ મુલ્ક જેનો કોઈ ભાગીદાર નથી અને શૂન્યમાંથી સર્જન કરનાર નિર્માતા, પોતાની જે મખ્લૂક કે સર્જનની સાથે જે વર્તાવ પણ કરે નિઃશંક, તે તેનો હકદાર છે.

તે જો સૌને અઝાબમાં નાખે તો કોઈ કાનૂનથી તેને અત્યાચારી નથી કહી શકાતો અને જો સૌને રહમત–કૃપાથી નવાઝે તો એ કૃપા તેનો ફક્ત ઉપકાર અને બખ્શિશ જ હશે, કારણ કે જે નેક લોકો સારાં કાર્યો કરે છે, તેમને તૌફીક દેનાર તથા તેમને અમલ પર ચલાવનાર પણ તે જ છે. તાત્પર્ય આ કે મખ્લૂકના વિશે અલ્લાહ તઆલાની આ ખાસ હેસિયતને જો સારી

રીતે મગજમાં ઠસાવી દેવામાં આવે તો મો'મિનના દિલથી તો એ શંકા સંપૂર્ણ નષ્ટ થઈ જશે તથા તેને સંતોષ મળી જશે.

ઈબ્નુદયલમી (રહ્‌મતુલ્લાહિ અલયહ) બિ–હમ્દિલ્લાહ કેમ કે સાચા મો'મિન હતા અને અલ્લાહ તઆલાની એ શાન પર ઈમાન અને અકીદો રાખતા હતા, તેથી એ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હૂમ)એ તેની જ યાદ અપાવીને તેમનો વસવસો દૂર કર્યો અને તેમને એ પણ જણાવી દીધું કે તકદીરને માનવું એટલું અનિવાર્ય છે કે તેને માન્યા વિના જો ઉહુદ પહાડ જેટલું સોનું પણ રાહે ખુદામાં વાપરે તો અલ્લાહ તઆલાને ત્યાં કબૂલ નથી અને તેનું ઠેકાણું જહન્નમ જ હશે !

હા, એનો ખ્યાલ રહે કે આ રીત કે તરીકાથી ફક્ત ઈમાનવાળાઓના જ આ પ્રકારના વસવસાનો ઈલાજ કરી શકાય છે. અન્ય લોકોના તરફથી તકદીર વિશે જે શંકાઓ કરાય છે, તેમના જવાબનો તરીકો બીજો છે. તેના માટે ઈલ્મે કલામ કે અકાઈદની કિતાબો જોવી જોઈએ અને કંઈક સંક્ષિપ્ત ઈશારા ઈન્શાઅલ્લાહુ તઆલા અગાઉનાં પૃષ્ઠોમાં કરવામાં આવશે !

(٦٤) عَنْ اَبِىْ خِزَامَةَ عَنْ اَبِيْهِ قَالَ قُلْتُ يَارَسُوْلَ اللهِ اَرَأَيْتَ رُقًى نَسْتَرْقِيْهَا وَدَوَاءً نَتَدَاوٰى بِهٖ وَتُقَاةً نَتَّقِيْهَا هَلْ تَرُدُّ مِنْ قَدْرِ اللهِ شَيْئًا ؟ قَالَ هِىَ مِنْ قَدْرِ اللهِ. (رواه احمد والترمذي وابن ماجة)

(૬૪) તરજુમો : અબૂ ખુઝામહ (રહ્‌મતુલ્લાહિ અલયહ) પોતાના વાલિદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરે છે કે, મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી : શું ઈર્શાદ છે આ બાબતમાં કે ઝાડફૂંકની તે રીતો જેનો અમે દુ:ખ–દર્દમાં ઉપયોગ કરીએ છીએ અથવા દવાઓ જેમનાથી અમે પોતાનો ઉપચાર કરીએ છીએ અથવા મુસીબતો અને તકલીફોથી બચવાની તે તદબીરો જેમને અમે પોતાના બચાવના માટે ઉપયોગીએ છીએ; શું એ ચીજો અલ્લાહ તઆલાની કઝા અને કદ્રને પાછી

ફેરવે છે ?' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : એ સઘળી ચીજો પણ અલ્લાહ તઆલાની તકદીરથી છે.'

*(મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ)*

**ખુલાસો :** હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબનો સાર આ છે કે આપણે જે ધ્યેયોની પ્રાપ્તિ માટે જે તદબીરો અને કોશિશ કરીએ છીએ, તે સૌ પણ કઝા અને કદ્રના હેઠળ છે. જાણે અલ્લાહ તઆલાના જ તરફથી એ નિર્મિત અને નક્કી હોય છે કે ફલાણા માણસ પર ફલાણી બીમારી આવશે અને ફલાણા પ્રકારની ઝાડફૂંક અથવા ફલાણી દવાના ઉપયોગથી તે સારો થઈ જશે.

જો મનન કરવામાં આવે તો જણાશે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ખૂબ સંક્ષિપ્ત (ટૂંકા) બે બોલના જવાબથી તકદીરથી સંબંધિત ઘણી બધી શંકાઓ અને પ્રશ્નોનો ઉત્તર મળી જાય છે.

(٦٥) عَنْ عَلِيٍّ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَا مِنْ أَحَدٍ إِلَّا وَقَدْ كُتِبَ مَقْعَدُهٗ مِنَ النَّارِ وَمَقْعَدُهٗ مِنَ الْجَنَّةِ قَالُوْا يَا رَسُوْلَ اللّٰهِ أَفَلَا نَتَّكِلُ عَلٰى كِتَابِنَا وَنَدَعُ الْعَمَلَ؟ قَالَ: اِعْمَلُوْا فَكُلٌّ مُيَسَّرٌ لِمَا خُلِقَ لَهٗ أَمَّا مَنْ كَانَ مِنْ أَهْلِ السَّعَادَةِ فَسَيُيَسَّرُ لِعَمَلِ السَّعَادَةِ وَأَمَّا مَنْ كَانَ مِنْ أَهْلِ الشَّقَاوَةِ فَسَيُيَسَّرُ لِعَمَلِ الشَّقَاوَةِ ثُمَّ قَرَأَ "فَأَمَّا مَنْ أَعْطٰى وَاتَّقٰى ○ وَصَدَّقَ بِالْحُسْنٰى ○ فَسَنُيَسِّرُهٗ لِلْيُسْرٰى ○ وَأَمَّا مَنْ بَخِلَ وَاسْتَغْنٰى ○ وَكَذَّبَ بِالْحُسْنٰى ○ فَسَنُيَسِّرُهٗ لِلْعُسْرٰى ○ (رواه البخاري ومسلم)

(૬૫) તરજુમો : હઝરત અલી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારામાંથી દરેકનું ઠેકાણું દોઝખ તથા જન્નત લખાઈ ચૂકયું છે.' સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'તો શું અમે એ પોતાની

તકદીર–વિધિના લેખ પર ભરોસો રાખીને ન બેસી જઈએ અને પ્રયાસ તથા કર્મ (અમલ)ને ન છોડી દઈએ ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ના, અમલ કર્યે જાવ, કારણ કે દરેકને તેની જ તૌફીક મળે છે, જેના માટે તે પેદા થયો છે. તો જે કોઈ નેકબખ્તોમાંથી છે, તો તેને નેકબખ્તીનાં કાર્યોની તૌફીક મળે છે અને જે કોઈ બદનસીબોમાંથી છે, તો તેને બદબખ્તીવાળા ખરાબ કાર્યોની જ તૌફીક મળે છે.'

એ પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુરઆને પાકની આ આયત તિલાવત ફરમાવી : **ફ–અમ્મા મન્ અઅ્તા વત્તકા** (અંત સુધી, સૂરહ : વલ્લય્લિ) અર્થ : જેણે અલ્લાહના રસ્તામાં દીધું અને પરહેઝગારી અપનાવી તથા સારી વાતને સાચી માની (અર્થાત્ ઈસ્લામની દઅ્વતને સ્વીકારી) તો તેને અમે ચેન–રાહતનું જીવન એટલે કે જન્નત પ્રાપ્તિની તૌફીક આપીશું અને જેણે બખીલાઈથી કામ લીધું અને ગર્વિષ્ઠ તથા બેપરવા રહ્યો અને સારી વાતને (અર્થાત્ ઈમાનની દઅ્વતને) જુઠાડી, તો તેના માટે અમે તકલીફવાળી જિંદગી (એટલે કે દોઝખ)ની તરફ ચાલવું આસાન કરી દઈશું !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબનો સાર એ છે કે પ્રત્યેક માનવીના માટે તેનું અંતિમ ઠેકાણું દોઝખ અથવા જન્નતમાં હોવાનું પ્રથમથી જ નિશ્ચિત થઈ ચૂક્યું છે, પરંતુ સદ્કર્મો કે કુકર્મો (સારા કે ખરાબ આ'માલ)થી ત્યાં સુધી પહોંચવાનો રસ્તો પણ પહેલેથી જ નક્કી થયેલ છે કે જે જન્નતમાં જશે, તે પોતાના ફલાણા ફલાણા સારાં કામોના રસ્તે જશે અને જે જહન્નમમાં જશે, તે પોતાના ફલાણાં ફલાણાં બુરાં કાર્યોના કારણે જશે.

તો જન્નતીઓના માટે નેક આ'માલ તથા દોઝખીઓના માટે બુરા આ'માલ પણ નિર્મિત તથા નક્કી છે અને તેથી અનિવાર્ય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ જવાબનું તાત્પર્ય પણ લગભગ તે જ છે જે ઉપરવાળી હદીષમાં આપના જવાબનું હતું. હજુ નજીકમાં આ

વિષયનો કંઈક વધારે ખુલાસો અને વિગત પણ આવશે (ઈન્શા અલ્લાહુલ્ અઝીઝ.)

(٦٦) عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: كُلُّ شَيْءٍ بِقَدَرٍ حَتَّى الْعَجْزِ وَالْكَيْسِ. (رواه مسلم)

(૬૬) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : પ્રત્યેક ચીજ તકદીર–નિયતિથી છે, ત્યાં સુધી કે માણસનું નકામું અને બિન આવડતવાળું હોવું તથા લાયક અને હોશિયાર હોવું પણ તકદીરથી જ છે !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે માનવીની કાબિલિયત–બિન કાબિલિયત, આવડત–બિન આવડત અને અકલમંદી તથા બેવકૂફી વગેરે પણ અલ્લાહ તઆલાની તકદીરથી જ છે. સારાંશ કે આ દુનિયામાં જે કોઈ જેવો અને જે હાલતમાં છે, તે અલ્લાહ તઆલાની કઝા અને કદ્રના હેઠળ છે.

(٦٧) عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ خَرَجَ عَلَيْنَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَحْنُ نَتَنَازَعُ فِي الْقَدَرِ فَغَضِبَ حَتَّى احْمَرَّ وَجْهُهُ حَتَّى كَاَنَّمَا فُقِئَ فِيْ وَجْنَتَيْهِ حَبُّ الرُّمَّانِ فَقَالَ: اَبِهٰذَا اُمِرْتُمْ اَمْ بِهٰذَا اُرْسِلْتُ اِلَيْكُمْ اِنَّمَا هَلَكَ مَنْ كَانَ قَبْلَكُمْ حِيْنَ تَنَازَعُوْا فِيْ هٰذَا الْاَمْرِ، عَزَمْتُ عَلَيْكُمْ عَزَمْتُ عَلَيْكُمْ اَنْ لَا تَنَازَعُوْا فِيْهِ. (رواه الترمذي)

(૬૭) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક વાર અમે લોકો (મસ્જિદે નબવીમાં બેસીને) કઝા અને કદ્રના પ્રશ્નમાં વાદ–વિવાદ કરી રહ્યા હતા કે, એ જ હાલતમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બહારથી તશરીફ લઈ આવ્યા

(અને અમને આ ચર્ચા કરતા જોયા) તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખૂબ ગુસ્સે થયા, ત્યાં સુધી કે મુબારક ચહેરો લાલ થઈ ગયો અને એટલો લાલ થયો કે જાણે આપના ગાલો પર દાડમ નિચોડવામાં આવી છે. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ફરમાવ્યું : 'શું તમને આ જ હુકમ આપવામાં આવ્યો છે ? શું હું તમારા માટે આ જ સંદેશો લાવ્યો છું (કે તમે કઝા અને કદ્રના જેવા નાઝુક અને અગત્યના પ્રશ્નોમાં વાદ–વિવાદ કરો). ખબરદાર ! તમારાથી આગલી ઉમ્મતો ત્યારે જ બરબાદ થઈ જ્યારે કે તેમણે આ પ્રશ્નમાં દલીલબાઝી અને ચર્ચાને પોતાનો તરીકો બનાવી લીધો. હું તમને કસમ આપું છું–હું તમારા પર જરૂરી ઠરાવું છું કે એ મસ્અલામાં કદાપિ વાદ–વિવાદ તથા તર્કબાઝી ન કર્યા કરો !'

*(તિરમિઝી શરીફ)*

**ખુલાસો** : કઝા અને કદ્રનો નાજુક મસ્અલો જો સમજમાં ન આવે, તો મો'મિનને જોઈએ કે તેમાં બહષ અને હુજ્જત ન કરે; બલકે પોતાના દિલો–દિમાગને એ પર મુત્મઈન કે સંતોષિત કરી લે કે અલ્લાહ તઆલાના સાચા અને સાચા મનાયેલા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પ્રશ્નને એ જ રીતે વર્ણવ્યો છે, માટે આપણે તેના પર ઈમાન લાવ્યા. તકદીરનો મસ્અલો તો અલ્લાહ તઆલાની સિફાત–ગુણોથી સંબંધ ધરાવે છે, તેથી તે તો નાજુક અને મુશ્કેલ હોય જ. આપણી હાલત તો આ છે કે આ જ દુનિયાનાં ઘણાં મામલાઓ તથા રહસ્યોને આપણાંમાંથી ઘણાં બધા નથી સમજી શકતા.

હવે જ્યારે અલ્લાહ તઆલાના સાચા પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક હકીકત બયાન ફરમાવી દીધી (જેને સંપૂર્ણ રીતે સમજવી દરેકના માટે આસાન નથી), તો જે લોકોની સમજમાં ન આવે તેમના માટે ઈમાન લાવ્યા પછી સહીહ કાર્યપદ્ધતિ એ જ છે કે તેઓ તેના વિશે કોઈ વાદ–વિવાદ અને ખોટી ચર્ચામાં ન ઊતરે, બલકે પોતાની બુદ્ધિની મર્યાદાનો સ્વીકાર કરીને તેના પર ઈમાન લઈ આવે !

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સખ્ત ગુસ્સા અને જલાલનું કારણ બનતાં સુધી એ હતું કે, તે હઝરાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તા'લીમ અને તરબિયતમાં હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પ્રત્યક્ષરૂપે દીન શીખી રહ્યા હતા. તેમને જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ ગલતીમાં જોયા તો દિલી સંબંધ રાખનાર ઉસ્તાઝ તથા મુરબ્બીની જેમ આપને ખૂબ ગુસ્સો આવ્યો.

આ પ્રસંગે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ આ ઈરશાદ ફરમાવ્યો કે, 'તમારાથી આગળની ઉમ્મતો ત્યારે હલાક થઈ, જ્યારે કે તેમણે આ પ્રશ્ને તર્કબાઝી અને ચર્ચાની રીત અપનાવી.' તો અત્રે ઉમ્મતોના હલાક થવાથી મુરાદ બનતાં સુધી તેમની ગુમરાહી છે. કુરઆન–હદીષમાં હલાકત શબ્દનો ઉપયોગ ગુમરાહીના માટે મહદ્અંશે કરવામાં આવ્યો છે. આથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદનો મતલબ આ થશે કે, આગલી ઉમ્મતોમાં અકીદા–માન્યતાની ગુમરાહીઓ ત્યારે આવી જ્યારે કે તેમણે આ મસ્અલાને વાદ–વિવાદનો વિષય બનાવ્યો.

ઈતિહાસ આ વાતની સાક્ષી આપે છે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં પણ એ'તિકાદી ગુમરાહીઓનો સિલસિલો આ જ પ્રશ્ન (તકદીર–નિયતિ)થી શરૂ થયો છે. યાદ રહે કે આ હદીષમાં વાદ–વિવાદ કરવાની મનાઇ ફરમાવાઈ છે. તો જો કોઈ માણસ 'તકદીર' પર એક મો'મિનની જેમ પાકું ઈમાન કે યકીન રાખીને ફક્ત દિલના સંતોષ માટે (હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની જેમ) એ પ્રશ્ને કોઈ લાયક વ્યક્તિને સવાલ કરે, તો એની મનાઈ કે પ્રતિબંધ નથી !

(٦٨) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: كَتَبَ اللّٰهُ مَقَادِيْرَ الْخَلَائِقِ قَبْلَ اَنْ يَّخْلُقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِخَمْسِيْنَ اَلْفَ سَنَةٍ قَالَ وَكَانَ عَرْشُهٗ عَلَى الْمَاءِ. (رواه مسلم)

(૬૮) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ જમીન તથા આસમાનની પેદાઈશથી પચાસ (૫૦) હજાર વર્ષ પહેલાં સર્વે મખ્લૂકાત–સૃજનોની તકદીર લખી દીધી છે અને ફરમાવ્યું કે, તેનો અર્શ પાણી પર હતો.'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં કેટલીક બાબતો ધ્યાન માંગે છે. પ્રથમ એ કે અલ્લાહ તઆલાની તકદીર લખવાથી શું મુરાદ છે ? જાહેર છે કે એનો મતલબ આ તો નથી કે જે રીતે આપણે–માનવી હાથમાં કલમ લઈને કાગળ પર કંઈક લખીએ છીએ, એ જ રીતે અલ્લાહ તઆલાએ લખ્યું હોય ! એવું સમજવું અલ્લાહ તઆલાની પાકીઝહ શાનથી અજાણ હોવું છે.

વાસ્તવમાં અલ્લાહ તઆલાનાં કાર્યો તથા ગુણો (સિફાત)ની હકીકત તથા કેફિયતને સમજવાથી આપણે અસમર્થ છીએ અને કેમ કે તેના માટે કોઈ અલગ ભાષા કે શબ્દકોષ (લુગત) નથી; તેથી આપણે લાચારીએ તે જ શબ્દોથી અલ્લાહ તઆલાનાં કાર્યો અને ગુણોને વર્ણવીએ છીએ, જે મૂળમાં આપણાં કાર્યો તથા ગુણોના માટે બનાવવામાં આવ્યા છે, નહિતર તેનાં તથા આપણાં કાર્યો અને ગુણોની કેફિયતમાં એટલો જ તફાવત છે જેટલો કે તેની ઉચ્ચ (આલી) ઝાત અને આપણી ઝાતો વચ્ચે છે !

સારાંશ કે અલ્લાહ તઆલાએ જમીન અને આસમાનની પેદાઈશથી પચાસ હજાર વર્ષ પહેલાં સઘળી મખ્લૂકાતની તકદીરો નિશ્ચિત કરી દીધી અને જે કંઈ થવાનું છે તેને નક્કી કરી આપ્યું. હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ્મતુલ્લાહિ અલયહ)એ 'હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ' નામી કિતાબમાં એને જ પસંદ કર્યું છે. *(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ, ભાગ–૧, પેજ નં. ૧૬૬)*

બીજી વાત આ હદીષ વિશે એ પણ ધ્યાનમાં રહે કે પચાસ હજાર વર્ષથી મુરાદ ખૂબ લાંબો સમયગાળો પણ હોઈ શકે છે. અરબી ભાષા તથા અરબી મુહાવરામાં એ ઉપયોગ પણ પ્રચલિત તથા પ્રખ્યાત છે.

હદીષના અંતમાં ફરમાવવામાં આવ્યું છે કે, ‘અલ્લાહ તઆલાનો અર્શ પાણી પર હતો !’ એથી જણાયું કે અર્શ અને પાણી ત્યારે પેદા થઈ ચૂક્યાં હતાં.

હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ્મતુલ્લાહિ અલયહ)એ લખ્યું છે કે, જે રીતે આપણી કાલ્પનિક શક્તિ (ખ્યાલી કુવ્વત)માં હજારો વસ્તુઓની સૂરતો અને તેમનાથી સંબંધિત માહિતીનો સંગ્રહ રહે છે, એ જ રીતે અલ્લાહ તઆલાએ અર્શની શક્તિઓમાંથી કોઈ વિશેષ શક્તિમાં (જેને આપણી કલ્પના શક્તિની જેમ સમજવી જોઈએ) સઘળી મખ્લૂકાત–સૃજનો અને તેમના હાલાત તથા ગતિવિધિને (સારાંશ કે જે કંઈ દુનિયામાં થનાર છે, તે સૌને) અર્શની તે શક્તિમાં જમાવી દીધું. જાણે દુનિયાના પડદા પર જે કંઈ થઈ રહ્યું છે, તે સઘળું અર્શની એ શક્તિમાં એ જ રીતે હાજર અને સુરક્ષિત છે, જેમ આપણાં ખ્યાલમાં લાખો સૂરતો તથા તેમના વિશેની માલૂમાત કે માહિતી હોય છે ! હઝરત શાહ સાહેબ (રહ્મતુલ્લાહિ અલયહ)ના મતે સર્વે મખ્લૂકાત–સૃજનોની તકદીર લખવાથી એ જ મુરાદ છે. અલ્લાહ તઆલા જ વધુ જાણનાર છે !

(٦٩) عَنِ بْنِ مَسْعُوْدٍ قَالَ: حَدَّثَنَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَهُوَ الصَّادِقُ الْمَصْدُوْقُ اِنَّ خَلْقَ اَحَدِكُمْ يُجْمَعُ فِىْ بَطْنِ اُمِّهٖ اَرْبَعِيْنَ يَوْمًا نُطْفَةً ثُمَّ يَكُوْنُ عَلَقَةً مِثْلَ ذَالِكَ ثُمَّ يَكُوْنُ مُضْغَةً مِثْلَ ذَالِكَ ثُمَّ يَبْعَثُ اللهُ اِلَيْهِ مَلَكًا بِاَرْبَعِ كَلِمَاتٍ فَيَكْتُبُ عَمَلَهٗ وَاَجَلَهٗ وَرِزْقَهٗ وَشَقِىٌّ اَوْ سَعِيْدٌ ثُمَّ يَنْفَخُ فِيْهِ الرُّوْحَ فَوَالَّذِىْ لَا اِلٰهَ غَيْرُهٗ اِنَّ اَحَدَكُمْ لَيَعْمَلُ بِعَمَلِ اَهْلِ الْجَنَّةِ حَتّٰى مَايَكُوْنُ بَيْنَهٗ وَ بَيْنَهَا اِلَّا ذِرَاعٌ فَيَسْبِقُ عَلَيْهِ الْكِتَابُ فَيَعْمَلُ بِعَمَلِ اَهْلِ النَّارِ فَيَدْخُلُهَا وَاِنَّ اَحَدَكُمْ لَيَعْمَلُ بِعَمَلِ اَهْلِ النَّارِ حَتّٰى مَايَكُوْنُ بَيْنَهٗ وَبَيْنَهَا اِلَّا ذِرَاعٌ فَيَسْبِقُ عَلَيْهِ الْكِتَابُ فَيَعْمَلُ بِعَمَلِ اَهْلِ الْجَنَّةِ فَيَدْخُلُهَا.

(رواه البخاری ومسلم)

(૬૯) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, અલ્લાહ તઆલાના સાચા તથા સાચા મનાયેલા પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમારાથી બયાન ફરમાવ્યું કે, તમારામાંથી દરેકનો પેદાઈશનો માદ્દો પોતાની માના પેટમાં ચાળીસ (૪૦) દિવસ સુધી નુત્ફહ–વીર્યની શકલમાં જમા રહે છે (અર્થાત્ પ્રથમ ચિલ્લામાં કોઈ ગેર મા'મૂલી કે અસામાન્ય ફેરફાર નથી થતો, ફક્ત ખૂનમાં કંઈક ઘટ્ટતા આવી જાય છે, તેને જ 'નુત્ફહ' કહેવામાં આવે છે.)

પછી તેના પછી એટલો જ સમય (૪૦ દિવસની મુદ્દત) જમેલા લોહીની શકલમાં રહે છે. પછી એટલા જ દિવસ તે ગોશ્તનો લોથડો રહે છે (અને એ જ ગાળામાં અવયવોની શકલ અને હાડકાઓનો બાંધો બંધાવા લાગે છે.) પછી અલ્લાહ તઆલા (નીચે લખેલી) ચાર (૪) વાતો લઈને એક ફરિશ્તાને મોકલે છે. એ ફરિશ્તો તેના (૧) આ'માલ–કર્મો, (૨) ઉંમરની મુદ્દત અને મૌતનો સમય, (૩) તેની રોઝી અને (૪) તે બદ્બખ્ત છે કે નેકબખ્ત તે લખે છે. પછી તેમાં રૂહ ફૂંકવામાં આવે છે !

તો કસમ છે તે ઝાતની જેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, ક્યારેક એવું થાય છે કે તમારામાંથી કોઈ માણસ જન્નતીઓ જેવા અમલ કરતો રહે છે, અહીં સુધી કે તેની અને જન્નતની વચ્ચે ફક્ત એક હાથનું અંતર રહી જાય છે, પછી તકદીર–વિધિના લેખ સામે આવી જાય છે અને તે દોઝખીઓના અમલ કરવા લાગે છે અને અંતે દોઝખમાં ચાલ્યો જાય છે અને (એ જ રીતે કયારેક એવું પણ બને છે કે) તમારામાંથી કોઈ દોઝખીઓ જેવા અમલ કરવા લાગે છે ત્યાં સુધી કે તેની તથા દોઝખની વચ્ચે એક હાથનું અંતર રહી જાય છે, પછી નસીબના લેખ આગળ આવી જાય છે અને તે જન્નતીઓના અમલ કરવા લાગે છે અને જન્નતમાં પહોંચી જાય છે !

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં બે બાબતો બયાન થઈ છે. પ્રથમ તો માનવસર્જન કે ઈન્સાનની પેદાઈશના તે થોડાક તબક્કાઓનું વર્ણન છે

જેમનાથી માનવી રૂહ ફૂંકાતા સુધી માના પેટમાં પસાર થાય છે (અને બનતા સુધી એ પડાવોનું વર્ણન આગલી વાતની પ્રસ્તાવના કે તૈયારીરૂપે ફરમાવાયું છે). તે પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે લખાણનો ઉલ્લેખ ફરમાવ્યો છે, જે અલ્લાહ તઆલાનો નીમેલો ફરિશ્તો રૂહ ફૂંકતી વેળા પ્રત્યેક પેદા થનાર માનવીના વિશે લખે છે, જેમાં તેનાં કામો, તેની જિંદગીની મુદત તથા મૌતનો સમય અને રોઝી તથા નેકબખ્તી અથવા બદનસીબીની વિગત હોય છે.

હદીષના તર્ઝથી જણાય છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ખાસ હેતુ એ લખાણ વિશે આ બયાન ફરમાવવાનો છે કે એ એવો ફાઈનલ તથા અટલ હોય છે કે એક માણસ જે નસીબના એ લેખમાં દોઝખીઓમાં લખાયેલો હોય છે, ઘણી વાર તે એક મુદત સુધી જન્નતીઓ જેવી પરહેઝગારીની જિંદગી ગુઝારતો રહે છે ત્યાં સુધી કે તે જન્નતથી ખૂબ જ નજીક થતો જાય છે, પરંતુ પછી એકાએક તેના રવૈયામાં પલટો આવે છે અને તે દોઝખમાં લઈ જનારા બુરા અમલ કરવા લાગે છે અને એ જ હાલત પર મરીને દોઝખમાં ચાલ્યો જાય છે.

જ્યારે એથી ઊલટું એમ પણ બને છે કે એક માનવી જે ફરિશ્તાના લેખમાં જન્નતવાળાઓમાં લખેલ હોય છે, તે એક મુદત સુધી દોઝખીઓ જેવું જીવન વિતાવતો રહે છે અને દોઝખથી એટલો નિકટ થઈ જાય છે કે તેની અને દોઝખની વચ્ચે જાણે એક હાથથી વધારે અંતર નથી રહેતું, પરંતુ પછી એકાએક તે ચેતી જાય છે અને જન્નતવાળાઓ જેવા નેક અમલ કરવા લાગે છે અને એ જ હાલતમાં મૃત્યુ પામીને જન્નતમાં ચાલ્યો જાય છે !

આ હદીષનો ખાસ સબક કે બોધ આ છે કે, કોઈનાં ખરાબ કૃત્યો જોઈને તેના નિશ્ચિત દોઝખી હોવાનો હુકમ ન લગાડવો જોઈએ. શી ખબર, બાકી જીવનમાં તેનું રુખ અને રવૈયો કેવો રહેશે ? એ જ પ્રમાણે જો અલ્લાહ તઆલા તરફથી આજે નેક કાર્યોની તૌફીક કોઈને મળી રહી છે, તો એ પર તેણે મુત્મઈન–સંતોષિત ન બની જવું જોઈએ; બલકે બરાબર નેક ખાતિમહ માટે ફિકરમંદ કે ચિંતિત રહેવું જોઈએ !

(۷۰) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو رضي الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: إِنَّ قُلُوْبَ بَنِيْ اٰدَمَ كُلَّهَا بَيْنَ إِصْبَعَيْنِ مِنْ أَصَابِعِ الرَّحْمٰنِ كَقَلْبٍ وَاحِدٍ يُصَرِّفُهُ كَيْفَ يَشَاءُ ثُمَّ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اَللّٰهُمَّ مُصَرِّفَ الْقُلُوْبِ صَرِّفْ قُلُوْبَنَا عَلٰى طَاعَتِكَ. (رواه مسلم)

(૭૦) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'સઘળી માનવજાતનાં દિલો અલ્લાહ તઆલાની આંગળીઓમાંથી બે આંગળીઓની વચ્ચે એક દિલની જેમ છે. તે જે રીતે (અને જે બાજુ) ચાહે છે, તેને ફેરવી આપે છે.' ત્યાર પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે દિલોના ફેરવનાર ! અમારાં દિલોને પોતાની તાબેદારી તથા બંદગીની તરફ ફેરવી દે !'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** ઉપર બતાવાયું કે અલ્લાહ તઆલાનાં કાર્યો અને ગુણોને સમજવા–સમજાવવાના માટે જુદી કોઈ ભાષા નથી, તેથી લાચારીએ તેના માટે પણ તે જ શબ્દો તથા મુહાવરાઓનો ઉપયોગ કરાય છે, જે મૂળમાં ઈન્સાની કાર્યો તથા ગુણોના માટે બનાવવામાં આવ્યા છે. હદીષનો મતલબ ફક્ત એ જ છે કે માનવીઓનાં દિલ અલ્લાહ તઆલાના ઈખ્તિયાર તથા કાબૂમાં છે. તે જે બાજુ ચાહે છે, તેમને ફેરવે છે.

હદીષની એ ઉપમા બિલકુલ એવી જ છે, જેમ કે આપણી બોલચાલમાં કહેવામાં આવે છે કે, 'ફલાણો માણસ તો બિલકુલ મારી મુટ્ઠીમાં છે !' જેનો મતલબ એ જ છે કે તે સંપૂર્ણ મારા ઈખ્તિયારમાં છે.

ઉપરોક્ત હદીષથી જણાયું કે આપણાં દિલોને પણ અલ્લાહ તઆલા જ જે બાજુ ચાહે, તે બાજુ ફેરવે છે !

ઉપરની હદીષોથી તકદીર કે નિયતિ વિશે કેટલીક વાતો આપણને

જાણવા મળી :

(૧) અલ્લાહ તઆલાએ જમીન અને આસમાનની પેદાઈશથી પચાસ હજાર વર્ષ પહેલાં તમામ મખ્લૂકાત–સૃજનોની તકદીરો નિર્માણ કરી દીધી અને જે કંઈ થનાર છે, જાણે તે બધું વિગતે લખી દીધું છે.

(૨) માણસ જ્યારે માના પેટમાં હોય છે અને તેના પર ત્રણ ચિલ્લા (ચાર માસ) પસાર થઈ જાય છે અને રૂહ ફૂંકવાનો સમય આવે છે, તો અલ્લાહ તઆલાનો નીમેલો ફરિશ્તો તેના વિશે ચાર વાતો લખે છે : (૧) તેની ઉંમરની મુદ્દત, (૨) તેના આ'માલ, (૩) તેની રોઝી અને (૪) તેનું નેકબખ્ત યા બદબખ્ત હોવું.

(૩) આપણાં દિલોને પણ અલ્લાહ તઆલા જ જે બાજુ ચાહે, તે બાજુ ફેરવે છે.

મૂળમાં ખુદાઈ તકદીર–નિયતિના એ વિવિધ દરજ્જા અને વિવિધ પ્રગટ થવાના કાળ છે અને હકીકી, અઝલી–આદી તકદીર એ સૌથી આગળ છે. હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ્‌મતુલ્લાહિ અલયહ)એ ઈલાહી તકદીરના વિવિધ દરજ્જા તથા પ્રગટ થવાના સમયને ખૂબ સુંદર રીતે વર્ણવ્યા છે. નીચે અમે તેનો સાર લખીએ છીએ.

## તકદીર કે નિયતિના વિવિધ તબક્કા :

(૧) અઝલ–આદી કાળમાં જ્યારે કે અલ્લાહ તઆલાના સિવાય કંઈ જ ન હતું, જમીન–આસમાન, હવા–પાણી, અર્શ–કુર્સીમાંથી કોઈ ચીજ પણ પેદા ન કરવામાં આવી હતી **(કાનલ્લાહુ વલમ્ યકુમ્ મ–અ–હૂ શયઉન્)**, ત્યારે પણ અલ્લાહ તઆલાને પછી પેદા થનારી આ આખી સૃષ્ટિની સંપૂર્ણ જાણકારી હતી. તો એ આદીકાળ (દૌરે અઝલ)માં જ તેણે ઈરાદો અને નિર્ણય કર્યો કે એ જ વિગત અને ક્રમ પ્રમાણે જે મારી જાણમાં છે, હું જગતને પેદા કરીશ અને તેમાં આ બનાવો બનશે.

તો આ નક્કી કરવું જ તકદીર કે નિયતિનો પ્રથમ તબક્કો અને

પ્રથમ પ્રાગટ્ય (ઝુહૂર) છે !

(૨) પછી એક સમય આવ્યો જ્યારે કે પાણી અને અર્શ પેદા થઈ ચૂકયાં હતાં, પરંતુ ધરતી અને આકાશ પેદા ન થયાં હતાં; (બલકે ૬૮ નંબરની હદીષની સ્પષ્ટતા પ્રમાણે તેમની પેદાઈશથી પચાસ હજાર વર્ષ પહેલાં) અલ્લાહ તઆલાએ તમામ મખ્લૂકાત–સૃજનોના ભાગ્ય પ્રથમ અઝલી–આદી તકદીરો પ્રમાણે લખી દીધા. (જેની હકીકત હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ્‌મતુલ્લાહિ અલયહ)ના મતાનુસાર આ છે કે, અર્શની ખ્યાલની શક્તિમાં સઘળી મખ્લૂકની વિગતવાર તકદીર કે નિયતિને પ્રતિબિંબિત કરી દીધી અને આમ, અર્શ એ તકદીરનો સંગ્રાહક થઈ ગયો (આજના કૉમ્પ્યૂટરની જેમ ! યાકૂબ ઈખરવી). આ તકદીરનો બીજો તબક્કો અને દ્વિતીય પ્રાગટ્ય (ઝુહૂર) થયું.

(૩) પછી પ્રત્યેક માનવીનું સર્જન જ્યારે માના રહમ–બચ્ચાદાનીમાં શરૂ થાય છે અને ત્રણ ચિલ્લા (ચાર માસ) વીતવા પર જ્યારે તેમાં રૂહ ફૂંકવાનો સમય થાય છે, તો અલ્લાહ તઆલાનો નીમેલો ફરિશ્તો અલ્લાહ તઆલાથી જ ઈલ્મ હાસિલ કરીને તેના વિશે એક ભાગ્યલેખ તૈયાર કરે છે, જેમાં તેની જિંદગીની મુદ્દત, આ'માલ, રોઝી, નેકબખ્તી અથવા બદ્‌બખ્તીની વિગત હોય છે !

એ ભાગ્યલેખ તકદીર કે નિયતિનો ત્રીજો તબક્કો અને ત્રીજું પ્રગટીકરણ કે ઝુહૂર છે.

(૪) પછી માનવી જ્યારે કોઈ કાર્ય કરવા ચાહે છે તો અલ્લાહ તઆલાના જ આદેશથી તેને કરે છે, જેમ કે ૭૦ નંબરની હદીષમાં ફરમાવ્યું કે : ‘સઘળા માનવોનાં દિલ અલ્લાહ તઆલાના કાબૂમાં છે. તે ફાવે તેમ તેમને ફેરવે છે !’

તો આ તકદીર કે ભાગ્યનો ચોથો તબક્કો અને ચોથું પ્રકરણ (ઝુહૂર) છે !

જો આ વિગત ધ્યાનમાં રહે તો તકદીરના સિલસિલાની વિવિધ હદીષોના મતલબ તથા સ્થાનોને સમજવામાં ઈન્શાઅલ્લાહુ તઆલા સમસ્યા ઊભી થશે નહિ !

## તકદીર કે નિયતિ વિશે કેટલીક શંકાઓનું નિવારણ :

ઘણાં લોકોને ઓછી સમજ અથવા નાસમજને લઈ તકદીરના વિશે જે શંકાઓ થાય છે, યોગ્ય જણાય છે કે સંક્ષિપ્ત (ટૂંક)માં તેના વિશે પણ કંઈક અરજ કરી દેવામાં આવે ! આ પ્રશ્ને નીચે લખેલ ત્રણ શંકાઓ પ્રખ્યાત છે :

(૧) પ્રથમ આ કે દુનિયામાં સારું કે ખરાબ જે કંઈ થાય છે, જો એ સઘળું અલ્લાહ તઆલાની તકદીરથી જ થાય છે, તો પછી ભલાઈઓની સાથે તમામ બુરાઈઓની જવાબદારી પણ (મઆઝલ્લાહ–અલ્લાહ તઆલાની પનાહ) અલ્લાહ રબ્બુલ આલમીન પર આવશે !

(૨) બીજી વાત આ કે જ્યારે સઘળું કંઈ પ્રથમથી જ અલ્લાહ તઆલાના તરફથી મુકદર થઈ ચૂક્યું છે અને તેની તકદીર–નિયતિ અટલ છે, તો બંદા તે જ પ્રમાણે કરવા વિવશ કે લાચાર છે, માટે તેમને કોઈ જઝા–સજા ન મળવી જોઈએ !

(૩) ત્રીજી શંકા એ કરવામાં આવે છે કે, જે કંઈ થવાનું છે, તે જ્યારે પ્રથમથી જ મુકદર થઈ ચૂક્યું છે અને તેથી વિરુદ્ધ કંઈ થઈ જ નથી શકતું; તો પછી કોઈ મકસદ કે ધ્યેયના માટે કશું કરવાની આવશ્યકતા જ નથી, માટે દુનિયા યા આખિરતના માટે મહેનત અને કોશિશ ફુઝૂલ કે વ્યર્થ છે !

પરંતુ જો મનન કરવામાં આવે તો જણાશે કે એ ત્રણેય શંકાઓ તકદીર–ભાગ્યના ખોટા તથા અપૂર્ણ કે અધૂરા ખ્યાલથી જન્મે છે.

અરજ કરાઈ ચૂક્યું છે કે, અલ્લાહ તઆલાની તકદીર તેના ઈલ્મે અઝલી કે આદીજ્ઞાન પ્રમાણે છે અને જગતના આ કારખાનામાં જે કંઈ જે રીતે અને જે સિફતની સાથે અને જે સિલસિલાથી થઈ રહ્યું છે, તે સંપૂર્ણપણે તે જ રીતે અને તે જ સિફત અને તે જ સિલસિલાની સાથે

તેના અઝલી–આદી ઈલ્મમાં હતું અને તે જ પ્રમાણે અલ્લાહ જલ્લ શાનુહૂએ તેને મુકદ્દર–નિયત ફરમાવ્યું છે !

આપણામાંથી જે માણસ પણ પોતાનાં આ'માલ તથા કાર્યો પર વિચાર કરશે, તે કોઈ શંકા વિના એ હકીકતને મહસૂસ કરશે કે, આ દુનિયામાં આપણે જે પણ સારા કે ખરાબ અમલ કરીએ છીએ, તે પોતાની ઈચ્છા અને મરજીથી કરીએ છીએ. પ્રત્યેક કામ કરતી વેળા જો ચિંતન કરીએ તો ખુલ્લી અને યકીની રીતે આપણને મહસૂસ થશે કે આપણે તેને કરવા કે ન કરવાની શક્તિ ધરાવીએ છીએ, પછી એ કુદરત છતાં આપણે અલ્લાહ તઆલાએ આપેલ ઈરાદા તથા ઈખ્તિયારથી કરવા કે ન કરવાનો નિર્ણય કરીએ છીએ અને તે જ નિર્ણય મુજબ આપણો અમલ કે કર્મ હોય છે.

સારાંશ કે અલ્લાહ તબારક વ તઆલાએ ફક્ત આપણા આ'માલને જ મુકદ્દર કે નિયત નથી કર્યા, બલકે જે ઈચ્છા અને મરજીથી આપણે અમલ કરીએ છીએ, તે પણ તકદીર–નિયતિમાં આવી ચૂક્યું છે, જાણે તકદીરમાં ફક્ત એ જ નથી કે, ફલાણો માણસ ફલાણું સારું કે ખરાબ કામ કરશે; બલકે તકદીરમાં એ પૂરી વાત છે કે, ફલાણો માણસ પોતાના ઈરાદા અને ઈખ્તિયારથી આમ કરશે, પછી તેનાથી આ નતીજા કે પરિણામો પેદા થશે, પછી તેને આ જઝા કે સજા અથવા સારો કે ખરાબ બદલો મળશે !

મતલબ કે આપણને અમલો–કર્મોમાં જે એક પ્રકારની ખુદમુખ્ત્યારી તથા સ્વેચ્છા પ્રાપ્ત છે, જેની બુનિયાદ પર આપણે કોઈ કામ કરવા અથવા ન કરવાનો નિર્ણય લઈએ છીએ, તે પણ તકદીરમાં છે અને આપણા આ'માલ કે કર્મોની જવાબદારી તેના પર જ છે તથા તેના પર જ જઝા અને સજા કે સારા–નરસા બદલાની બુનિયાદ છે.

સારાંશ કે તકદીરે એ ખુદમુખ્ત્યારી તથા સ્વેચ્છાને નાબૂદ અને ખત્મ નથી કરી, બલકે તેને ઓર વધારે સાબિત અને મજબૂત કરી દીધી છે, તેથી તકદીરના કારણથી ન તો આપણે વિવશ કે લાચાર છીએ અને ન આપણા આ'માલ–કર્મોની જવાબદારી અલ્લાહ તબારક વ તઆલા પર આવે છે.

એ જ રીતે જે હેતુઓના માટે આપણે જે કોશિશો અને તદબીરો આ દુનિયામાં કરીએ છીએ, તકદીર–ભાગ્યમાં પણ આપણા એ મકસદોને એ જ તદબીરો તથા કોશિશોથી સંકલિત કરવામાં આવ્યા છે. સાર એ કે ભાગ્ય કે તકદીરમાં ફક્ત આટલું નથી કે ફલાણા માણસને ફલાણી ચીજ હાસિલ થશે; બલકે જે કોશિશ અને જે તદબીરથી તે વસ્તુ આ દુનિયામાં પ્રાપ્ત થવાની હોય છે, તકદીરમાં પણ તે એ જ તદબીર (ઉપાય–યુક્તિ)થી બંધાયેલી છે !

તેથી આમ વિચારવું કે તકદીરમાં જે કંઈ છે, તે આપોઆપ મળી જશે અને એના આધારે આ આલમે અસ્બાબ (કાર્યકારણોની દુનિયા)ની કોશિશો તથા તદબીરોને છોડી દેવી એ વાસ્તવમાં તકદીર કે નિયતિની હકીકતથી અજાણ હોવું છે. હદીષ નંબર (૬૪–૬૫)માં કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ના સવાલોના જવાબમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે કંઈ ફરમાવ્યું છે, તેનો સાર પણ એ જ છે.

તાત્પર્ય એ કે જો તકદીરની સંપૂર્ણ હકીકત સામે રાખવામાં આવે તો ઈન્શાઅલ્લાહુ તઆલા એ પ્રકારની કોઈ શંકા પણ પેદા ન થશે !

**વલ્લાહુ યહ્દી મંય્યશાઉ ઈલા સિરાતિમ્ મુસ્તકીમ** (અને અલ્લાહ તઆલા જેને ચાહે છે, તેને સીધા રસ્તાની હિદાયત કે માર્ગદર્શન આપે છે. (આકાએ કરીમ ! અમારા પર એ કૃપા અવશ્ય ફરમાવજો, આમીન ! *(યાકૂબ ઈખરવી)*.

# મરવા પછી(નું જીવન !) બરઝખ-કિયામત-આખિરત

## કેટલીક ઉસૂલી–બુનિયાદી વાતો :

મૃત્યુ પછીના કે પરલોકના જીવનસંબંધી હદીષો પઢવા તથા તેના

મતલબ સમજવાથી પહેલાં કેટલાક ઉસૂલી કે પાયાની વાતો સમજી લેવી જોઈએ. તે પછી એ હદીષોના વિષયો સંબંધી તે વસવસા તથા શંકાઓ અલ્લાહ તઆલા ચાહશે તો પેદા ન થશે, જે હકીકત ન સમજવાથી આજના યુગમાં અનેક દિલોમાં ઉપસ્થિત થઈ જાય છે !

(૧) અમ્બિયા (અલયહિમુસ્સલામ)નું ખાસ કામ (જેના માટે તેઓને નબી બનાવાય છે) આપણને તે વાતો બતાવવાનું છે, જેમની આપણને જરૂરતો છે; પરંતુ આપણી બુદ્ધિ તથા ઈન્દ્રિયોથી આપણે તેને જાણવા અસમર્થ છીએ. તે વાતો બુદ્ધિની પહોંચથી બહાર છે !

(૨) અમ્બિયા (અલયહિમુસ્સલામ)ના માટે ઈલ્મનો એક ખાસ ઝરીઓ–સ્ત્રોત જે અન્ય આમ કે સામાન્ય માનવીઓ પાસે નથી, અલ્લાહ તઆલાની વહી (દિવ્ય સંદેશ) છે. તેઓને એ જ માધ્યમથી તે ચીજોનું ઈલ્મ કે જ્ઞાન મળે છે જેને આપણે પોતાની આંખો, કાનો તથા પોતાની બુદ્ધિ અને સમજથી જાણી નથી શકતા. જે રીતે દૂરબીન ધરાવનાર માનવી અતિ દૂરની તે ચીજો જોઈ લે છે, જેને સામાન્ય મનુષ્યો પોતાની આંખોથી નથી જોઈ શકતા.

(૩) કોઈ નબીને નબી માનવાનો અને તેના પર ઈમાન લાવવાનો મતલબ એ જ હોય છે કે, આપણે એ વાતને સંપૂર્ણ વિશ્વાસ સાથે સ્વીકારી લીધી કે તે એવી જે વાત બતાવે છે, જેને આપણે નથી જાણતા અને નથી જોતા, તે (નબી) અલ્લાહ તઆલાની વહીથી તેનું જ્ઞાન–ઈલ્મ મેળવીને આપણને બતાવે છે અને તે અક્ષરશઃ સાચું છે, તેમાં સહેજે શંકાની ગુંજાઈશ નથી !

(૪) અમ્બિયા (અલયહિમુસ્સલામ) કયારેય કોઈ એવી વાત નથી કહેતા, જે બુદ્ધિથી અશક્ય અને અસંભવ હોય. હા, એવું થઈ શકે છે કે આપણી બુદ્ધિ અને આપણી ઈન્દ્રિયો પોતાની રીતે તેને સમજવાથી આજિઝ તથા અસક્ષમ હોય–લાચાર હોય, બલકે એવું થવું જરૂરી છે. જો અમ્બિયા (અલયહિમુસ્સલામ) ફક્ત તે જ વાતો બતાવે, જેમને આપણે પોતે જ

ચિંતન–મનનથી જાણી શકતા હોઈએ, તો પછી તેઓની આવશ્યક્તા જ શું છે ? !

(૫) અમ્બિયા (અલયહિમુસ્સલામ)એ મૃત્યુ પછી એટલે બરઝખ (કબર)ની દુનિયા તથા આખિરતની દુનિયા (પરલોક)ના વિશે જે કંઈ બતાવ્યું છે, તેમાં કોઈ વાત એવી નથી જે બુદ્ધિની દષ્ટિએ અશક્ય અને અસંભવ હોય. હા, એવી ચીજો અવશ્ય છે, જેમને આપણે પોતાના ચિંતન–મનનથી નથી જાણી શકતા અને આ દુનિયામાં તે ચીજોના નમૂના ન હોવાના કારણે આપણે તેમને તે રીતે સમજી પણ નથી શકતા, જે રીતે આ દુનિયાની જોયેલી ચીજોને સમજી લઈએ છીએ !

(૬) ઈલ્મનાં જે સામાન્ય કુદરતી કે પ્રાકૃતિક સાધનો આપણને મળ્યાં છે, દાખલા તરીકે આંખ, નાક, કાન, બુદ્ધિ અને સમજ; દેખીતી વાત છે કે તેમની શક્તિ તથા કાર્યવર્તુળ અત્યંત સીમિત છે અને આપણે જોઈએ છીએ કે નવીન સાધનોની બહારની સહાયથી ઈન્દ્રિયો મારફત તે ચીજો આપણી જાણમાં આવી જાય છે, જેમની પહેલાં કલ્પના પણ થઈ શકતી ન હતી.

ઉદાહરણરૂપે પાણી અથવા લોહીમાં જે જંતુઓ હોય છે, હવે સૂક્ષ્મદર્શક યંત્ર (ખુર્દબીં)ની મદદથી આંખ તેને જોઈ લે છે. રેડિયોની સહાયથી કાન હજારો માઈલ દૂર સુધીના અવાજને સાંભળી લે છે. એ જ રીતે પુસ્તકોની માહિતીની મદદથી શિક્ષિત માનવનું દિમાગ તેથી વધારે વિચારી લે છે જેટલું કે આંખ–કાનથી મળેલી માહિતીની મદદથી વિચારી શકતું હતું !

એ અનુભવથી જણાયું કે કોઈ તથ્ય કે હકીકતનો ફક્ત એ પાયા પર ઈનકાર કરી દેવો કે આજે આપણે તેને નથી જોતા, નથી સાંભળતા અથવા આપણી અક્કલ નથી સમજતી એ ઘણી નાસમજની વાત છે : **'વમા ઊતીતુમ્ મિનલ્ ઈલ્મિ ઈલ્લા કલીલન્'** (અને તમને થોડો જ ઈલ્મ કે જ્ઞાન આપવામાં આવ્યું છે).

(૭) માનવી બે ચીજોથી બનેલ છે. એક શરીર જે દેખાય છે અને બીજી રૂહ જે આંખથી નથી દેખાતી, પરંતુ તેના હોવાનો આપણ સૌને વિશ્વાસ છે. પછી માનવીના એ બન્નેય ભાગોનો આપસી સંબંધ આ દુનિયામાં એ રીતે છે કે, તકલીફ અને મુસીબત અથવા રાહત અને લઝ્ઝતની જે કેફિયત આવે છે, તેની સીધી (પ્રત્યક્ષ) શરીર પર અસર થાય છે અને રૂહ તેનાથી પરોક્ષ અસર લે છે.

ઉદાહરણરૂપે માનવીને ચોટ લાગે છે, તે ઝખ્મી થાય છે અથવા દાખલા તરીકે તે ક્યારેક આગમાં બળી જાય છે. હવે જાહેર છે કે ચોટ અને આગનો સંબંધ સીધો તેના શરીરથી હોય છે, પરંતુ તેની અસરથી રૂહને પણ દુઃખ થાય છે. એ જ રીતે ખાવા–પીવાથી જે લઝ્ઝત મળે છે તે પણ પ્રત્યક્ષ શરીરને જ મળે છે, પરંતુ રૂહ પણ તેનાથી લઝ્ઝત પ્રાપ્ત કરે છે.

સારાંશ કે આ દુનિયામાં માનવીના વુજૂદ–અસ્તિત્વ અને તેના હાલાતમાં જાણે શરીર અસલ છે અને રૂહ તેના તાબે છે, પરંતુ કુર્આન–હદીષમાં બરઝખની દુનિયા વિશે જે કાંઈ બતાવવામાં આવ્યું છે તેમાં મનન કરવાથી જણાય છે કે, ત્યાં મામલો ઊલટો હશે, એટલે કે બરઝખમાં જે કાંઈ સારા–ખરાબ હાલાત આવશે, તે પ્રત્યક્ષ (સીધા) રૂહ પર આવશે અને તેની પરોક્ષ અસરથી શરીર પ્રભાવિત થશે.

અલ્લાહ તઆલાએ (કદાચ એટલા જ માટે કે તેની હકીકતનું સમજવું આપણા માટે સરળ થઈ જાય) તેનો એક નમૂનો આ દુનિયામાં પણ પેદા કરી દીધો છે અને તે ખ્વાબ–સ્વપ્નાનું જગત છે. બુદ્ધિ અને હોશ ધરાવનાર પ્રત્યેક માનવી પોતાની જિંદગીમાં વારંવાર એવાં સપનાં જુએ છે જેમાં તેને ખૂબ આનંદ મળે છે અથવા ખૂબ તકલીફ થાય છે, પરંતુ સ્વપ્નમાં એ લઝ્ઝત અથવા દુઃખ સીધું અસલમાં રૂહના માટે હોય છે અને શરીર પરોક્ષ કે આડકતરી રીતે પ્રભાવિત થાય છે.

દાખલા તરીકે સ્વપ્નમાં માનવી જ્યારે એ જુએ છે કે તે કોઈ લઝ્ઝતદાર ખાણું ખાઈ રહ્યો છે, તો ફક્ત એટલું જ નથી જોતો કે મારી

રૂહ જ ખાઈ રહી છે અથવા ખ્યાલ કે વિચારની શક્તિ જ ખાઈ રહી છે; બલકે ત્યારે તે એ જ જુએ છે કે જાગૃતિની જેમ તે પોતાના આ શરીરવાળા મોઢાથી ખાઈ રહ્યો છે, જેનાથી રોજ ખાતો રહે છે. એ જ રીતે સ્વપ્નમાં જો એ જુએ છે કે, કોઈએ તેને માર્યો, તો તે એ નથી જોતો કે તેની રૂહને મારવામાં આવી; બલકે ત્યારે તે એ જ જુએ છે કે માર તેના શરીર પર પડયો અને તેના શરીર પર ત્યારે તેવી જ ચોટ લાગી, જેવી જાગતામાં માર પડવાથી લાગે છે, જ્યારે કે વાસ્તવમાં જે કંઈ વીતે છે તે મૂળમાં (સ્વપ્ન વખતે) રૂહ પર વીતે છે અને શરીર તેનાથી પરોક્ષ કે આડકતરી રીતે અસર લે છે. અલબત્ત, ક્યારેક શરીરની એ અસર એટલી ગાઢ હોય છે કે માનવી જાગ્યા પછી શરીર પર તેની નિશાનીઓ તથા ચિહ્નો પણ જુએ છે.

સારાંશ કે ઊંઘની હાલતમાં સારા કે ખરાબ ખ્વાબ જોનાર માનવી પર જે કંઈ ગુજરે છે, તેનો પ્રકાર આ જ છે કે તે ડાયરેક્ટ અને મૂળભૂત રીતે રૂહ પર ગુજરે છે અને શરીર પર તેની અસર આડકતરી રીતે થાય છે. તેથી ખ્વાબ જોનારથી નજીકવાળો માણસ પણ તેના પર વીતનાર હાલાતને નથી જોતો, કારણ કે આપણે આ દુનિયામાં કોઈ માનવીના તે જ હાલાતને જોઈ શકીએ છીએ, જેનો સંબંધ સીધો તેના શરીર સાથે હોય.

તો બરઝખ (અર્થાત્ મૃત્યુ પછીથી લઈને કિયામત સુધીના સમય)માં સારા કે ખરાબ માનવીઓ પર જે કાંઈ ગુજરનાર છે તેનો પ્રકાર પણ એ જ છે કે તે અસલમાં અને પ્રત્યક્ષરૂપે રૂહ પર ગુજરશે અને શરીર પરોક્ષ રીતે તેમાં ભાગીદાર બનશે. તેને ખ્વાબ–સ્વપ્નની દુનિયાના અનુભવોની રોશનીમાં સમજવું કોઈ સમજદાર માનવીના માટે વિશેષ મુશ્કેલ નથી.

આશા છે કે આ દુનિયા અને બરઝખની દુનિયાના આ ફરકને જાણી (સમજી) લીધા પછી તે આમજનોની તથા જહાલતભરી શંકાઓ અને વસવસા પેદા ન થશે, જે કબ્રના સવાલ–જવાબ તથા અઝાબ અને સવાબની હદીષોના વિશે કેટલાક કમઝોર ઈમાન કે યકીનવાળા તથા મંદબુદ્ધિના લોકોનાં દિલોમાં પેદા થતા રહે છે.

## આલમે બરઝખ–કબરની દુનિયા :

(٧١) عَنِ الْبَرَاءِ بْنِ عَازِبٍ عَنْ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ : يَأْتِيْهِ مَلَكَانِ فَيُجْلِسَانِهِ فَيَقُوْلَانِ لَهُ مَنْ رَبُّكَ ؟ فَيَقُوْلُ رَبِّيَ اللهُ فَيَقُوْلَانِ لَهُ مَادِيْنُكَ ؟ فَيَقُوْلُ دِيْنِيَ الْإِسْلَامُ . فَيَقُوْلَانِ لَهُ مَاهٰذَا الرَّجُلُ الَّذِيْ بُعِثَ فِيْكُمْ ؟ فَيَقُوْلُ هُوَ رَسُوْلُ اللهِ . فَيَقُوْلَانِ لَهُ وَمَا يُدْرِيْكَ؟ فَيَقُوْلُ قَرَأْتُ كِتَابَ اللهِ فَاٰمَنْتُ بِهٖ وَصَدَّقْتُ . فَذَالِكَ قَوْلُهُ " يُثَبِّتُ اللهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ الْاٰيَة " قَالَ فَيُنَادِيْ مُنَادٍ مِنَ السَّمَاءِ اَنْ صَدَقَ عَبْدِيْ فَافْرِشُوْهُ مِنَ الْجَنَّةِ وَأَلْبِسُوْهُ مِنَ الْجَنَّةِ وَافْتَحُوْا لَهُ بَابًا اِلَى الْجَنَّةِ فَيُفْتَحُ لَهُ . قَالَ فَيَأْتِيْهِ مِنْ رَوْحِهَا وَطِيْبِهَا وَيُفْتَحُ لَهُ فِيْهَا مَدَّ بَصَرِهٖ.....

وَاَمَّا الْكَافِرُ فَذَكَرَ مَوْتَهُ قَالَ وَيُعَادُ رُوْحُهُ فِيْ جَسَدِهٖ يَأْتِيْهِ مَلَكَانِ فَيُجْلِسَانِهِ فَيَقُوْلَانِ لَهُ مَنْ رَبُّكَ ؟ فَيَقُوْلُ هَاهْ هَاهْ لَا اَدْرِيْ، فَيَقُوْلَانِ لَهُ مَادِيْنُكَ ؟ فَيَقُوْلُ هَاهْ هَاهْ لَا اَدْرِيْ، فَيَقُوْلَانِ لَهُ مَاهٰذَا الرَّجُلُ الَّذِيْ بُعِثَ فِيْكُمْ ؟ فَيَقُوْلُ هَاهْ هَاهْ لَا اَدْرِيْ . فَيُنَادِيْ مُنَادٍ مِنَ السَّمَاءِ اَنْ كَذَبَ فَافْرِشُوْهُ مِنَ النَّارِ وَأَلْبِسُوْهُ مِنَ النَّارِ وَافْتَحُوْا لَهُ بَابًا اِلَى النَّارِ فَيَأْتِيْهِ مِنْ حَرِّهَا وَسَمُوْمِهَا قَالَ وَيُضَيَّقُ عَلَيْهِ قَبْرُهُ حَتّٰى تَخْتَلِفَ فِيْهِ اَضْلَاعُهُ ثُمَّ يُقَيَّضُ لَهُ اَعْمٰى اَصَمُّ مَعَهُ مِرْزَبَّةٌ مِنْ حَدِيْدٍ لَوْ ضُرِبَ بِهَا جَبَلٌ لَصَارَ تُرَابًا فَيَضْرِبُهُ بِهَا ضَرْبَةً فَيَصِيْحُ صَيْحَةً يَسْمَعُهَا مَا بَيْنَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ اِلَّا الثَّقَلَيْنِ فَيَصِيْرُ تُرَابًا ثُمَّ يُعَادُ فِيْهِ الرُّوْحُ. (رواه احمد وابوداود)

(૭૧) તરજુમો : હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)થી રિવાયત કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (એક વાતચીતના અનુસંધાનમાં મુડદાના સવાલ–જવાબ અને બરઝખ–કબરના સવાબ તથા અઝાબનું વર્ણન કરતાં) ફરમાવ્યું કે, (અલ્લાહ તઆલાનો મો'મિન બંદો આ દુનિયાથી ગુજરીને જ્યારે બરઝખની દુનિયામાં પહોંચે છે અર્થાત્ કબ્રમાં દફન કરી દેવામાં આવે છે તો) તેની પાસે અલ્લાહ જલ્લ શાનુહૂના બે ફરિશ્તા આવે છે. તેઓ તેને બેસાડે છે. પછી તેને પૂછે છે કે, 'તારો પરવરદિગાર કોણ છે ?' તે કહે છે કે, 'મારો રબ અલ્લાહ છે.'

પછી તેને પૂછે છે : 'તારો દીન શું છે ?' તે કહે છે કે, 'મારો દીન ઈસ્લામ છે.' પછી પૂછે છે કે, 'આ માણસ જે તમારી અંદર (નબી તરીકે) મોકલવામાં આવ્યા હતા (અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમના વિશે તારો શું ખ્યાલ છે ?' તે કહે છે કે, 'તેઓ અલ્લાહ તઆલાના સાચા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે.' તે ફરિશ્તા કહે છે કે, 'તમને એ વાત કોણે બતાવી (એટલે કે તેમના રસૂલ હોવાની જાણ કઈ રીતે થઈ ?)'

તે કહે છે કે, 'મેં અલ્લાહ તઆલાની કિતાબ પઢી (તેણે મને બતાવ્યું કે તેઓ અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે) તો હું ઈમાન લાવ્યો અને મેં તેમને સાચા માન્યા.' (હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે) 'મો'મિન બંદાનો એ જ જવાબ છે જેના વિશે કુરઆને મજીદમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે : **યુષબ્બિતુલ્લાહુલ્લઝી–ન આમનૂ......**(અંત સુધી) અર્થ : અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને સાચી–પાક્કી વાત (અર્થાત્ સહીહ અકીદા–માન્યતા તથા સહીહ જવાબ)ની બરકતથી દુનિયામાં અને આખિરત (પરલોક)માં સાબિતકદમ રાખશે.'

એટલે તેઓ ગુમરાહી–ભટકવાથી સુરક્ષિત રહેશે અને તેના પરિણામે થનાર અઝાબથી તેમને સુરક્ષિત રાખવામાં આવશે !

એ પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : (મો'મિન બંદો ફરિશ્તાઓના ઉપરોક્ત પ્રશ્નોના જવાબ જ્યારે ઠીક ઠીક આપી દે છે) તો એક પુકારનાર આસમાનથી પુકારે છે (એટલે અલ્લાહ તઆલા તરફથી એ'લાન કરાવવામાં આવે છે) કે મારા બંદાએ ઠીક વાત કહી અને ઠીક ઠીક જવાબ આપ્યા, માટે તેના માટે જન્નતનું પાથરણું પાથરો અને તેને જન્નતનો પોશાક પહેરાવો અને જન્નતની તરફ તેના માટે એક દરવાજો ખોલી દો !

તે મુજબ દરવાજો ખોલી દેવામાં આવે છે અને તેમાંથી જન્નતની ઠંડી હવાઓ તથા ખુશબુ આવતી રહે છે અને જન્નતમાં તેના માટે નજર પહોંચે ત્યાં સુધી ફરાગત કરી દેવામાં આવે છે (અર્થાત્ પડદા એ રીતે ઉઠાવી દેવામાં આવે છે કે જ્યાં સુધી તેની નજર જાય, તે જન્નતની બહારો–વસંતો અને તેનાં દશ્યોથી લઝ્ઝત તથા આનંદ મેળવતો રહે !'

(આ હાલત તો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મરનારા સાચા ઈમાનીઓની વર્ણવી.) તે પછી ઈમાન ન લાવનાર (કાફિર)ની મોતનો ઉલ્લેખ કરી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, (મૃત્યુ પછી) તેની રૂહ (આત્મા)ને તેના શરીરમાં પાછી ફેરવાય છે અને તેની પાસે પણ બે ફરિશ્તા આવે છે. તેઓ તેને બેસાડીને તેને પણ પૂછે છે કે, 'તારો પરવરદિગાર કોણ છે ?' તે (માલિકને ન ઓળખનાર) કહે છે : 'હાય હાય ! હું કશું નથી જાણતો.' પછી ફરિશ્તા તેને પૂછે છે કે, 'તારો દીન શું હતો ?' તે કહે છે, 'હાય હાય ! હું કંઈ નથી જાણતો.' પછી ફરિશ્તા તેને કહે છે કે, 'આ માનવી જે તમારી અંદર (નબી તરીકે) મોકલવામાં આવ્યા હતા; તેમના વિશે તારો શું ખ્યાલ હતો ?' તે ફરી પણ એ જ કહે છે, હાય હાય ! હું કશું જ નથી જાણતો.'

(આ સવાલ–જવાબ પછી) આસમાનેથી એક પુકારનાર અલ્લાહ તઆલાના તરફથી પુકારે છે કે, 'તેણે જૂઠ કહ્યું.' (અર્થાત્ તેણે ફરિશ્તાઓના પ્રશ્નોના જવાબમાં પોતાનું સંપૂર્ણ બેખબર અને બેગુનાહ હોવાનું જે જાહેર

કર્યું, તે તેણે જૂઠ કહ્યું. (કારણ કે હકીકતમાં તે અલ્લાહ તઆલાની તૌહીદ (એક હોવા)નો, તેના દીને ઈસ્લામનો તથા તેના રસૂલે બરહક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈનકારી હતો).

તો અલ્લાહ તઆલાના તરફથી પુકારનાર પુકારશે કે, તેના માટે દોઝખનું પાથરણું પાથરી દો અને તેને દોઝખનો પોશાક પહેરાવી દો અને તેના માટે દોઝખનો એક દરવાજો ખોલી દો ! (તે પ્રમાણે એ બધું કરી દેવામાં આવશે.) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, (દોઝખના એ દરવાજેથી) તેને બરાબર દોઝખની ગરમી અને દોઝખની લપેટો તથા દઝાડતી ઝુલસાવતી હવાઓ તેની પાસે આવતી રહેશે....!

અને તેની કબર તેના પર ખૂબ તંગ કરી દેવામાં આવશે, જેના કારણે (એટલી ભીંસ વધશે કે) તેની છાતીની પાંસળીઓ એક બીજીમાં ઘૂસી જશે. પછી તેને અઝાબ દેવાના માટે એક એવો ફરિશ્તો મુસલ્લત–નિયુક્ત કરવામાં આવશે, જે ન કંઈ સાંભળશે, ન જોશે. તેની પાસે લોખંડની એવી મોગરી હશે કે જો તેને કોઈ પહાડ પર મારવામાં આવે, તો તે પણ માટીનો ઢગલો થઈ જાય. તે ફરિશ્તો તે મોગરીથી તેને એવો મારશે જેનાથી તે એવી રાડ (બૂમ) પાડશે – જેને જિન્ન અને માનવીના સિવાય–તે સઘળી ચીજો સાંભળશે જે પૂર્વ અને પશ્ચિમની વચ્ચે છે. એ મારથી તે માટી થઈ જશે. તે પછી તેમાં ફરીથી રૂહ નાખવામાં આવશે !' *(મુસ્નદે અહમદ, અબૂ દાવૂદ શરીફ)*

(૪૨) عَنْ أَنَسٍ رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ الْعَبْدَ اِذَا وُضِعَ فِيْ قَبْرِهٖ وَتَوَلّٰى عَنْهُ اَصْحَابُهٗ اِنَّهٗ لَيَسْمَعُ قَرْعَ نِعَالِهِمْ اَتَاهُ مَلَكَانِ فَيُقْعِدَانِهٖ فَيَقُوْلَانِ مَا كُنْتَ تَقُوْلُ فِيْ هٰذَا الرَّجُلِ لِمُحَمَّدٍ فَاَمَّا الْمُؤْمِنُ فَيَقُوْلُ اَشْهَدُ اَنَّهٗ عَبْدُ اللهِ وَرَسُوْلُهٗ ، فَيُقَالُ لَهٗ اُنْظُرْ اِلٰى مَقْعَدِكَ مِنَ النَّارِ قَدْ اَبْدَلَكَ اللهُ بِهٖ مَقْعَدًا مِنَ الْجَنَّةِ فَيَرَاهُمَا جَمِيْعاً وَاَمَّا الْمُنَافِقُ وَالْكَافِرُ فَيُقَالُ لَهٗ مَا كُنْتَ تَقُوْلُ فِيْ هٰذَا الرَّجُلِ فَيَقُوْلُ لَا اَدْرِيْ كُنْتُ أَقُوْلُ مَا يَقُوْلُ

النَّاسُ فَيُقَالُ لَهُ مَادَرَيْتَ وَلَا تَلَيْتَ وَيُضْرَبُ بِمَطَارِقَ مِنْ حَدِيْدٍ ضَرْبَةً فَيَصِيحُ صَيْحَةً يَسْمَعُهَا مَنْ يَلِيْهِ غَيْرُ الثَّقَلَيْنِ. (رواه البخاری ومسلم واللفظ للبخاری)

(૭૨) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, (મરવા પછી) બંદાને જ્યારે તેની કબરમાં મૂકી દેવામાં આવે છે અને તેના સાથી (અર્થાત્ તેના જનાઝહની સાથે આવનારા) પાછા ફરવા લાગે છે (અને હજી તેઓ એટલા નજીક હોય છે કે) તેમનાં પગરખાંનો અવાજ તે સાંભળી રહ્યો હોય છે, ત્યારે જ તેની પાસે બે ફરિશ્તા આવીને તેને બેસાડે છે અને પૂછે છે કે, 'તું એમના વિશે શું કહેતો હતો ?' – તેમનો એ પ્રશ્ન હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વિશે હોય છે !

હવે જે સાચો મો'મિન હોય છે તે કહે છે કે (હું ગવાહી દેતો રહ્યો છું અને હમણાં પણ) હું ગવાહી આપું છું કે, 'તેઓ અલ્લાહ તઆલાના બંદા અને તેના રસૂલે બરહક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે.' (આ ઉત્તર સાંભળીને) ફરિશ્તા તેને કહે છે કે, ('ઈમાન ન લાવવાની સૂરતમાં) દોઝખમાં તમારી જે જગ્યા થનાર હતી, જરા તેને જોઈ લો ! હવે અલ્લાહ તઆલાએ તેના બદલે તમારા માટે જન્નતમાં એક જગ્યા અતા ફરમાવી છે, (અને તે આ છે) તેને પણ જોઈ લો ! (દોઝખ અને જન્નતના બન્ને રહેઠાણ તેની સામે કરી દેવામાં આવશે) જેમ કે તે, બન્નેને એક સાથે જોશે.

અને જે મુનાફિક અને કાફિર હોય છે, તો એ જ રીતે (મરવા પછી) તેને પણ (હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વિશે) પૂછવામાં આવે છે કે એમના વિશે તું શું કહેતો હતો ?' તો તે મુનાફિક અને કાફિર કહે છે કે, 'હું તેમના વિશે પોતે તો કાંઈ જાણતો નથી, અન્ય લોકો જે કહ્યા કરતા હતા તે જ હું પણ કહેતો હતો.' (તેના એ ઉત્તર પર) તેને કહેવામાં આવશે કે, 'તેં ન તો પોતે જાણ્યા અને ન (જાણીને ઈમાન લાવનારાઓની) તેં પેરવી કરી' અને લોખંડના ગુર્ઝો–હથોડાથી તેને મારવામાં આવશે,

જેનાથી તે એ રીતે બરાડશે કે–જિન્ન તથા માનવીના સિવાય–તેની આજુબાજુની પ્રત્યેક ચીજ તેનું બરાડવું સાંભળશે !'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** પ્રથમ હદીષથી જણાયું હતું કે મરનારને ફરિશ્તા ત્રણ પ્રશ્નો કરે છે અને આ બીજી હદીષમાં ફક્ત એક જ સવાલનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મૂળ વાત આ છે કે એ સવાલ જો કે બાકીના બન્નેય સવાલો ઉપર પણ હાવી (સમાવિષ્ટ) છે અને એના જવાબથી તે બન્નેય પ્રશ્નોના ઉત્તર પણ માલૂમ થઈ જાય છે; તેથી કેટલીક હદીષોમાં ફકત એ જ એક પ્રશ્નનો ઉલ્લેખ કરાયો છે. કુરઆન–હદીષની વર્ણનશૈલી આ જ છે કે, એક બનાવને ક્યારેક સંપૂર્ણ, તો ક્યારેક ફક્ત તેના કેટલાક અંશને જ વર્ણવી દેવામાં આવે છે !

આ ઉસૂલી–બુનિયાદી વાતનો પૂર્વે પણ ઉલ્લેખ કરાયો છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીષો લેખિત નિબંધો નથી; બલકે સામાન્યતઃ મજલિસી ઈરશાદો કે બેઠકીય બોધવચનો છે; અને કોઈ શિક્ષક અને કેળવણીકાર કે મુઅલ્લિમ અને મુરબ્બીના મજલિસી ઈરશાદોમાં આમ થવું કે, કયારેક એક વાતને સંપૂર્ણ વિગતથી વર્ણવવામાં આવે અને કયારેક અમુક જ અંશનો ઉલ્લેખ કરાય, એ તદ્દન ખરી તથા ફિતરી કે પ્રકૃતિગત વાત છે.

હદીષોમાં કબરનો ઉલ્લેખ ફક્ત એ માટે કરાયો છે કે ત્યાં (અરબમાં) મુરદાઓને કબ્રોમાં જ દફન કરવાનો આમ રિવાજ હતો અને લોકો ફક્ત એ જ તરીકાને જાણતા હતા, નહિતર અલ્લાહ તઆલાના ફરિશ્તાઓના તરફથી એ સવાલ–જવાબ દરેક મરનારને થાય છે; ચાહે તેનું શરીર કબરમાં દફન કરાય, ચાહે નદીમાં વહાવી દેવાય, ચાહે આગમાં બાળવામાં આવે કે માનવભક્ષી પ્રાણીઓનાં પેટમાં પહોંચી જાય !

અને ઉપર બતાવવામાં આવ્યું છે, એ સઘળું પ્રત્યક્ષ કે સીધું અને મૂળ રીતે રૂહ–આત્માની સાથે થાય છે, અને શરીર ભલે કયાંય હોય અને ગમે

તે હાલમાં હોય; તે પરોક્ષ કે વાયા થઈને પ્રભાવિત થાય છે અને ખ્વાબ–સ્વપ્નની મિસાલ તેને સમજવા માટે કાફી છે !

સ્વપ્નની મિસાલથી એ શંકાનો પણ જવાબ મળી જાય છે કે, ક્યારેક એવું બને છે કે કોઈ મદડું બે–ચાર દિવસ સુધી આપણી સામે પડી રહે છે અને એ સવાલ–જવાબનો અવાજ તેની લાશથી કોઈ નથી સાંભળતું અને ન લાશ પર અઝાબ કે સવાબની કશી અસર જણાય છે ! તે એવું જ છે જેમ કે સ્વપ્નમાં એક આદમી પર સઘળું કંઈ વીતે છે, તે વાતચીત કરે છે, ખાય–પીએ છે; પરંતુ તેની પાસેવાળાઓને કંઈ પણ નથી દેખાતું !

જો આ મૂર્ખાઈભરી શંકા કરાય કે, કબરમાં જવા માટે કોઈ રસ્તો તથા નાનામાં નાનું રોશનદાન પણ નથી હોતું, તો ફરિશ્તા તેમાં જતા શી રીતે હશે ? તો ફરિશ્તા કંઈ આપણી જેમ હાડચામના બનેલ નથી. આપણી દૃષ્ટિ કે નજર અથવા સૂર્યનાં કિરણો જે રીતે કાચમાંથી આરપાર નીકળી જાય છે, એ જ રીતે ફરિશ્તા નૂરાની પ્રકાશની મખ્લૂક હોઇ, અલ્લાહ તઆલાએ આપેલ નૂરાનિય્યતથી પથ્થરોમાંથી પણ આરપાર નીકળી જાય છે. તેમને ક્યાંય જવા માટે દરવાજો કે બારીની ક્યાં આવશ્યક્તા છે ? અલ્લાહ તઆલા શાનુહૂ એવી વિવશતાઓથી પાક તથા ઉચ્ચ છે !

(٧٣) عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اَحَدَكُمْ اِذَا مَاتَ عُرِضَ عَلَيْهِ مَقْعَدُهٗ بِالْغَدَاةِ وَالْعَشِيِّ اِنْ كَانَ مِنْ اَهْلِ الْجَنَّةِ فَمِنْ اَهْلِ الْجَنَّةِ وَاِنْ كَانَ مِنْ اَهْلِ النَّارِ فَمِنْ اَهْلِ النَّارِ فَيُقَالُ هٰذَا مَقْعَدُكَ حَتّٰى يَبْعَثَكَ اللهُ اِلَيْهِ يَوْمَ الْقِيٰمَةِ. (رواه البخاری ومسلم)

(૭૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : તમારામાંથી જ્યારે કોઈ મૃત્યુ પામે છે તો રોજ સવાર–સાંજ તેની સામે તેનું રહેઠાણ પેશ કરવામાં આવે છે. જો તે

જન્નતીઓમાંથી હોય છે તો જન્નતીઓના સ્થાનમાંથી અને જો મરનાર દોઝખીઓમાંથી હોય છે તો દોઝખીઓનાં સ્થાનોમાંથી (બન્નેને તેમનું રહેઠાણ સામે કરીને) કહેવામાં આવે છે : આ છે તારું કાયમી ઠેકાણું (અને એ ત્યારે થશે) જ્યારે અલ્લાહ તઆલા તને પોતાની તરફ કિયામતના દિવસે ઉઠાવશે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** કબ્રમાં દરરોજ સવાર–સાંજ જન્નતીઓને પોતાનું સ્થાન જોઈને જે અસામાન્ય લઝ્ઝત તથા આનંદ પ્રાપ્ત થતો રહેશે અને દોઝખીઓને પોતાનું રહેઠાણ જોઈને રોજ સવાર–સાંજ જે દુ:ખ અને ગમ વધારે થયા કરશે; આ દુનિયામાં તેનો કિયાસ કોઈ નથી કાઢી શકતું. અલ્લાહ કરીમ પોતાના ફઝલ અને કૃપાથી (આપણ સૌને) જન્નતીઓમાં શામિલ ફરમાવે (આમીન, યા રબ્બલ્ આલમીન !).

(૭૪) عَنْ عُثْمَانَ رَضِيَ اللهُ عَنْهُ اَنَّهُ كَانَ اِذَا وَقَفَ عَلٰى قَبْرٍ بَكٰى حَتّٰى يَبُلَّ لِحْيَتَهُ فَقِيْلَ لَهُ تَذْكُرُ الْجَنَّةَ وَالنَّارَ فَلَا تَبْكِيْ وَتَبْكِيْ مِنْ هٰذَا؟ فَقَالَ: اِنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اِنَّ الْقَبْرَ اَوَّلُ مَنْزِلٍ مِنْ مَنَازِلِ الْاٰخِرَةِ فَاِنْ نَجَا مِنْهُ فَمَا بَعْدَهُ اَيْسَرُ مِنْهُ وَاِنْ لَمْ يَنْجُ مِنْهُ فَمَا بَعْدَهُ اَشَدُّ مِنْهُ ـ قَالَ وَ قَالَ: رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَا رَأَيْتُ مَنْظَرًا قَطُّ اِلَّا وَالْقَبْرُ اَفْظَعُ مِنْهُ. (رواه الترمذي وابن ماجه)

(૭૪) તરજુમો : હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે (કે તેમનો એ હાલ થતો) કે, જ્યારે તેઓ કોઈ કબરની પાસે ઊભા થતા તો ખૂબ રડતા, ત્યાં સુધી કે તેમની દાઢી (મુબારક) આંસુઓથી ભીંજાય જતી. તેમને પૂછવામાં આવ્યું (એ શી વાત છે ?) કે આપ જન્નત અને દોઝખને યાદ કરો છો, ત્યારે (એટલા) નથી રડતા અને કબરના કારણથી આટલા રડો છો ! આપ (રદિયલ્લાહુ અન્હૂ)એ જવાબ દીધો કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે, કબર

આખિરતની મંઝિલ–પડાવોમાંથી પ્રથમ મંઝિલ છે, તો જે બંદો એનાથી નજાત–મુક્તિ પામી ગયો, તો આગળની મંઝિલો તેનાથી વધારે આસાન છે અને જો કબરની મંઝિલથી મુક્તિ ન પામી શકયો, તો એ પછીની મંઝિલો એનાથી પણ વધુ સંગીન અને કઠણ છે.'

તદુપરાંત, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ પણ ફરમાવતા હતા કે, 'નથી જોયું મેં કોઈ દશ્ય, પરંતુ એ કે કબરનું દશ્ય તેનાથી વધારે બિહામણું અને કઠણ છે.' *(તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ)*

**ખુલાસો** : મતલબ એ છે કે જ્યારે કોઈ કબર પાસેથી હું પસાર થાઉં છું ત્યારે કબરના વિશે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદો મને યાદ આવી જાય છે અને ચિંતા તથા રંજમાં સપડાવીને મને રડાવે છે !

(٧٥) عَنْ عُثْمَانَ رَضِىَ اللهُ عَنْهُ قَالَ كَانَ النَّبِىُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا فَرَغَ مِنْ دَفْنِ الْمَيِّتِ وَقَفَ عَلَيْهِ فَقَالَ اِسْتَغْفِرُوْا لِاَخِيْكُمْ ثُمَّ سَلُوْا لَهُ بِالتَّثْبِيْتِ فَاِنَّهُ الْاٰنَ يُسْأَلُ. (رواه ابوداود)

(૭૫) તરજુમો : હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હૂ)થી જ રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રીત હતી કે જ્યારે મય્યિતના દફનથી ફારિગ થઈ જતા તો કબરની પાસે ઊભા થઈને ફરમાવતા કે : 'પોતાના આ ભાઈના માટે અલ્લાહ તઆલાથી માફીની દુઆ કરો અને એ પણ માંગો કે અલ્લાહ તઆલા તેને સવાલોના જવાબમાં સાબિત–કદમ રાખે, કારણ કે અત્યારે તેની પૂછતાછ થશે !' *(અબૂ દાવૂદ શરીફ)*

(٧٦) عَنْ جَابِرٍ قَالَ خَرَجْنَا مَعَ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِلٰى سَعْدِ بْنِ مُعَاذٍ حِيْنَ تُوُفِّىَ فَلَمَّا صَلّٰى عَلَيْهِ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَوُضِعَ فِىْ قَبْرِهٖ وَسُوِّىَ عَلَيْهِ سَبَّحَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَسَبَّحْنَا

طَوِيۡلاً ثُمَّ كَبَّرَ فَكَبَّرۡنَا فَقِيۡلَ يَارَسُوۡلَ اللهِ لِمَ سَبَّحۡتَ، ثُمَّ كَبَّرۡتَ فَقَالَ: لَقَدۡ تَضَايَقَ عَلٰى هٰذَا الۡعَبۡدِ الصَّالِحِ قَبۡرُهٗ حَتّٰى فَرَّجَهُ اللهُ عَنۡهُ. (رواه احمد)

(૭૬) તરજુમો : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, જ્યારે (મશહૂર અન્સારી સહાબી) હઝરત સઅદ બિન મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ની વફાત થઈ તો અમે લોકો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે તેમના જનાઝહ પર ગયા. પછી જ્યારે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જનાઝહની નમાઝ પઢાવી અને તેમને કબરમાં ઉતારીને જ્યારે કબર બરાબર કરી દેવામાં આવી, તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ ! કહ્યું. (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોઈને આપની પેરવીમાં) અમે પણ મોડે સુધી સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ ! કહેતા રહ્યા. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહુ અકબર ! અલ્લાહુ અકબર ! કહેવાનું શરૂ કર્યું, તો અમે પણ આપની પેરવીમાં અલ્લાહુ અકબર ! અલ્લાહુ અકબર ! કહેવા લાગ્યા.

ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછવામાં આવ્યું કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અત્યારે આપની આ તસ્બીહ અને તકબીરનું શું ખાસ કારણ હતું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'અલ્લાહ તઆલાના એ નેક બંદા પર તેની કબર તંગ થઈ ગઈ હતી (જેનાથી તેને તકલીફ હતી). ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ તંગીની એ કેફિયતને દૂર કરીને કુશાદગી–વિશાળતા પેદા ફરમાવી દીધી અને તેની તકલીફને દૂર કરી દીધી !' *(મુસ્નદે અહમદ)*

**ખુલાસો** : આ હઝરત સઅદ બિન મુઆઝ અન્સારી (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વિખ્યાત અને મુમતાઝ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)માંથી હતા. બદ્રના

ગઝવહમાં શિર્કતની ફઝીલત (બહુમાન) અને સદ્ભાગ્ય પણ તેમને પ્રાપ્ત હતું. સન પાંચ (૫) હિજરીમાં તેમની વફાત થઈ. એક અન્ય હદીષમાં છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના વિશે ફરમાવ્યું કે, સિત્તેર હજાર ફરિશ્તાઓએ તેમના જનાઝહમાં શિર્કત કરી અને આસમાનના દરવાજા તેમના માટે ખોલવામાં આવ્યા, તે છતાં કબરની સંકડાશની તકલીફથી તેમને પણ વાસ્તો પડયો (ભલે, તરત જ તે હટાવી લેવામાં આવી).

એ બનાવમાં આપણા જેવાઓના માટે ભારે ચેતવણી અને મહાન સબક છે. હે અલ્લાહ રબ્બુલ આલમીન ! અમારા પર રહમ ફરમાવજે ! હે અહ્કમુલ્ હાકિમીન ! અમારું એથી રક્ષણ ફરમાવજે, આમીન !

(۷۷) عَنْ اَسْمَاءَ بِنْتِ اَبِىْ بَكْرٍ قَالَتْ: قَامَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ خَطِيْبًا فَذَكَرَ فِتْنَةَ الْقَبْرِ الَّتِىْ يُفْتَنُ فِيْهَا الْمَرْءُ فَلَمَّا ذَكَرَ ذَالِكَ ضَجَّ الْمُسْلِمُوْنَ ضَجَّةً. (رواه البخاری)

(૭૭) તરજુમો : હઝરત અસ્મા બિન્તે અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે એક દિવસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખુત્બો દીધો–બયાન ફરમાવ્યું અને તેમાં એ આઝમાઈશનો ઉલ્લેખ ફરમાવ્યો, જેમાં મરનાર સપડાય છે, તો જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેનું વર્ણન ફરમાવ્યું તો સઘળા મુસલમાન ડર અને દહેશતથી ચિલ્લાઈ ઊઠયા અને એક કોહરામ મચી ગયો !' *(બુખારી શરીફ)*

(۷۸) عَنْ زَيْدِ بْنِ ثَابِتٍ قَالَ: بَيْنَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِىْ حَائِطٍ لِبَنِى النَّجَّارِ عَلٰى بَغْلَةٍ لَهٗ وَنَحْنُ مَعَهٗ اِذْ حَادَتْ بِهٖ فَكَادَتْ تُلْقِيْهِ وَاِذَا اَقْبُرٌ سِتَّةٌ اَوْ خَمْسَةٌ فَقَالَ مَنْ يَعْرِفُ اَصْحَابَ هٰذِهِ الْاَقْبُرِ؟ قَالَ رَجُلٌ: اَنَا، قَالَ: فَمَتٰى مَاتُوْا؟ قَالَ: فِى الشِّرْكِ، فَقَالَ: اِنَّ هٰذِهِ الْاُمَّةَ تُبْتَلٰى فِىْ قُبُوْرِهَا فَلَوْلَا اَنْ

لَاتَدَافَنُوْا لَدَعَوْتُ اللهَ اَنْ يُسْمِعَكُمْ مِنْ عَذَابِ الْقَبْرِ الَّذِىْ اَسْمَعُ مِنْهُ ثُمَّ اَقْبَلَ عَلَيْنَا بِوَجْهِهٖ فَقَالَ تَعَوَّذُوْا بِاللهِ مِنْ عَذَابِ النَّارِ قَالُوْا: نَعُوْذُ بِاللهِ مِنْ عَذَابِ النَّارِ ، قَالَ: تَعَوَّذُوْا بِاللهِ مِنْ عَذَابِ الْقَبْرِ ، قَالُوْا: نَعُوْذُ بِاللهِ مِنْ عَذَابِ الْقَبْرِ ، قَالَ: تَعَوَّذُوْا بِاللهِ مِنَ الْفِتَنِ مَاظَهَرَ مِنْهَا وَمَابَطَنَ قَالَ نَعُوْذُ بِاللهِ مِنَ الْفِتَنِ مَاظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ، قَالَ: تَعَوَّذُوْا بِاللهِ مِنْ فِتْنَةِ الدَّجَّالِ، قَالُوْا: نَعُوْذُ بِاللهِ مِنْ فِتْنَةِ الدَّجَّالِ. (رواه مسلم)

(૭૮) તરજુમો : હઝરત ઝૈદ બિન ષાબિત અન્સારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એકવાર જ્યારે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ખચ્ચરી પર સવાર થઈને બની નજ્જાર કબીલાના એક બાગમાંથી પસાર થઈ રહ્યા હતા. તો એકાએક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખચ્ચરી રસ્તાથી હટી અને વાંકી થઈ ગઈ (અને તેની હાલત એવી થઈ ગઈ) કે નજીક હતું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નીચે પાડી નાખે. અચાનક નજર પડી તો જોયું કે ત્યાં પાંચ કે છ કબરો છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘આ કબરોના મુરદાઓથી કોણ વાકિફ છે ?’ સાથીઓમાંથી એક માણસે કહ્યું કે, ‘હું જાણું છું !’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘એ લોકો કયા સમયમાં મર્યા હતા ?’ તે માણસે અરજ કરી : ‘શિર્કના યુગમાં’. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘એ લોકો પોતાની કબ્રોમાં અઝાબમાં સપડાયેલા છે. જો આ ડર ન હોત કે તમે મુરદાઓને દફન કરવાનું છોડી દેશો, તો હું અલ્લાહ તઆલાથી દુઆ કરત કે કબરના અઝાબમાંથી જે કંઈ હું સાંભળી રહ્યો છું તેમાંથી કંઈક તમને પણ તે સંભળાવી દે !’

આમ ફરમાવ્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

અમને સંબોધી ફરમાવ્યું : 'દોઝખના અઝાબથી અલ્લાહ તઆલાની પનાહ માંગો !' સૌની ઝબાનથી નીકળ્યું : 'અમે દોઝખના અઝાબથી અલ્લાહ તઆલાની પનાહ માંગીએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કબરના અઝાબથી અલ્લાહ તઆલાની પનાહ માંગો !' સૌએ કહ્યું : 'અમે કબરના અઝાબથી અલ્લાહ તઆલાની પનાહ કે શરણ માંગીએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : દરેક પ્રકારના ફિત્નાઓથી અલ્લાહ તઆલાની પનાહ ચાહો, જાહેરી–બાહ્ય ફિત્નાઓથી પણ અને બાતિની–આંતરિક ફિત્નાઓથી પણ !' સૌએ કહ્યું : 'અમે સૌ જાહેરી તથા બાતિની ફિત્નાઓથી અલ્લાહ જલ્લ શાનુહૂની પનાહ ચાહીએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, દજ્જાલના (સૌથી ભયંકર) ફિત્નાથી અલ્લાહ તઆલાની પનાહ ચાહો !' સૌએ કહ્યું : 'અમે દજ્જાલી ફિત્નાથી અલ્લાહ તઆલાની પનાહ માંગીએ છીએ !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : અલ્લાહ તઆલાએ બરઝખ (કબર)ના અઝાબને જિન્નાત તથા માનવોથી છૂપો રાખ્યો છે, તેમને તેની તદ્દન ખબર નથી પડતી, પરંતુ તેમના સિવાયની અન્ય મખ્લૂકોને તેની જાણ તથા કંઈક અનુભૂતિ થાય છે. આ હદીષથી જાણ થઈ કે બની નજ્જારના એ બાગમાં જે લોકોની થોડીક કબ્રો હતી, તેમના પર જે અઝાબ થઈ રહ્યો હતો, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથીઓને જો કે તેનો એહસાસ ન થયો; પરંતુ જે ખચ્ચરી પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સવાર હતા, તેને તેની અનુભૂતિ થઈ તથા તેના પર તેની અસર થઈ, તેની હિકમત સ્પષ્ટ છે, મરનારાઓ પર મર્યા પછી જે કંઈ વીતે છે, જો આપણે બધાં પણ તેને જોઈ અથવા સાંભળી લેત તો 'ઈમાન બિલ્ ગૈબ' ન રહેત અને આ દુનિયાની વ્યવસ્થા પણ ભાંગી પડત !

જ્યારે આપણી સામે આપણો કોઈ સ્નેહી સખત તકલીફ તથા મુસીબતમાં સપડાયો હોય ત્યારે આપણાંથી કોઈ કામ નથી થઈ શકતું. જો ક્યાંક કબ્રોનો અઝાબ આપણી સામે ખૂલી જાત તો કોઈ અન્ય કામની શી

વાત ? જનેતાઓ બાળકોને દૂધ પણ ન પાઈ શકત ! આ હદીષથી એ પણ જણાયું કે તે કબરવાળાઓ પર જે અઝાબ થઈ રહ્યો હતો અને તેના કારણે કબ્રોમાં જે રડારોળ થઈ રહી હતી, જેને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથેના સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હૂ) બિલકુલ ન સાંભળી રહ્યા હતા, તેને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે સાંભળી રહ્યા હતા.

એ એવું જ હતું જેમ કે વહી (ખુદાઈ સંદેશ)નો ફરિશ્તો જ્યારે વહી લઈને આવતો હતો, તો ઘણી વાર સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) પણ ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે રહેતા હતા, પરંતુ આવનાર ફરિશ્તાને તેમની આંખો સામાન્ય રીતે જોઈ શકતી ન હતી, ન તેઓ તેના અવાજને સાંભળતા હતા; જ્યારે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને જોતા અને તેના અવાજને સાંભળતા હતા. કશ્ફવાળા તો એને ખૂબ આસાનીથી સમજી શકે છે, પરંતુ આપણા જેવા સામાન્યજન પણ તેને સ્વપ્નની મિસાલથી જ કંઈક સમજી શકે છે.*

* નોંધ : અલ્લાહ તબારક વ તઆલાની આમ–સામાન્ય સુન્નત અને આદત એ જ છે કે, બરઝખના બનાવોને જિન્નાત તથા માનવોથી સંપૂર્ણ રીતે છુપાવીને રાખવામાં આવે છે. ન આપણે તેને જોઈ શકીએ છીએ અને ન સાંભળી શકીએ છીએ, પરંતુ એ વાત તેનાથી વિરુદ્ધ નથી કે અલ્લાહ તઆલા મુઅ્જિઝા રૂપે (સામાન્ય નિયમોની ઉપરવટ જઈને) કોઈ મરનારના કબ્રના અઝાબ કે સવાબની કોઈ આંશિક કેફિયત કોઈ હિકમત અને મસ્લિહતની બુનિયાદ પર પોતાના કોઈ બંદાને બતાવી દે.

શૈખ ઈબ્ને કય્યિમ (રહ્મતુલ્લાહિ અલયહ)એ 'કિતાબુર્રૂહ'માં લગભગ પાંચ–છ પેજમાં એ પ્રકારના ઘણાં બોધપ્રદ બનાવો નોંધીને આગળ લખ્યું છે : ''(અર્થ) આ બનાવો જે મેં અત્રે નોંધ્યા છે, એવા જ અન્ય અગણિત બનાવો છે, જેની આ કિતાબમાં ગુંજાઈશ નથી. એ સૌ એ જ પ્રકારના છે, જેમાં અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાઓને કબ્રના અઝાબ યા સવાબને જાગૃત અવસ્થામાં દેખાડી દે છે.''

રહ્યા ખ્વાબમાં જોવાતા બનાવો, તે તો એટલા છે કે જો તેમને લખવામાં આવે તો કેટલીયે કિતાબો તૈયાર થઈ જાય, પરંતુ નાસ્તિક તથા બેદીન પ્રકારના લોકોનો હાલ આ જ છે કે, જે હકીકતો–તથ્યોથી તેઓ અજાણ અને જેમના જ્ઞાન અને ઓળખ (ઈલ્મ અને ઈરફાન)થી તેઓ અભાગી છે, તેમને જુઠાડે તથા નકારે છે !' *(કિતાબુર્રૂહ, પેજ નંબર : ૧૧૨)*

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ને અલ્લાહ તઆલાથી શરણ (પનાહ) માંગવા તરફ લક્ષ અપાવ્યું, તેમાં એની હિદાયત–સૂચના છે કે ઈમાનીઓને જોઈએ કે તેઓ કબ્રના અઝાબને જોવા–જાણવાની ચિંતાના બદલે તેનાથી બચવાની ફિકર કરે અને તેનાથી તથા પ્રત્યેક પ્રકારના અઝાબ અને ફિત્નાથી બચાવનાર બસ અલ્લાહ તઆલા જ છે, માટે તેનાથી બરાબર પનાહ માંગતા રહે. દોઝખના અઝાબથી, કબરના અઝાબથી, ઝાહિરી–બાતિની સર્વે ફિત્નાઓથી, સવિશેષ દજ્જાલના મહા ભયંકર ફિત્નાથી અલ્લાહ તઆલાની પનાહ માંગતા રહે અને કુફ્ર–શિર્ક તથા સઘળા ગુનાહોથી બચવાની ચિંતા કરે, જે અઝાબે ઈલાહીને લાવનાર છે !

(હે રહમાનો–રહીમ ! ઉપરોક્ત સર્વે અઝાબો, ફિત્નાઓ તથા ગુનાહોથી અમને બચાવજે તથા બચાવનાર આ'માલ–કરણીઓ કરવાની અને તે માટેની દુઆની અમને તૌફીક આપજે, આમીન !)

## કિયામત :

(٧٩) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ:
بُعِثْتُ اَنَا وَالسَّاعَةُ كَهَاتَيْنِ. (رواه البخاري ومسلم)

(૭૯) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'હું અને કિયામત આ બે આંગળીઓની જેમ છીએ !'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : એટલે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કલિમ–એ–શહાદત (ગવાહી)ની આંગળી અને તેની સાથેની વચલી આંગળીને મિલાવીને ફરમાવ્યું કે, 'મારી બેઅ્ષત (નબી તરીકે મારું આગમન) અને કિયામતમાં એટલો કુર્બ–નિકટતા અને એકતા છે, જેટલી કે આ બે આંગળીઓમાં !' એથી બનતાં સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)નો મતલબ આ હતો કે, અલ્લાહ તઆલાએ આ દુનિયાના જેટલા દૌર–યુગ ઠરાવ્યા હતા તે સૌ સમાપ્ત થયા. હવે આ યુગ તેનો અંતિમ યુગ છે, જે મારી બેઅ્ષતથી શરૂ થઈને કિયામત પર પૂર્ણ થઈ જશે. વચ્ચે કોઈ નવો નબી ન આવશે, ન કોઈ નવી ઉમ્મત પેદા થશે, માટે કિયામતને ખૂબ દૂર સમજીને તેની તરફથી નચિંત અને બેપરવા બનવું ઉચિત નથી.

(٨٠) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَثَلُ هٰذِهِ الدُّنْيَا مَثَلُ ثَوْبٍ شُقَّ مِنْ اَوَّلِهٖ اِلٰى اٰخِرِهٖ فَبَقِيَ مُتَعَلِّقاً بِخَيْطٍ فِيْ اٰخِرِهٖ فَيُوْشَكُ ذَالِكَ الْخَيْطُ اَنْ يَّنْقَطِعَ. (رواه البيهقي في شعب الايمان)

(૮૦) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'આ દુનિયાનો દાખલો તે કપડાંની જેમ છે, જે શરૂથી અંત સુધી ફાડવામાં આવ્યો અને બસ, છેડા પર એક દોરાથી તે જોડાઈ કે અટકી રહ્યો હોય અને તે અંતિમ દોરો પણ બસ, નજીકમાં તૂટવાની તૈયારીમાં જ છે.'

*(શુઅ્બુલ્ ઈમાન લિલ્ બયહકી)*

**ખુલાસો** : આગલી હદીષની જેમ આ હદીષમાં પણ કિયામતનું નિકટ હોવું વર્ણવાયું છે. મકસદ કે હેતુ તેનો એ જ છે કે, કિયામતને અત્યંત દૂર સમજીને તેનાથી બેપરવાઈ ન રાખવામાં આવે, એટલે કે તેને અતિ નિકટ અને એકાએક પેશ આવનાર એક મહાન દુર્ઘટના યકીન કરીને હર ઘડી તેની ચિંતા રાખી તેના માટે તૈયારી કરવામાં આવે !

(٨١) عَنْ جَابِرٍ قَالَ: سَمِعْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: يَقُوْلُ قَبْلَ اَنْ يَّمُوْتَ بِشَهْرٍ تَسْأَلُوْنِّيْ عَنِ السَّاعَةِ وَاِنَّمَا عِلْمُهَا عِنْدَ اللّٰهِ وَاُقْسِمُ بِاللّٰهِ مَا عَلَى الْاَرْضِ مِنْ نَفْسٍ مَنْفُوْسَةٍ يَأْتِيْ عَلَيْهَا مِائَةُ سَنَةٍ وَهِيَ حَيَّةٌ يَوْمَئِذٍ. (رواه مسلم)

(૮૧) તરજુમો : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે

કે, મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ પોતાની વફાત શરીફથી એક માસ પહેલાં ફરમાવતા હતા કે, 'તમે લોકો મને કિયામત વિશે પૂછો છો, પણ તેના (નિશ્ચિત સમયની) જાણ તો બસ, અલ્લાહ તઆલાને જ છે અને હું અલ્લાહ તઆલાની કસમ ખાઈને કહી શકું છું કે ધરતી પર કોઈ શ્વાસ લેનાર એવો નથી કે તેની પર સો (૧૦૦) વર્ષ ગુજરે અને તે ત્યાં સુધી જીવતો બાકી રહે !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : કુર્આન–હદીષથી જણાય છે કે ઘણાં લોકો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કિયામતના સમય વિશે પૂછતા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હંમેશા જવાબમાં તે જ ફરમાવતા જે આ હદીષમાં ફરમાવ્યું, અર્થાત્ તેના નિશ્ચિત (કયા વર્ષે અને કયા માસની કઈ તારીખે આવશે તેના) સમયની જાણ અલ્લાહ તઆલાને જ છે. તેનો ઈલ્મ તેણે અન્ય કોઈને નથી આપ્યો.

એક વધારાની વાત (મૂળ પ્રશ્નથી) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી કે, 'અત્યારે જે લોકો ધરતી પર જીવંત છે, તે સૌ સો વર્ષની અંદર અંદર ખત્મ થઈ જશે !' મતલબ એ છે કે મોટી કિયામત (જગપ્રલય) જેમાં સર્વ જગતનો નાશ થશે, તેનો નિશ્ચિત સમય તો મને ખબર નથી. હા, અલ્લાહ તઆલાએ મને એની જાણ કરી છે કે, આ પેઢી અને આ યુગ ૧૦૦ વર્ષમાં સમાપ્ત થઈ જશે. અત્યારનું કોઈ ત્યારે જીવંત નહીં હોય !' માટે એમ સમજો કે તમારી કિયામત તો આ સદીની અંદર જ આવી જશે.

(٨٢) عَنْ أَنَسٍ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: لَا تَقُوْمُ السَّاعَةُ حَتّٰى لَا يُقَالَ فِى الْاَرْضِ اَللّٰهُ اَللّٰهُ ــــــ وَفِىْ رِوَايَةٍ لَا تَقُوْمُ السَّاعَةُ عَلٰى اَحَدٍ يَقُوْلُ اَللّٰهُ اَللّٰهُ. (رواه مسلم)

(૮૨) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : 'કિયામત ન

આવશે જ્યાં સુધી (એવો ખરાબ સમય ન આવી જાય કે) દુનિયામાં બિલકુલ અલ્લાહ અલ્લાહ ન કહેવામાં આવે.' અને આ જ હદીષને અમુક રાવીઓ આ રીતે નકલ કરે છે કે, 'કિયામત કાયમ ન થશે કોઈ એવા માણસ પર જે કહેતો હોય અલ્લાહ ! અલ્લાહ !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે કિયામત ત્યારે આવશે જ્યારે કે દુનિયા અલ્લાહ તઆલાની યાદથી અને તેને યાદ કરનારાઓથી તદ્દન જ ખાલી થઈ જશે અને અલ્લાહની બંદગી તથા તાબેદારી અને અલ્લાહ તઆલાની સાથે ઈબાદતના ખરા સંબંધનો દુનિયાથી સંપૂર્ણ સફાયો થઈ જશે. જ્યારે એવો સમય આવશે ત્યારે આ સર્વ જગતનો નાશ કરી દેવાશે. જાણે અલ્લાહ તઆલાનો ઝિક્ર તથા તેની સાથે બંદગીનો સહીહ તઅલ્લુક આ જગતની રૂહ–આત્મા અને તેની હયાતનું કારણ છે, જ્યારે તે બાકી નહીં રહે ત્યારે તેના સર્જક તથા સંચાલકના આદેશથી તોડી–ફોડીને તેનો નાશ કરી દેવાશે !

(۸۳) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَا تَقُوْمُ السَّاعَةُ إِلَّا عَلٰى شِرَارِ الْخَلْقِ. (رواه مسلم)

(૮૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'કિયામત કાયમ ન થશે, પરંતુ બદતરીન કે કનિષ્ઠતમ્ માનવીઓ પર.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ કે અલ્લાહ જલ્લ શાનુહૂથી સંબંધ રાખનારા સારા લોકો જ્યારે સૌ ખત્મ થઈ જશે અને આ દુનિયા જ્યારે ખરાબ માણસો અને અલ્લાહ તઆલાને ભૂલી જનારાઓની જ દુનિયા રહી જશે, ત્યારે અલ્લાહ તઆલાના હુકમથી કિયામત આવી જશે !

(۸۴) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: يَخْرُجُ الدَّجَّالُ فَيَمْكُثُ اَرْبَعِيْنَ لَا اَدْرِیْ اَرْبَعِيْنَ يَوْمًا اَوْشَهْرًا اَوْ عَامًا فَيَبْعَثُ اللّٰهُ عِيْسَى ابْنَ مَرْيَمَ كَاَنَّهُ عُرْوَةُ بْنُ مَسْعُوْدٍ فَيَطْلُبُهُ ثُمَّ يَمْكُثُ فِي النَّاسِ سَبْعَ سِنِيْنَ لَيْسَ بَيْنَ اِثْنَيْنِ عَدَاوَةٌ ثُمَّ يُرْسِلُ اللّٰهُ رِيْحًا بَارِدَةً مِنَ الشَّامِ فَلَا يَبْقٰى عَلٰى وَجْهِ الْاَرْضِ اَحَدٌ فِي قَلْبِهٖ مِثْقَالُ ذَرَّةٍ مِنْ خَيْرٍ اَوْ اِيْمَانٍ اِلَّا قَبَضَتْهُ حَتّٰى لَوْ اَنَّ اَحَدَكُمْ دَخَلَ فِيْ كَبِدِ جَبَلٍ لَدَخَلَتْهُ عَلَيْهِ حَتّٰى تَقْبِضَهُ قَالَ فَيَبْقٰى شِرَارُ النَّاسِ فِي خِفَّةِ الطَّيْرِ وَاَحْلَامِ السِّبَاعِ لَا يَعْرِفُوْنَ مَعْرُوْفًا وَلَا يُنْكِرُوْنَ مُنْكَرًا فَيَتَمَثَّلُ لَهُمُ الشَّيْطَانُ فَيَقُوْلُ اَلَا تَسْتَحْيُوْنَ فَيَقُوْلُوْنَ فَمَا تَأْمُرُنَا فَيَأْمُرُهُمْ بِعِبَادَةِ الْاَوْثَانِ وَهُمْ فِي ذَالِكَ دَارٌّ رِزْقُهُمْ حَسَنٌ عَيْشُهُمْ ثُمَّ يُنْفَخُ فِي الصُّوْرِ فَلَا يَسْمَعُهُ اَحَدٌ اِلَّا اَصْغٰى لِيْتًا وَرَفَعَ لِيْتًا قَالَ وَاَوَّلُ مَنْ يَّسْمَعُهُ رَجُلٌ يَلُوْطُ حَوْضَ اِبِلِهٖ فَيَصْعَقُ وَيَصْعَقُ النَّاسُ ثُمَّ يُرْسِلُ اللّٰهُ مَطَرًا كَاَنَّهُ الطَّلُّ فَيَنْبُتُ مِنْهُ اَجْسَادُ النَّاسِ ثُمَّ يُنْفَخُ فِيْهِ اُخْرٰى فَاِذَا هُمْ قِيَامٌ يَنْظُرُوْنَ ثُمَّ يُقَالُ يَا اَيُّهَا النَّاسُ هَلُمَّ اِلٰى رَبِّكُمْ قِفُوْهُمْ اِنَّهُمْ مَسْئُوْلُوْنَ فَيُقَالُ اَخْرِجُوْا بَعْثَ النَّارِ فَيُقَالُ مِنْ كَمْ كَمْ ؟ فَيُقَالُ مِنْ كُلِّ اَلْفٍ تِسْعَ مِائَةٍ تِسْعَةٌ وَّتِسْعِيْنَ. قَالَ: فَذَالِكَ يَوْمٌ يَّجْعَلُ الْوِلْدَانَ شِيْبًا ۔ وَذَالِكَ يَوْمٌ يُكْشَفُ عَنْ سَاقٍ. (رواه مسلم)

(૮૪) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (કિયામતથી પહેલાં) દજ્જાલ નીકળશે અને તે ચાળીસ (૪૦) સુધી થોભશે !' આ હદીષને રિવાયત કરનાર સહાબી હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, 'હું નથી જાણતો કે હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મતલબ ચાળીસથી ૪૦ દિવસ હતા અથવા ૪૦ મહિના અથવા ૪૦ વર્ષ !' આગળ હદીષ બયાન કરે છે કે, પછી અલ્લાહ તઆલા (હઝરત ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ)ને (આ દુનિયામાં) મોકલશે, જાણે કે તેઓ ઉરવહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ) છે (એટલે તેમનો દેખાવ અને રૂપ હઝરત ઉરવહ બિન મસ્ઊદ સકફી (રદિયલ્લાહુ અન્હૂ)થી ખૂબ મળતા આવશે) અને દજ્જાલને શોધશે (અને તેનો પીછો કરીને) તેને ખતમ કરશે.

(દજ્જાલને ખતમ કર્યા) પછી સાત (૭) વર્ષ સુધી તેઓ આ દુનિયાના લોકોમાં અને તેમની સાથે રહેશે (અને તેમની બરકતથી લોકોમાં એવી એકતા થઈ જશે કે) બે આદમી પણ એવા ન રહેશે, જેઓમાં આપસમાં દુશ્મની હોય ! પછી અલ્લાહ તઆલા શામ (સિરિયા) તરફથી એક (વિશેષ પ્રકારની) ઠંડી હવા ચલાવશે, જેની અસર એ થશે કે જમીન પર કોઈ એવો માણસ બાકી ન રહેશે, જેના દિલમાં કણ જેટલી પણ નેકી હોય અથવા ફરમાવ્યું કે, કણ જેટલું ઈમાન હોય ! (તાત્પર્ય એ કે તે હવાથી સૌ ઈમાનીઓ તથા નેકીવાળા ખતમ થઈ જશે)* ત્યાં સુધી કે જો તમારામાંથી કોઈ માણસ કોઈ પહાડમાં ચાલ્યો જશે તો એ હવા ત્યાં પહોંચીને (પણ) તેને ખતમ કરશે.'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, એ પછી ફક્ત ખરાબ માનવી જ દુનિયામાં રહી જશે (જેમનાં દિલ ઈમાન અને નેકીથી સંપૂર્ણ ખાલી હશે). તેઓમાં પક્ષીઓવાળી સ્ફૂર્તિ અને જંગલીપણા જેવું દિમાગ ભેગાં હશે. (તેનો મતલબ જાહેરમાં એ છે કે તેઓમાં ઝુલ્મ અને ક્રૂરતા તો જંગલી પ્રાણી જેવી હશે અને પોતાના અત્યાચારી ધ્યેયો તથા નાપાક મનેચ્છાઓની પૂર્તિમાં તેઓ હલકા–ફૂલકા વીજળીની ઝડપવાળા પક્ષીઓની જેમ તેજ અને સ્ફૂર્તિલા હશે.)

* એ હવા ઈમાનીઓ માટે રહમતની હવા હશે અને અલ્લાહ તઆલા તરફથી એટલા માટે મોકલાશે કે સૌ સારા બંદાઓને કિયામતથી પહેલાં ઉઠાવી લેવામાં આવે, જેથી તેઓ કિયામતની સખ્તીઓથી સુરક્ષિત રહે !

નેકી અને ભલાઈથી તેઓ માનૂસ–ઓતપ્રોત ન હશે અને બુરાઈને તેઓ બુરાઈ ન સમજશે અને (ન તેને વખોડશે). શયતાન એકરૂપ ધારણ કરીને તેમની સામે આવશે અને કહેશે : તમે શરમાશો નહીં. તેઓ કહેશે : તમે અમને શું હુકમ કરો છો ? (અર્થાત્ તમે જે કહેશો, તે અમે કરીશું.) તો શયતાન તેમને મૂર્તિપૂજાનો આદેશ આપશે (અને તેઓ અનુકરણ કરશે) અને તેઓ એ હાલમાં હશે કે રોઝીની ઈફરાત–અતિરેક અને વરસાદ હશે અને દુનિયાનું જીવન (જાહેરમાં) ખૂબ સારું (મોજ–મજાવાળું) હશે. પછી સૂર ફૂંકાશે તો જે કોઈ તેને સાંભળશે તેની ગરદન એક બાજુથી ઝૂકી જશે અને બીજી બાજુથી ઊંચકાઈ જશે (અર્થાત્ માથું ધડ પર સ્થિર ન રહેશે, બલકે આજુબાજુ લટકી જશે. જેમ કે તે માણસનો હાલ હોય છે, જેના પર એકાએક રોગનો હુમલો થાય, જેનાથી તેની રગો–સ્નાયુઓ નકામા તથા નિષ્પ્રાણ બની જાય !)

એ સૂર જે માનવી સૌથી પહેલાં સાંભળશે, તે માણસ હશે જે પોતાના ઊંટના હોઝને માટીથી ઠીક કરી રહ્યો હશે, તો તે બેભાન અને બે–જાન થઈને ઢળી પડશે અને અન્ય સઘળા મનુષ્યો પણ એ જ રીતે બે–જાન થઈને ઢળી પડશે. પછી અલ્લાહ તઆલા (એક ધીમો) વરસાદ વરસાવશે જાણે કે તે ઝાકળ છે. તેની અસરથી માનવોનાં શરીરોમાં ઊગવાની શક્તિ આવી જશે. પછી બીજી વાર સૂર ફૂંકાશે તો એકાએક સૌ ઊભા થઈ જશે, એકબીજાને જોતાં હશે. ત્યાર પછી કહેવામાં આવશે કે :

'હે લોકો ! પોતાના માલિક અને પરવરદિગારની તરફ ચાલો, (અને ફરિશ્તાઓને હુકમ થશે કે) તેમને (હિસાબના મેદાનમાં) ઊભા કરો ! તેમને પૂછવામાં આવશે (અને તેમના આ'માલ કે કરણીઓનો હિસાબ થશે.) પછી હુકમ થશે કે, 'તેઓમાંથી દોઝખની ફોજ કાઢો !' અરજ કરાશે કે, ' કેટલામાંથી કેટલા ?' હુકમ થશે કે, 'હજારમાંથી (૯૯૯) !' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, એ તે દિવસે થશે, જે બાળકોને વૃદ્ધ બનાવી દેશે અને એ જ તે દિવસ છે સખત મુસીબત તથા તકલીફનો !'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** આ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દજ્જાલના નીકળવાથી લઈને હશ્ર સુધી, બલકે હિસાબના મેદાનમાં ભેગા થવા સુધીના કેટલાક બનાવોનું વર્ણન ફરમાવ્યું છે. આ પ્રકારની બીજી પણ ઘણી હદીષોમાં આથી વધારે સંક્ષિપ્તથી અથવા આથી કંઈક વધારે વિગતથી ઉપરના બનાવોનું વર્ણન કરાયું છે. એ સૌ હદીષો વિશે આ વાત મગજમાં રહેવી જોઈએ કે સેંકડો–હજારો વર્ષમાં બનનારા બનાવોનું અતિ સંક્ષિપ્ત વર્ણન તેમનામાં કરવામાં આવ્યું છે. જેઓ આ પોઈન્ટ–મુદ્દાને ધ્યાનમાં રાખશે, ઈન્શાઅલ્લાહુ તઆલા તેઓ એ હદીષોના વિશે અનેક શંકાઓ અને વસવસાઓથી સુરક્ષિત કે સલામત રહેશે.

હદીષના અંતમાં ઉલ્લેખ છે કે, ફરિશ્તાઓને બતાવવામાં આવશે કે એક હજારમાંથી ૯૯૯ (માનવી) જહન્નમી છે. દુનિયામાં મો'મિનો તથા બિન મો'મિનોનું જે પ્રમાણ છે અને જે મોટા ભાગના યુગોમાં રહ્યું છે, તે ધ્યાનમાં રાખીએ તો જહન્નમીઓની એ સંખ્યા દૂર (અસંભવિત) નથી લાગતી. તે છતાં કેટલાક વિવરણકારોએ લખ્યું છે કે, 'તેમાંથી ઘણી મોટી સંખ્યા એવા લોકોની પણ હશે, જે ભલે પોતાની બદઅમલીઓના કારણે દોઝખના લાયક હશે, પરંતુ અલ્લાહ તઆલાની માફી અથવા શફાઅત કરનારાઓની સિફારિશથી છેવટે તેઓ મુક્તિ પામશે !

હે અલ્લાહ રબ્બુલ આલમીન ! નિઃશંક, આપની મગફિરત વધારે વિશાળ છે અમારા ગુનાહોથી અને આપની રહમત–કૃપા અમને વધારે આશા બંધાવનારી છે અમારા આ'માલ–સદ્કાર્યોથી !

(૮૫) عَنْ اَبِىْ سَعِيْدِ نِ الْخُدْرِىِّ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: كَيْفَ اَنْعَمُ وَصَاحِبُ الصُّوْرِ قَدِ الْتَقَمَهٗ وَ اَصْغٰى سَمْعَهٗ وَ حَنّٰى جَبْهَتَهٗ يَنْتَظِرُ مَتٰى يُؤْمَرُ بِالنَّفْخِ فَقَالُوْا يَارَسُوْلَ اللّٰهِ فَمَا تَأْمُرُنَا؟ قَالَ: قُوْلُوْا حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ. (رواه الترمذي)

(૮૫) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદરી (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હું શી રીતે ખુશ અને–બે ફિક્ર થઈને રહી શકું છું ? જ્યારે આ હકીકત છે કે સૂરવાળા ફરિશ્તાએ સૂરને પોતાના મોઢામાં તૈયાર રાખી છે અને પોતાનો કાન તેને લગાવી રાખ્યો છે અને તેની પેશાની નમી ગઈ છે. તે રાહ જુએ છે કે ક્યારે તેને સૂર ફૂંકવાનો આદેશ થાય અને તે ફૂંકી દે (અર્થાત્ જ્યારે મને એ બનાવની જાણ છે તો પછી હું કઈ રીતે આ દુનિયામાં સંતોષ અને ખુશીથી રહી શકું છું ?')

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તો અમારા માટે આપનો શો આદેશ છે ?' (તેમનો મતલબ આ હતો કે જ્યારે મામલો આટલો ભયંકર છે તો અમને માર્ગદર્શન આપો કે, કિયામતની ભયંકરતાઓ તથા મુશ્કેલીઓથી બચવાના માટે અમે શું કરીએ ?) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'કહેતા રહો : **હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ !'** *(તિરમિઝી શરીફ)*

(٨٦) عَنْ اَبِىْ رَزِيْنِ الْعُقَيْلِيِّ قَالَ : قُلْتُ يَارَسُوْلَ اللهِ كَيْفَ يُعِيْدُ اللهُ الْخَلْقَ وَمَا اٰيَةُ ذَالِكَ فِىْ خَلْقِهٖ قَالَ اَمَا مَرَرْتَ بِوَادِىْ قَوْمِكَ جَدْبًا ثُمَّ مَرَرْتَ بِهٖ يَهْتَزُّ خَضِرًا قُلْتُ: نَعَمْ ، قَالَ : فَتِلْكَ اٰيَةُ اللهِ فِىْ خَلْقِهٖ كَذَالِكَ يُحْيِى اللهُ الْمَوْتٰى. (رواه رزين)

(૮૬) તરજુમો : અબૂ રઝીન ઉકય્લી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે મેં (એક વાર) અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અલ્લાહ તઆલા મખ્લૂકને બીજી વાર શી રીતે પેદા કરશે અને (આ દુનિયામાં) તેની મખ્લૂકમાં તેની શી નિશાની છે (અને શી દલીલ–તર્ક તથા ઉદાહરણ છે ?).' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'શું તમારા માટે ક્યારેક એવું નથી થયું કે તમે પોતાની કૌમની વાડી પર એવી હાલતમાં પસાર થયા હોય જ્યારે કે તે

(પાણી ન વરસવાથી હરિયાળીથી કોરી તથા સૂકી હોય અને ફરી ક્યારેક એ હાલતમાં ગુજર્યા હોય કે (પાણી વરસવાથી) તે લીલી થઈને લહેરાઈ રહી હોય ?'

(હઝરત અબૂ રઝીન રદિયલ્લાહુ અન્હૂ કહે છે) 'મેં અરજ કરી, 'હા' ! (એવું થયું છે અને મેં એ બન્ને દશ્યો જોયાં છે.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બસ (મૃત્યુ પછીના જીવનને સમજવાના માટે) એ જ અલ્લાહ તઆલાની નિશાની તેની મખ્લૂક–સૃષ્ટિમાં છે. આમ જ અલ્લાહ તઆલા મરેલાઓને સજીવન કરશે.' *(રઝીન)*

(۸۷) عَنِ ابْنِ عُمَرَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَنْ سَرَّهُ اَنْ يَّنْظُرَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ كَاَنَّهٗ رَاْیُ عَيْنٍ فَلْيَقْرَءْ اِذَا الشَّمْسُ كُوِّرَتْ وَاِذَا السَّمَآءُ انْفَطَرَتْ وَاِذَا السَّمَآءُ انْشَقَّتْ. (رواه احمد والترمذي)

(૮૭) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસની આ ખુશી હોય (એટલે જે આમ ચાહે) કે કિયામતનો મંઝર–દશ્ય તે એ રીતે જુએ કે જાણે બધું કંઈ પોતાની આંખોથી જોઈ રહ્યો છે, તો તે કુર્આને મજીદની સૂરહ **ઈઝશ્શમ્સુ કુવ્વિરત્, ઈઝસ્સમાઉન્ ફ–તરત્** અને **ઈઝસ્સમાઉન્ શક્કત્** પઢે !'

*(અહમદ, તિરમિઝી શરીફ)*

(۸۸) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ : قَرَأَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ هٰذِهِ الْاٰيَةَ "يَوْمَئِذٍ تُحَدِّثُ اَخْبَارَهَا" قَالَ : اَتَدْرُوْنَ مَا اَخْبَارُهَا ؟ قَالُوْا اللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ. قَالَ فَاِنَّ اَخْبَارَهَا اَنْ تَشْهَدَ عَلٰى كُلِّ عَبْدٍ وَاَمَةٍ بِمَا عَمِلَ عَلٰى ظَهْرِهَا اَنْ تَقُوْلَ عَمِلَ عَلَيَّ كَذَا وَكَذَا يَوْمَ كَذَا وَكَذَا قَالَ فَهٰذِهٖ اَخْبَارُهَا.

(رواه احمد والترمذي)

(૮૮) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સૂરએ ઝિલ્ઝાલની આ આયત તિલાવત ફરમાવી : **'યવ્મઈઝિન્ તુહદ્દિષુ અખ્બાર–હા'** (જેનો મતલબ આ છે કે, 'કિયામતના દિવસે જમીન પોતાની બધી ખબરો વર્ણવી દેશે.) પછી હાજરજનોને ફરમાવ્યું : 'શું તમે જાણો છો કે ધરતીની ખબરો શું છે ?'

તેમણે અરજ કરી, 'અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ વધારે જાણ છે !' (તો) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તેની ખબરો એ છે કે તે પ્રત્યેક બંદા અને બંદીના વિશે ગવાહી દેશે કે તેણે ફલાણા દિવસે મારી ઉપર ફલાણું કામ કર્યું હતું અને ફલાણા દિવસે ફલાણો અમલ કર્યો હતો, તો એ છે જમીનની ખબરો (જે કિયામતના દિવસે તે બયાન કરશે.) *(મુસ્નદે અહમદ, તિરમિઝી શરીફ)*

**ખુલાસો** : માનવી જે કરણી જમીનના જે ભાગ પર કરે છે, પૃથ્વીનો તે ભાગ તેને સુરક્ષિત રાખે છે અને કિયામત સુધી રાખશે અને અલ્લાહ તઆલાની સામે તેની ગવાહી આપશે. અલ્લાહ તઆલા ત્યારની– આખિરતની રુસ્વાઈઓથી સલામત રાખે, (આમીન.)

આ પ્રકારની ચીજો પર ઈમાન કે યકીન રાખવું ઈમાનીઓનાં માટે તો પહેલાં પણ મુશ્કેલ ન હતું, પરંતુ હવે તો (ટેપ) રેકૉર્ડર તથા મોબાઈલ વગેરેની શોધોએ એ વાતોને સમજવી અને તેના પર યકીન લાવવું સૌના માટે સરળ કરી દીધું છે !

(૮૯) عَنِ الْمِقْدَادِ قَالَ: سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : يَقُوْلُ تُدْنٰى الشَّمْسُ يَوْمَ الْقِيٰمَةِ مِنَ الْخَلْقِ حَتّٰى تَكُوْنَ مِنْهُمْ كَمِقْدَارِ مِيْلٍ فَيَكُوْنُ النَّاسُ عَلٰى قَدْرِ اَعْمَالِهِمْ فِى الْعَرَقِ فَمِنْهُمْ مَنْ يَّكُوْنُ اِلٰى كَعْبَيْهِ وَمِنْهُمْ مَنْ يَّكُوْنُ اِلٰى رُكْبَتَيْهِ وَمِنْهُمْ مَنْ يَّكُوْنُ اِلٰى حَقْوَيْهِ وَمِنْهُمْ مَنْ يُّلْجِمُهُمُ الْعَرَقُ اِلْجَامًا وَاَشَارَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ بِيَدِهٖ اِلٰى فِيْهِ.

(رواه مُسلم)

(૮૯) તરજુમો : હઝરત મિક્દાદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે : ફરમાવે છે કે, મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતા સાંભળ્યા : કિયામતના દિવસે સૂર્ય મખ્લૂકથી ખૂબ નજીક થઈ જશે ત્યાં સુધી કે તેમનાથી ફક્ત એક માઈલ જેટલો (દૂર) રહી જશે અને (તેની ગરમીથી) લોકો પોતપોતાના આ'માલ–કરણીઓ મુજબ પસીના પસીના થઈ જશે, તો કેટલાક તે હશે જેમનો પરસેવો તેમની ઘૂંટીઓ સુધી હશે અને કેટલાકનો પરસેવો તેમના ઘૂંટણો સુધી હશે અને કેટલાકનો તેમની કમર સુધી અને કેટલાક તે હશે જેમનો પરસેવો તેમના મોઢામાં જઈ રહ્યો હશે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના બરકતવંત મોઢા તરફ હાથથી સંકેત (ઈશારો) કરીને દેખાડયું !'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** કિયામત અને આખિરતમાં પેશ આવનારા આ બનાવોની જે વાસ્તવિક કેફિયત હશે, તેની આ દુનિયામાં ઠીક ઠીક કલ્પના નથી કરી શકાતી, સંપૂર્ણ રહસ્યસ્ફોટ બસ ત્યારે જ થશે જ્યારે એ હકીકતો સામે આવશે કે પ્રત્યક્ષ થશે !

(૯૦) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : يُحْشَرُ النَّاسُ يَوْمَ الْقِيٰمَةِ ثَلٰثَةَ اَصْنَافٍ صِنْفًا مُشَاةً وَ صِنْفًا رُكْبَانًا وَ صِنْفًا عَلٰى وُجُوْهِهِمْ قِيْلَ يَا رَسُوْلَ اللهِ كَيْفَ يَمْشُوْنَ عَلٰى وُجُوْهِهِمْ ؟ قَالَ: اِنَّ الَّذِىْ اَمْشَاهُمْ عَلٰى اَقْدَامِهِمْ قَادِرٌ عَلٰى اَنْ يُمْشِيَهُمْ عَلٰى وُجُوْهِهِمْ اَمَا اِنَّهُمْ يَتَّقُوْنَ بِوُجُوْهِهِمْ كُلَّ حَدَبٍ وَشَوْكٍ. (رواه الترمذى)

(૯૦) તરજુમો : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતના દિવસે સઘળા માનવીઓને ત્રણ પ્રકાર અને ત્રણ વર્ગોમાં ઉઠાવવામાં આવશે. એક પ્રકાર પગે ચાલનાર, એક પ્રકાર સવાર અને એક પ્રકાર મોઢેથી ચાલનાર.' અરજ કરવામાં આવી : 'યા રસૂલલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ (ત્રીજું ગ્રૂપ) મોઢેથી શી રીતે ચાલશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે અલ્લાહ તઆલાએ તેમને પગથી ચલાવ્યા છે, તે એની પણ શક્તિ ધરાવે છે કે તેમને મોંથી ચલાવે.' જાણવું જોઈએ કે તે લોકો પોતાનાં મોઢાથી જ જમીનના પ્રત્યેક ઊંચ–નીચ તથા હરેક કાંટાથી બચશે ! *(તિરમિઝી શરીફ)*

**ખુલાસો** : હદીષમાં જે ત્રણ વર્ગોનો ઉલ્લેખ કરાયો છે, હદીષ–વેત્તાઓએ તેમની વિગત આમ આપી છે કે પગે ચાલનાર વર્ગ તે સામાન્ય ઈમાનીઓનો હશે અને દ્વિતીય (બીજો) વર્ગ જે સવારીઓ પર હશે તે વિશેષ નિકટવર્તી અને નેક બંદાઓનું ગ્રૂપ હશે, જેમને ત્યાં શરૂઆતથી જ માન–ઈકરામ મળશે અને માથા અને મોં પર ચાલનારા તે બદનસીબ હશે, જેમણે આ દુનિયાની જિંદગીમાં અમ્બિયા (અલયહિમુસ્સલામ)ની તા'લીમ તથા હિદાયત પ્રમાણે સીધી રાહ ન સ્વીકારી અને મૃત્યુપર્યંત તેઓ ઊલટા જ ચાલતા રહ્યા.

કિયામતના દિવસે તેની પ્રથમ સજા તેઓને આ મળશે કે સીધા પગે ચાલવાના બદલે ત્યાં તેઓને ઊંધા મોઢે અને માથાથી ચલાવવામાં આવશે ! હે અરહમુર્રાહિમીન–દયાળુઓના દયાળુ ! અમને એ બદનસીબોમાંથી ન બનાવશો, આમીન !

(૯૧) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: مَا مِنْ اَحَدٍ يَمُوْتُ اِلَّا نَدِمَ قَالُوْا وَمَا نَدَامَتُهُ يَارَسُوْلَ اللهِ؟ قَالَ: اِنْ كَانَ مُحْسِنًا نَدِمَ اَنْ لَا يَكُوْنَ اِزْدَادَ وَاِنْ كَانَ مُسِيْئًا نَدِمَ اَنْ لَا يَكُوْنَ نَزَعَ.

(رواه الترمذى)

(૯૧) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ પણ મરશે (મૃત્યુ પછી પોતાની જિંદગી પર) તેને શરમિંદગી અને પસ્તાવો અવશ્ય થશે !' અરજ કરવામાં આવી કે,

‘હઝરત ! તેને શરમિંદગી શા કારણે થશે ?’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘જો તે મરનાર નેક (સદાચારી) હશે, તો તેને એની શરમિંદગી અને પશ્ચાત્તાપ હશે કે તેણે નેકીઓમાં હજુ વધારે પ્રગતિ કેમ ન કરી અને જો તે બદકાર (દુરાચારી) હશે, તો તેને એની નદામત અને પસ્તાવો હશે કે તે દુરાચાર કે બદકારીથી પાછો કેમ ન વર્યો !’ *(તિરમિઝી શરીફ)*

## અલ્લાહ તઆલાની હુઝૂરમાં પેશી અને આ’માલની જાંચ ! :

(૯૨) عَنْ عَدِيِّ بْنِ حَاتِمٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: مَامِنْكُمْ مِنْ اَحَدٍ اِلَّا سَيُكَلِّمُهُ رَبُّهُ لَيْسَ بَيْنَهُ وَبَيْنَهُ تَرْجُمَانٌ وَّلَا حِجَابٌ يَحْجُبُهُ فَيَنْظُرُ اَيْمَنَ مِنْهُ فَلَا يَرٰى اِلَّا مَا قَدَّمَ مِنْ عَمَلِهِ وَيَنْظُرُ اَشْأَمَ مِنْهُ فَلَا يَرٰى اِلَّا مَاقَدَّمَ وَيَنْظُرُ بَيْنَ يَدَيْهِ فَلَا يَرٰى اِلَّا النَّارَ تِلْقَاءَ وَجْهِهِ فَاتَّقُوا النَّارَ وَلَوْ بِشِقِّ تَمْرَةٍ. (رواه البخاری ومسلم)

(૯૨) તરજુમો : હઝરત અદી બિન હાતિમ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (કિયામતમાં) તમારામાંથી દરેક માણસથી તેનો પરવરદિગાર એ રીતે વાસ્તા વિના અને પ્રત્યક્ષ વાતચીત ફરમાવશે કે ન તો વચ્ચે કોઈ તરજુમાન કે દુભાષિયો હશે, ન કોઈ પરદો આડવાડ બનશે. (ત્યારે બંદાની એ હાલત થશે કે તે હૈરત અને વિવશતાથી આજુબાજુ જોશે) તો જ્યારે પોતાની જમણી બાજુ જોશે તો પોતાના આ’માલ સિવાય કંઈ ન જોશે અને એ જ રીતે જ્યારે ડાબી બાજુ જોશે તો પોતાના આ’માલ સિવાય તેને કંઈ ન દેખાશે અને જ્યારે સામે નજર કરશે તો પોતાની સામે આગ જ આગ જોશે. તો હે લોકો ! દોઝખની તે આગથી બચો, ભલે ખારેકના એક શુષ્ક (સૂકા) ટુકડાથી જ તેનાથી બચવાની ચિંતા કરો !’

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** મતલબ એ છે કે દોઝખની આગથી બચવાના માટે સદકો કરો અને જો ખજૂરના એક સૂકા ટુકડાના સિવાય કંઈ ન મળે તો અલ્લાહ તઆલાના રસ્તામાં તેને જ આપીને દોઝખથી બચવાની ફિકર કરો !

ફાયદો : કુર્આન–હદીષમાં જ્યાં જ્યાં પણ કિયામતના હિસાબ–કિતાબ અને ત્યાંનાં ભયાનક દશ્યો તથા દોઝખના કંપારી પેદા કરતા અઝાબોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે એટલા માટે છે કે બંદો તેથી ચેતીને પોતાને તેનાથી બચાવવાની ફિકર કરે !

(۹۳) عَنْ اَبِیْ هُرَیْرَةَ قَالَ : قَالُوْا : یَارَسُوْلَ اللهِ هَلْ نَرٰی رَبَّنَا یَوْمَ الْقِیٰمَةِ ؟ قَالَ : هَلْ تُضَارُّوْنَ فِیْ رُؤْیَةِ الشَّمْسِ فِی الظَّهِیْرَةِ لَیْسَتْ فِیْ سَحَابَةٍ ، قَالُوْا : لَا ، قَالَ فَهَلْ تُضَارُّوْنَ فِیْ رُؤْیَةِ الْقَمَرِ لَیْلَةَ الْبَدْرِ لَیْسَ فِیْ سَحَابَةٍ ؟ قَالُوْا : لَا ، قَالَ : فَوَالَّذِیْ نَفْسِیْ بِیَدِهٖ لَا تُضَارُّوْنَ فِیْ رُؤْیَةِ رَبِّكُمْ اِلَّا كَمَا تُضَارُّوْنَ فِیْ رُؤْیَةِ اَحَدِهِمَا ، قَالَ : فَیَلْقَی الْعَبْدَ فَیَقُوْلُ : اَیْ فُلْ اَلَمْ اُكْرِمْكَ وَاُسَوِّدْكَ وَ اُزَوِّجْكَ وَاُسَخِّرْلَكَ الْخَیْلَ وَالْاِبِلَ وَاَذَرْكَ تَرْأَسُ وَتَرْبَعُ فَیَقُوْلُ بَلٰی ، قَالَ : فَیَقُوْلُ اَفَظَنَنْتَ اَنَّكَ مُلَاقِیَّ فَیَقُوْلُ لَا فَیَقُوْلُ فَاِنِّیْ قَدْ اَنْسَاكَ كَمَا نَسِیْتَنِیْ ثُمَّ یَلْقَی الثَّانِیْ فَذَكَرَمِثْلَهٗ ثُمَّ یَلْقَی الثَّالِثَ فَیَقُوْلُ لَهٗ مِثْلَ ذَالِكَ فَیَقُوْلُ یَارَبِّ اٰمَنْتُ بِكَ وَبِكِتَابِكَ وَبِرُسُلِكَ وَصَلَّیْتُ وَصُمْتُ وَتَصَدَّقْتُ وَیُثْنِیْ بِخَیْرٍ مَا اسْتَطَاعَ فَیَقُوْلُ هٰهُنَا اِذاً ، ثُمَّ یُقَالُ اَلْاٰنَ نَبْعَثُ شَاهِدًا عَلَیْكَ وَیَتَفَكَّرُ فِیْ نَفْسِهٖ مَنْ ذَاالَّذِیْ یَشْهَدُ عَلَیَّ فَیُخْتَمُ عَلٰی فِیْهِ وَیُقَالُ لِفَخِذِهٖ اِنْطِقِیْ فَتَنْطِقُ فَخِذُهٗ وَلَحْمُهٗ وَعِظَامُهٗ بِعَمَلِهٖ وَذَالِكَ لِیُعْذِرَ مِنْ نَفْسِهٖ وَذَالِكَ الْمُنَافِقُ وَذَالِكَ الَّذِیْ سَخِطَ اللهُ عَلَیْهِ . (رواه مسلم)

(૯૩) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું કિયામતના દિવસે અમે પોતાના પરવરદિગારને જોઈશું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું બપોરના સમયે સૂર્યને જોવામાં જ્યારે કે તે વાદળીમાં પણ ન હોય, તમારી વચ્ચે કોઈ ખેંચતાણ થાય છે ?' તેમણે કહ્યું કે, 'નહીં'. ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું ચૌદમી રાત (પૂનમ)ના ચંદ્રને જોવામાં જ્યારે કે તે વાદળીમાં પણ ન હોય, તમારી વચ્ચે કોઈ કશ્મકશ થાય છે ?' તેમણે અરજ કરી : 'ના'.

એ પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કસમ છે તે ઝાતની જેના કબજામાં મારો જાન છે, તમે જેમ ચાંદ અને સૂરજને કોઈ ખેંચતાણ વિના અને મતભેદ અને ઝઘડા વિના જુઓ છો; તે જ પ્રમાણે કિયામતમાં પોતાના પાલનહારને જોશો. એ પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'કિયામતમાં જ્યારે અલ્લાહ તઆલાથી એક બંદાનો સામનો થશે તો અલ્લાહ તઆલા તેને ફરમાવશે : હે ફલાણા ! શું મેં દુનિયામાં તને પ્રતિષ્ઠા આપી ન હતી ? શું તને તારી કૌમમાં સરદારી આપી ન હતી ? શું તને ઔરત આપી ન હતી ? અને શું તારા માટે ઘોડા અને ઊંટ (સવારીઓ)ને તાબે ન કરી હતી ? અને શું મેં તને મુક્ત રાખ્યો ન હતો કે તું રિયાસત અને આગેવાની કરે અને ગનીમતના માલમાંથી ચોથાઇ વસૂલ કરે !'

તે બંદો અરજ કરશે : 'હા, હે પરવરદિગાર ! આપે એ સઘળું મને અતા ફરમાવ્યું હતું.' પછી અલ્લાહ તઆલા તેને ફરમાવશે : તો શું તને એનો ખ્યાલ હતો કે તું એક દિવસ મારી સામે આવીશ ?' તે અરજ કરશે : 'હું એવું ગુમાન ન રાખતો હતો,' તો અલ્લાહ તઆલા ફરમાવશે : 'આજે હું તને પોતાની દયા–કૃપાથી એ જ રીતે ભુલાવી દઉં છું, જેમ તેં મને ભુલાવી રાખ્યો હતો !'

એ પછી અલ્લાહ તઆલાથી બીજા એક બંદાનો સામનો થશે અને

તેને પણ અલ્લાહ તઆલા એ જ રીતે ફરમાવશે. એ પછી અલ્લાહ તઆલા એક ત્રીજા બંદાને મળશે અને તેને પણ એ જ રીતે ફરમાવશે. તે બંદો અરજ કરશે કે, 'હે પરવરદિગાર ! હું તારા પર ઈમાન લાવ્યો, તારી કિતાબ પર અને તારા રસૂલો પર ઈમાન લાવ્યો અને મેં નમાઝો પઢી અને રોઝા રાખ્યા અને સદકો પણ આપ્યો (અને તે ઉપરાંત પણ) તે બંદો ખૂબ પોતાના સારા કારનામા–આ'માલ વર્ણવશે જ્યાં સુધી પણ વર્ણવી શકશે.'

પછી અલ્લાહ તઆલા ફરમાવશે : 'અહીં થોભ ! પછી તેને કહેવામાં આવશે કે, અમે હમણાં તારા પર એક સાક્ષી ઊભો કરીશું અને તે પોતાના મનમાં વિચારશે કે તે કોણ હશે, જે મારા પર ગવાહી દેશે ?' પછી તેના મોં પર મહોર લગાવી દેવાશે અને તેની જાંઘને આદેશ અપાશે કે બોલ ! તો તેની જાંઘ અને તેનું માંસ અને તેનાં હાડકાં તેના આ'માલ–કરણીઓની ગવાહી દેશે અને અલ્લાહ તઆલા એટલા માટે આમ કરશે કે તેનો ઉઝર (બહાનું) બાકી ન રહે અને તે મુનાફિક હશે અને અલ્લાહ તઆલા તેના પર નારાજ હશે.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને જવાબ આપ્યા પછી આ પણ ફરમાવ્યું કે, કેટલાક લોકો જેમને અલ્લાહ તઆલાએ દુનિયામાં મોટી મોટી નેઅ્મતો આપી છે અને તેઓ અલ્લાહ તઆલાને સદંતર ભૂલેલા છે તથા આખિરતની હાજરીથી સંપૂર્ણ નચિંત થઈ ગયા છે; જ્યારે કિયામતમાં અલ્લાહ તઆલાથી તેમનો ભેટો થશે અને અલ્લાહ તઆલા તેમનાથી પૂછતાછ કરશે ત્યારે તેઓ કેવા લા–જવાબ અને કેવા અપમાનિત તથા રુસવા થશે અને તેઓમાંથી જે ચાલાક અને બે–હયા–મુનાફિક હશે, તેઓ ત્યારે જૂઠ બોલશે; અલ્લાહ તઆલા ખુદ તેમના જ અવયવો અને તેમનાં જ હાડમાંસથી તેમના વિરુદ્ધ ગવાહી અપાવીને તેમના પર દલીલ કાયમ ફરમાવશે અને એ રીતે ગવાહોનાં માથાં પર તેમના જૂઠ અને તેમની મુનાફકત કે નિફાક (ડોળ–દંભ)નો ભાંડો ફૂટી જશે !

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને આ હકીકત તરફ તવજ્જુહ અપાવી કે કિયામતમાં ફક્ત અલ્લાહ તઆલાના દર્શન જ ન થશે; બલકે હક તઆલાએ જેને જે નેઅ્મતો આપી છે, ત્યારે તે તેમની બાબતમાં પૂછતાછ પણ કરશે અને જે લોકોએ અલ્લાહ તઆલાના આદેશોથી બેપરવા થઈને અને આખિરતની હાજરીથી નચિંત થઈને તે નેઅ્મતોનો ઉપયોગ કર્યો હશે તેઓના મોંઢા તે દિવસે કાળાં હશે અને ત્યાં કોઈ મક્કારી તથા ધોકાબાઝી બિલકુલ પરદો નહીં નાખી શકે !

(૯૪) عَنِ ابْنِ عُمَرَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اللهَ يُدْنِي الْمُؤْمِنَ فَيَضَعُ عَلَيْهِ كَنَفَهُ وَيَسْتُرُهُ فَيَقُوْلُ أَتَعْرِفُ ذَنْبَ كَذَا أَتَعْرِفُ ذَنْبَ كَذَا فَيَقُوْلُ نَعَمْ ، اَىْ رَبِّ ! حَتّٰى قَرَّرَهُ بِذُنُوْبِهِ وَرَأَى فِيْ نَفْسِهِ اَنَّهُ قَدْ هَلَكَ قَالَ: سَتَرْتُهَا لَكَ فِي الدُّنْيَا وَاَنَا اَغْفِرُهَا لَكَ الْيَوْمَ فَيُعْطٰى كِتَابَ حَسَنَاتِهِ وَاَمَّا الْكُفَّارُ وَالْمُنَافِقُوْنَ فَيُنَادٰى بِهِمْ عَلٰى رُؤُسِ الْخَلَائِقِ هٰؤُلَاءِ الَّذِيْنَ كَذَبُوْا عَلٰى رَبِّهِمْ اَلَا لَعْنَةُ اللهِ عَلَى الظّٰلِمِيْنَ. (رواه البخاری ومسلم)

(૯૪) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતમાં અલ્લાહ તઆલા પોતાના ઈમાનવાળા બંદાને (પોતાની રહમતથી) નજીક કરશે અને તેના પર પોતાનો ખાસ પરદો નાખશે અને અન્યોથી તેને આડમાં કરી લેશે. પછી તેને પૂછશે : શું તું ઓળખે છે ફલાણો ગુનાહ ! ફલાણો ગુનાહ ! (અર્થાત્ શું તને યાદ છે કે તેં આ–આ ગુનાહ કર્યા હતા ?') તે અરજ કરશે : 'હા, હે પરવરદિગાર ! મને યાદ છે.' ત્યાં સુધી કે અલ્લાહ તઆલા તેના સઘળા ગુનાહો તેનાથી સ્વીકારાવશે અને તે પોતાના મનમાં વિચારશે કે હું તો હલાક થઈ ગયો (અર્થાત્ તેને ખ્યાલ થશે કે જ્યારે મારા આટલા ગુનાહ છે, તો હવે મારા છૂટકારાની શી રીતે આશા રખાય ?)

પછી અલ્લાહ તઆલા ફરમાવશે : 'મેં દુનિયામાં તારા આ ગુનાહોને છુપાવ્યા હતા અને આજે હું તેમને બખ્શું છું.' પછી તેનું નેકીઓવાળું આ'માલનામું (કર્મપત્ર) તેને સુપુર્દ કરી દેવાશે (અર્થાત્ હશ્રવાળાઓની સામે તેની નેકીઓવાળું જ આ'માલનામું આવશે અને ગુનાહોનો મામલો પરદામાં જ પતાવી દેશે,) પરંતુ કાફિરો અને મુનાફિકોનો મામલો એ રહેશે કે તેઓના વિશે સરેઆમ પુકારાશે કે આ તે લોકો છે, જેમણે પોતાના ખુદા પાક પર જૂઠી જૂઠી વાતો ઘડી (એટલે ખોટા તથા મૂળ વિનાના વિચારોને અલ્લાહ તઆલાની તરફ નિસ્બત કરીને) પોતાનો દીન–મઝહબ બનાવ્યો. ખબરદાર ! અલ્લાહ તઆલાની ફિટકાર છે એવા ઝુલ્મીઓ પર !'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(૯૫) عَنْ عَائِشَةَ أَنَّهَا ذَكَرَتِ النَّارَ فَبَكَتْ، فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَا يُبْكِيْكِ قَالَتْ ذَكَرْتُ النَّارَ فَبَكَيْتُ فَهَلْ تَذْكُرُوْنَ أَهْلِيْكُمْ يَوْمَ الْقِيٰمَةِ؟ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: أَمَّا فِيْ ثَلٰثَةِ مَوَاطِنَ فَلَا يَذْكُرُ أَحَدٌ أَحَدًا، عِنْدَ الْمِيْزَانِ حَتّٰى يَعْلَمَ أَيَخِفُّ مِيْزَانُهٗ أَمْ يَثْقُلُ وَعِنْدَ الْكِتَابِ حِيْنَ يُقَالُ هَاؤُمُ اقْرَؤُوْا كِتَابِيَهْ حَتّٰى يَعْلَمَ أَيْنَ يَقَعُ كِتَابُهٗ فِيْ يَمِيْنِهٖ أَمْ فِيْ شِمَالِهٖ مِنْ وَّرَاءِ ظَهْرِهٖ، وَعِنْدَ الصِّرَاطِ إِذَا وُضِعَ بَيْنَ ظَهْرَيْ جَهَنَّمَ.

(رواه ابوداود)

(૯૫) તરજુમો : હઝરત આઈશા સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, તેણીને એક વાર દોઝખનો ખ્યાલ આવ્યો અને તેઓ રડવા લાગ્યાં. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું : 'તમને કઈ ચીજે રડાવ્યાં ?' અરજ કરી : 'મને દોઝખ યાદ આવી અને તેના ડરે જ મને રડાવી, તો શું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કિયામતના દિવસે પોતાના ઘરવાળાઓને યાદ રાખશો ?' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

'ત્રણ જગ્યાએ તો કોઈ કોઈને યાદ ન કરશે (અને કોઈની ખબર ન લેશે) : (૧) આ'માલ–કરણીઓના તોલ સમયે, જ્યાં સુધી કે એ માલૂમ ન થઈ જાય કે તેના આ'માલનું વજન હલકું છે અથવા ભારે, (૨) આ'માલનામા (કર્મપત્ર) મળવાના સમયે (જ્યારે કે મો'મિન મર્દ જમણાં હાથમાં આ'માલનામું પામીને ખુશી ખુશી અન્યોને કહેશે કે, પઢો મારું આ'માલનામું) ત્યાં સુધી કે એ માલૂમ થઈ જાય કે તેની કર્મપોથી કયા હાથમાં અપાય છે, જમણાં હાથમાં અથવા પીઠ પાછળની બાજુથી ડાબા હાથમાં અને (૩) પુલસિરાત પર, જ્યારે કે તેને જહન્નમની ઉપર ગોઠવાશે (અને તમામને તેના પરથી પસાર થવાનો આદેશ અપાશે.)' *(અબૂ દાવૂદ શરીફ)*

**ખુલાસો :** હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબ કે પ્રત્યુત્તરનો સાર આ થયો કે એ ત્રણ સમય એવા નફ્સા નફ્સી કે કટોકટીના હશે કે પ્રત્યેકને ફક્ત પોતાની ચિંતા હશે અને કોઈ અન્યની સહાય ન કરશે ! આ હદીષની રૂહ તથા આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદનો હેતુ બસ આ જ છે કે દરેક વ્યક્તિ પોતાની આખિરત કે પરલોકની ચિંતા કરે અને દરેક જણ બીજા કોઈના વિશ્વાસ પર ન રહે !

## કિયામતમાં બંદાઓના હક્કોનો ન્યાય ! :

(૯૬) عَنْ عَائِشَةَ قَالَتْ جَاءَ رَجُلٌ فَقَعَدَ بَيْنَ يَدَيْ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ يَارَسُوْلَ اللهِ اِنَّ لِيْ مَمْلُوْكِيْنَ يَكْذِبُوْنَنِيْ وَيَخُوْنُوْنَنِيْ وَيَعْصُوْنَنِيْ وَ اَشْتِمُهُمْ وَاَضْرِبُهُمْ فَكَيْفَ اَنَا مِنْهُمْ فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا كَانَ يَوْمَ الْقِيٰمَةِ يُحْسَبُ مَاخَانُوْكَ وَعَصَوْكَ وَ كَذَبُوْكَ وَعِقَابُكَ اِيَّاهُمْ فَاِنْ كَانَ عِقَابُكَ اِيَّاهُمْ بِقَدْرِ ذُنُوْبِهِمْ كَانَ كَفَافًا لَا لَكَ وَلَا عَلَيْكَ وَاِنْ كَانَ عِقَابُكَ اِيَّاهُمْ دُوْنَ ذَنْبِهِمْ كَانَ فَضْلًا لَكَ وَاِنْ كَانَ عِقَابُكَ

إِيَّاهُمْ فَوْقَ ذُنُوبِهِمْ اُقْتُصَّ لَهُمْ مِنْكَ الْفَضْلُ فَتَنَحَّى الرَّجُلُ وَجَعَلَ يَهْتِفُ وَيَبْكِي فَقَالَ لَهُ رَسُولُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَمَا تَقْرَءُ قَوْلَ اللهِ تَعَالَى وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ فَلَا تُظْلَمُ نَفْسٌ شَيْئًا وَاِنْ كَانَ مِثْقَالَ حَبَّةٍ مِنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا وَ كَفٰى بِنَا حَاسِبِيْنَ. فَقَالَ الرَّجُلُ مَا اَجِدُ لِي وَلِهٰؤُلَاءِ شَيْئًا خَيْرًا مِنْ مُفَارَقَتِهِمْ اُشْهِدُكَ اَنَّهُمْ كُلُّهُمْ اَحْرَارٌ. (رواه الترمذی)

(૯૬) તરજુમો : હઝરત આઈશા સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, એક માણસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે બેસી ગયો. પછી અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી પાસે થોડાક ગુલામ છે, જેઓ મારાથી જૂઠ બોલે છે, મારી ચીજોમાં ખયાનત (ચોરી) પણ કરે છે, મારી નાફરમાની પણ કરે છે અને હું (તેમની આ હરકતો કે ચેષ્ટાઓ પર) તેમને ગાળો આપું છું અને કદી મારપીટ પણ કરું છું, તો કિયામતના દિવસે મારો શો હાલ થશે ? (એટલે અલ્લાહ તઆલા મારો તથા તેમનો ફેંસલો કઈ રીતે ફરમાવશે ?)

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના જવાબમાં ફરમાવ્યું કે : તમારા ગુલામોએ તમારી જે ખયાનત (ચોરી) તથા નાફરમાની કરી હશે અને તમારાથી જે જૂઠ બોલ્યા હશે અને પછી તમે જે સજાઓ આપી હશે તે સૌનો કિયામતમાં સંપૂર્ણ હિસાબ થશે, પછી જો તમારી સજાઓ તેમના કસૂરો જેટલી જ હશે તો મામલો બરોબરી પર ખતમ થઈ જશે, ન તમને કંઈ મળશે, ન તમારે કંઈ આપવું પડશે અને જો તમારી સજા તેમના કસૂરોથી ઓછી સાબિત થશે તો તમારો બાકીનો હક તમને ત્યાં મળશે અને જો તમારી સઝા તેમના કસૂરોથી વધુ સાબિત થશે તો તમારાથી તેનો બદલો તેમને અપાવાશે !'

(જ્યારે તે માણસે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ જવાબ સાંભળ્યો) તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એક બાજુ હટીને રડારોળ કરવા લાગ્યો (અર્થાત્ કિયામતના એ હિસાબ અને પછી ત્યાંના અઝાબના ડરથી જ્યારે તેના પર રૂદન છવાયું તો તે વિવેકના લઈને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામેથી હટીને નિરંકુશ રડવા અને ચિલ્લાવા લાગ્યો.) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી તેને ફરમાવ્યું : શું તમે કુર્આને મજીદનો આ ઈરશાદ નથી પઢતા ? :

તરજુમો : 'અને અમે કાયમ કરીશું કિયામતના દિવસે ન્યાયના ત્રાજવા, તો ઝુલ્મ ન થશે કોઈ નફસ પર સહેજ પણ અને જો હશે કોઈનો અમલ (કરણી) અથવા હક રાઈના દાણાં જેટલો તો હાજર કરીશું અમે તેને પણ; અને કાફી છે અમે હિસાબ કરનારા.'

(આ સાંભળીને) તે માણસે અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું પોતાના તથા તેમના માટે આથી ઉત્તમ કંઈ નથી સમજતો કે (અલ્લાહ તઆલાના માટે આઝાદ કરીને) તેમને પોતાનાથી અલગ કરી દઉં ! હું આપને ગવાહ બનાવું છું કે મેં તેમને આઝાદ કરી દીધા અને હવે તેઓ ગુલામીથી મુક્ત–આઝાદ છે !

**ખુલાસો** : ઈમાનની એ જ શાન છે અને સાચા ઈમાનવાળાઓની એ જ કાર્યપદ્ધતિ હોવી જોઈએ કે જે ચીજમાં આખિરતનો ખતરો દેખાય તેનાથી બચવામાં આવે, ભલે દુન્યવી દષ્ટિએ તેમાં પોતાનું ગમે તેટલું નુકસાન હોય !

## આ'માલના ત્રાજવામાં અલ્લાહ તઆલાના નામનું વજન :

(૯૭) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اللّٰهَ سَيُخَلِّصُ رَجُلًا مِنْ اُمَّتِيْ عَلٰى رُؤُسِ الْخَلَائِقِ يَوْمَ الْقِيٰمَةِ فَيَنْشُرُ عَلَيْهِ تِسْعَةً وَتِسْعِيْنَ سِجِلًّا كُلُّ سِجِلٍّ مِثْلُ مَدِّ الْبَصَرِ ثُمَّ يَقُوْلُ اَتُنْكِرُ

مِنْ هٰذَا شَيْئًا اَظَلَمَكَ كَتَبَتِى الْحَافِظُوْنَ فَيَقُوْلُ لَا يَا رَبِّ فَيَقُوْلُ اَفَلَكَ عُذْرٌ قَالَ لَا يَا رَبِّ فَيَقُوْلُ بَلٰى اِنَّ لَكَ عِنْدَنَا حَسَنَةً وَاِنَّهٗ لَاظُلْمَ عَلَيْكَ الْيَوْمَ فَتُخْرَجُ بِطَاقَةٌ فِيْهَا اَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ. فَيَقُوْلُ اُحْضُرْ وَزْنَكَ فَيَقُوْلُ يَا رَبِّ مَاهٰذِهِ الْبِطَاقَةُ مَعَ هٰذِهِ السِّجِلَّاتُ فَيَقُوْلُ اِنَّكَ لَا تُظْلَمُ قَالَ فَتُوْضَعُ السِّجِلَّاتُ فِىْ كِفَّةٍ وَالْبِطَاقَةُ فِىْ كِفَّةٍ فَطَاشَتِ السِّجِلَّاتُ وَثَقُلَتِ الْبِطَاقَةُ فَلَا يَثْقُلُ مَعَ اسْمِ اللهِ شَيْءٌ.

(رواہ الترمذی وابن ماجہ)

(૯૭) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું : કિયામતના દિવસે અલ્લાહ તઆલા મારી ઉમ્મતમાંથી એક માણસને બધી મખ્લૂકની હાજરીમાં જુદો તારવશે અને તેની સામે નવ્વાણું (૯૯) રજિસ્ટર ખોલવામાં આવશે, જેમાંથી દરેકની લંબાઈ નજર પહોંચે ત્યાં સુધી હશે. (એ રજિસ્ટર તેના આ'માલનામા–કર્મપત્ર હશે.) પછી તેને ફરમાવવામાં આવશે : શું આ (આ'માલનામા)માંથી કોઈનો તને ઈનકાર છે ? શું તારા આ'માલની નિગરાની કરનારા અને લખનારા મારા ફરિશ્તાઓએ તારા પર નાઈન્સાફી કરી છે ? (ખોટી રીતે કોઈ ગુનાહ તારા આ'માલનામામાં લખી દીધો છે ?)'

તે અરજ કરશે : 'નહિ પરવરદિગાર ! (મારા પર કોઈએ અન્યાય નથી કર્યો, બલકે એ સઘળાં મારાં જ કરેલાં કાર્યો છે.) અલ્લાહ તઆલા ફરમાવશે : તો શું તારી પાસે કોઈ ઉઝર કે કારણ છે ?' તે અરજ કરશે : 'ખુદાવન્દ ! મારી પાસે કોઈ ઉઝર પણ નથી !' (ત્યાં સુધીના સવાલ–જવાબથી ખુદ તેને તથા અન્યોને પણ વિચાર આવશે કે, એ બંદો હવે પકડ અને અઝાબથી કેવી રીતે બચી શકશે ? પરંતુ સૌથી વધુ દયાળુની રહમત–કૃપા આ રીતે પ્રગટ થશે કે) અલ્લાહ તઆલા તે માણસને

ફરમાવશે : 'હા, અમારી પાસે તારી એક વિશેષ નેકી પણ છે અને આજે તારી સાથે કોઈ અન્યાય નહિ થાય (અને એ નેકીના લાભથી તને મહરૂમ નહિ રાખવામાં આવે !)'

આમ ફરમાવીને કાગળનો એક ટુકડો કાઢવામાં આવશે. તેમાં લખ્યું હશે : **'અશ્હદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ'** અને તે બંદાને કહેવામાં આવશે : 'પોતાના આ'માલ તોલવાના સ્થળે હાજર થા ! (અર્થાત્ ચાલીને પોતાની સામે વજન કરાવ !)' તે અરજ કરશે : 'હે ખુદાવન્દ ! આટલા રજિસ્ટરોની સામે આ ટુકડાની શી વેલ્યૂ અને તેમની સામે તેની શી વિસાત છે ?' (અર્થાત્ હું ત્યાં જઈને શું જોઈશ અને શું કરીશ ? પરિણામની તો જાણ જ છે. ક્યાં આટલા મોટા મોટા (૯૯) નવ્વાણું દફતર અને કયાં આ નાની–જરાક જેટલી કાપલી !)

અલ્લાહ તઆલા ફરમાવશે : 'ના, તારા પર ઝુલ્મ ન કરવામાં આવશે (પરંતુ પૂરેપૂરો ન્યાય કરાશે. જે કાપલીને તું સામાન્ય અને વજન વિનાની માની રહ્યો છે, તારી સામે તેનું અને તેમાં લખેલા ઈમાની કલિમહનું વજન જાહેર થશે અને તને તેનો સંપૂર્ણ લાભ મળશે. માટે નિરાશ ન થા અને ત્રાજવા (મીઝાન) પાસે જઈને તેનું વજન જો !) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, એ પછી તે નવ્વાણું દફતર એક પલ્લામાં મુકાશે અને કાગળની તે પરચી બીજા પલ્લામાં; તો તે દફતર હલકા નીકળશે અને તે કાપલી ભારે રહેશે અને કોઈ ચીજ ભારે નથી થઈ શકતી અલ્લાહ તઆલાના નામની સામે (મુકાબલામાં).'

*(તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ)*

**ખુલાસો** : કેટલાક હદીષવેત્તાઓએ આ હદીષના ખુલાસામાં લખ્યું છે કે આ ગવાહીનો તે કલિમહ હશે, જે કુફ્ર–શિર્કથી નીકળવાના માટે અને ઈમાન તથા ઈસ્લામમાં આવવાના માટે પ્રથમ વાર દિલ અને ઝબાનથી પઢવામાં આવ્યો હશે. કિયામતમાં આ'માલના તોલ વેળા તેની એ અસર

જાહેર થશે કે આખી ઉંમરના આગળના ગુનાહ તેની અસરથી વજનવિહોણા અને અસર વિનાના થઈ જશે. એ મતલબની એક હદીષ (ઈન્નલ્ ઈસ્લામ યહ્દિમુ મા કા–ન કબ્લહૂ) પહેલાં આવી ચૂકી છે !

એક અન્ય ખુલાસો એ હદીષનો આ પણ અપાયો છે કે, એ મામલો તે માણસનો હશે, જે લાંબી મુદત સુધી ગફલત અને બેપરવાઈથી ગુનાહ પર ગુનાહ કરતો રહ્યો અને (ગુનાહોના) દફતર લખાતાં રહ્યાં. પછી અલ્લાહ તઆલાએ તેને તૌફીક દીધી અને તેણે દિલના ઊંડાણથી તથા સંપૂર્ણ ઈખ્લાસથી આ શહાદત તથા ઈમાનના કલિમહ મારફત અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે પોતાનો ઈમાની સંબંધ ઠીક કરી લીધો અને તેના પર જ તેને મૌત આવી ગયું ! અલ્લાહ તબારક વ તઆલા વધુ જાણકાર છે.

## આસાન હિસાબ ! :

(૯૮) عَنْ عَائِشَةَ قَالَتْ : سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : يَقُوْلُ فِيْ بَعْضِ صَلٰوتِهٖ اَللّٰهُمَّ حَاسِبْنِيْ حِسَابًا يَّسِيْرًا قُلْتُ يَا نَبِيَّ اللهِ مَا الْحِسَابُ الْيَسِيْرُ ؟ قَالَ: اَنْ يُّنْظَرَ فِيْ كِتَابِهٖ فَيُتَجَاوَزَ عَنْهُ اِنَّهٗ مَنْ نُوْقِشَ الْحِسَابَ يَوْمَئِذٍ يَا عَائِشَةُ هَلَكَ. (رواه احمد)

(૯૮) તરજુમો : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે મેં કેટલીક નમાઝોમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ દુઆ કરતાં સાંભળ્યા : **'અલ્લાહુમ્મ હાસિબ્ની હિસાબંય્ યસીરા.'** (હે અલ્લાહ તઆલા ! મારો હિસાબ સરળ ફરમાવ !) મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! સરળ હિસાબનો શું અર્થ છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આસાન હિસાબ આ છે કે, બંદાના આ'માલનામા કે કર્મપોથી પર નજર કરવામાં આવે અને તેનાથી દરગુઝર કરવામાં આવે (અર્થાત્ પૂછતાછ ન કરવામાં

આવે.) વાત આ છે કે જેના હિસાબની ચકાસણી કરવામાં આવશે, હે આઈશહ ! (તેની ખૈરિયત નથી), તે બરબાદ થઈ જશે ! *(મુસ્નદે અહમદ)*

## ઈમાનીઓના માટે કિયામતનો દિવસ કેવો હલકો તથા ટૂંકો હશે ! :

(૯૯) عَنْ اَبِىْ سَعِيْدِنِ الْخُدْرِىْ اَنَّهٗ اَتٰى رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ اَخْبِرْنِىْ مَنْ يَّقْوٰى عَلَى الْقِيَامِ يَوْمَ الْقِيَامَةِ الَّذِىْ قَالَ اللّٰهُ عَزَّ وَجَلَّ "يَوْمَ يَقُوْمُ النَّاسُ لِرَبِّ الْعٰلَمِيْنَ" فَقَالَ : يُخَفَّفُ عَلَى الْمُؤْمِنِ حَتّٰى يَكُوْنَ عَلَيْهِ كَالصَّلٰوةِ الْمَكْتُوْبَةِ. (رواه البيهقى فى البعث والنشور)

(૯૯) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી : ‘મને બતાવો કે કિયામતનો દિવસ જેના વિશે ફરમાવાયું છે કે, તે દિવસે લોકો સર્વ જગતના પાલનહારની હુઝૂરમાં ઊભા થશે, તો તે દિવસે કોને ઊભા રહેવાની શક્તિ અને કુદરત હશે ?’ (અને કોણ તે પૂરા દિવસમાં ઊભો રહી શકશે, જેના વિશે કુર્આન–હદીષથી જણાય છે કે તે દિવસ પચાસ (૫૦) હજાર વર્ષની બરાબર હશે.)

તો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : સાચા ઈમાનવાળાઓના હક્કમાં એ ઊભા થવું ખૂબ હળવું અને આસાન કરી દેવામાં આવશે, ત્યાં સુધી કે તેમના માટે બસ એક ફર્ઝ નમાઝની જેમ થઈ જશે !’ *(અલ્ બઅ્ષુ વન્નુશૂર લિલ્ બયહકી)*

**ખુલાસો** : આ હદીષ જેવો જ સંકેત કે ઈશારો કુર્આને મજીદમાં સૂરએ મુદષ્ષિરમાં પણ ફરમાવવામાં આવ્યો છે : **ફ ઈઝા નુકિ–ર ફિન્નાકૂર....**(અંત સુધી) તરજુમો : તો જ્યારે સૂર ફૂંકી દેવામાં આવશે તો

તે દિવસ ઘણો કઠિન હશે; ઈમાન ન લાવનારાઓ માટે આસાન ન હશે.' આથી જણાય છે કે એ કઠિન અને ભારે દિવસ ઈમાનીઓના માટે સખત ન હશે; બલકે આસાન અને હલકો કરી દેવાશે !

## રાત્રે અલ્લાહ તઆલા માટે જાગનારાઓને જન્નતમાં હિસાબ–કિતાબ વિના પ્રવેશ ! :

(١٠٠) عَنْ اَسْمَاءَ بِنْتِ يَزِيْدَ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: يُحْشَرُ النَّاسُ فِيْ صَعِيْدٍ وَاحِدٍ يَوْمَ الْقِيٰمَةِ فَيُنَادِيْ مُنَادٍ فَيَقُوْلُ اَيْنَ الَّذِيْنَ كَانَتْ تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ. فَيَقُوْمُوْنَ وَهُمْ قَلِيْلٌ فَيَدْخُلُوْنَ الْجَنَّةَ بِغَيْرِ حِسَابٍ ثُمَّ يُؤْمَرُ سَائِرُ النَّاسِ اِلَى الْحِسَابِ. (رواه البيهقي في شعب الايمان)

(૧૦૦) તરજુમો : હઝરત અસ્માઅ્ બિન્તે યઝીદ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : 'કિયામતના દિવસે સઘળા માણસોને (જીવંત કરાયા પછી) એક વિશાળ અને સપાટ મેદાનમાં ભેગા કરવામાં આવશે. પછી અલ્લાહ તઆલા તરફથી પુકારનારો પુકારશે કે, 'ક્યાં છે તે બંદા જેમનાં પડખાં રાત્રિઓમાં પથારીઓથી અલગ રહેતાં હતાં (એટલે બિસ્તર છોડીને તહજ્જુદની નમાઝ પઢતા હતા.)' તો તેઓ એ પુકાર પર ઊભા થઈ જશે અને તેમની સંખ્યા વધુ ન હશે. પછી તેઓ અલ્લાહ તઆલાના હુકમથી હિસાબ–કિતાબ વિના જન્નતમાં ચાલ્યા જશે. ત્યાર પછી બાકી તમામ લોકોને હુકમ થશે કે તેઓ હિસાબના માટે હાજર થાય !'
*(શુઅ્બુલ્ ઈમાન લિલ્ બયહકી)*

## ઉમ્મતે મુહમ્મદિય્યહનો ઘણી મોટી સંખ્યામાં હિસાબ–કિતાબ વિના જન્નતમાં પ્રવેશ ! :

(١٠١) عَنْ اَبِيْ اُمَامَةَ رضي الله عنه قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ

وَسَلَّمَ : يَقُوْلُ وَعَدَنِيْ رَبِّيْ اَنْ يُّدْخِلَ الْجَنَّةَ مِنْ اُمَّتِيْ سَبْعِيْنَ اَلْفًا لَا حِسَابَ عَلَيْهِمْ وَلَا عَذَابَ مَعَ كُلِّ اَلْفٍ سَبْعُوْنَ اَلْفًا وَثَلٰثُ حَثَيَاتٍ مِنْ حَثَيَاتِ رَبِّيْ.

(رواه احمد، والترمذی، وابن ماجاه)

(૧૦૧) તરજુમો : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે, મારા પરવરદિગારે મને વાયદો ફરમાવ્યો છે કે મારી ઉમ્મતમાંથી સિત્તેર હજારને હિસાબ તથા અઝાબ વિના જન્નતમાં મોકલાશે અને તેમાંથી પ્રત્યેક હજારની સાથે સિત્તેર હજાર જ બીજા હશે અને બીજા ત્રણ ખોબા મારા પરવરદિગારનાં ખોબાઓમાંથી (મારી ઉમ્મતમાંથી હિસાબ તથા અઝાબ વિના જન્નતમાં મોકલવામાં આવશે !) *(રવાહુ અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ)*

**ખુલાસો :** આ પ્રકારની હદીષોની પૂરી હકીકત ત્યારે જ ખુલશે જ્યારે એ બધી વાતો અમલી રીતે સામે આવશે. આ દુનિયામાં તો આપણો ઈલ્મ અને જાણકારી એટલી અધૂરી છે કે ઘણાં બધાં તે બનાવોને સંપૂર્ણ રીતે સમજવાથી પણ આપણે અસમર્થ રહીએ છીએ, જે અખબાર (રેડિયો) વગેરેથી જાણીએ છીએ, પરંતુ એ પ્રકારના બનાવોનો કદી આપણે અનુભવ અને દર્શન કર્યો નથી. અલ્લાહ અઝ્ઝ વ જલ્લુહુએ સાચું જ ફરમાવ્યું છે : 'અને તમને આંશિક જ ઈલ્મ–જ્ઞાન આપવામાં આવ્યું છે !'

*(અલ્ કુર્આન)*

## હૌઝે કવ્ષર, પુલસિરાત અને મીઝાન (ત્રાજવું) :

હદીષોમાં આખિરતની જે ચીજોનો નામ સાથે ઉલ્લેખ કરાયો છે, તેમાંથી આ ત્રણ ચીજો પણ છે. કવ્ષરનો અમુક હદીષોમાં હૌઝના નામથી ઉલ્લેખ કરાયો છે અને અમુક હદીષોમાં નહેરના શબ્દથી. કેટલીક હદીષોથી જણાય છે કે એ કવ્ષર જન્નતની અંદર આવેલી છે અને બહુધા હદીષોથી જણાય છે કે તેનું ઉદ્ભવસ્થાન જન્નતની બહાર છે અને ઈમાનીઓ

જન્નતના પ્રવેશ પૂર્વે આ જ હૌઝ પર હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાકીઝહ સેવાનું માન મેળવીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બરકતવંત હાથોથી તેનું અતિ સફેદ અને શફ્ફાફ (પારદર્શક) તથા અપાર લઝીઝ અને મીઠાશભર્યું પાણી પીશે.

તહકીકી–સંશોધનીય વાત આ છે કે, કવ્ષરનું મૂળ કેન્દ્રિય ઝરણું જન્નતની અંદર છે અને જન્નતની લંબાઈ–પહોળાઈમાં તેની શાખાઓ નહેરોની શકલમાં દરેક બાજુ વહે છે અને જેને હૌઝે કવ્ષર કહેવામાં આવે છે, તે સેંકડો માઈલની લંબાઈ–પહોળાઈમાં એક અતિ ખૂબસૂરત સરોવર છે, જે જન્નતની બહાર છે, પરંતુ તેનો સંબંધ તે જ જન્નતની અંદરના ઝરણાથી છે. જાણે તેમાં જે પાણી હશે તે જન્નતનાં જ તે ઝરણાથી નહેરો દ્વારા આવશે. આજના વિકસિત શહેરો (કસ્બાઓ–ગામડાંઓમાં પણ) વોટર વર્ક્સની જે વ્યવસ્થા છે, તેણે કવ્ષરના એ પ્રકારને સમજવું (અલ્હમ્દુ લિલ્લાહ) સૌના માટે સરળ કરી દીધું છે.

અત્રે એ પણ ધ્યાનમાં રહે કે હૌઝના શબ્દથી સામાન્યતઃ લોકોની કલ્પના તે જ પ્રકારના હૌઝો તરફ જાય છે, જે પ્રકારના હૌઝ તેમણે સામાન્યરૂપે દુનિયામાં જોયા હોય છે, પરંતુ કવ્ષરનો હૌઝ પોતાની આંતરિક કેફિયતો અને પોતાના સૌંદર્યમાં તો દુનિયાના હૌઝોથી એટલા નિરાળા અને ચઢિયાતા હશે જ જેટલી જન્ન્તની કોઈ ચીજને દુનિયાની ચીજોના મુકાબલામાં હોવું જોઈએ. એ સિવાય તેનો વિસ્તાર કે એરિયા પણ એટલો (મોટો) હશે કે એક મુસાફર તેના એક કિનારાથી બીજા કિનારા સુધીનું અંતર એક માસમાં કાપી શકશે અને એક હદીષમાં તેનું અંતર એડન અને અમ્માનના અંતરની બરોબર બતાવવામાં આવ્યું છે !

તાત્પર્ય આ કે આખિરતની ચીજો વિશે હદીષોમાં જે કંઈ ઉલ્લેખ કરાયો છે તેની રોશનીમાં પણ તે ચીજોની ખરી કલ્પના આ દુનિયામાં નથી કરી શકાતી; તે ચીજોનો જે વાસ્તવિક રૂપરંગ છે, તે સહીહ રીતે તો સામે આવ્યા પછી જ જણાશે.

એ જ વાત સિરાત અને મીઝાન વગેરેની બાબતોમાં પણ ધ્યાનમાં રાખવી જોઈએ !

(١٠٢) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: بَيْنَا اَنَا اَسِيْرُ فِى الْجَنَّةِ اِذَا اَنَا بِنَهْرٍ حَافَتَاهُ قِبَابُ الدُّرِّ الْمُجَوَّفِ قُلْتُ مَا هٰذَا يَا جِبْرَئِيْلُ؟ قَالَ: هٰذَا الْكَوْثَرُ الَّذِىْ اَعْطَاكَ رَبُّكَ فَاِذَا طِيْنُهُ مِسْكٌ اَذْفَرُ. (رواه البخارى)

(૧૦૨) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : એ દરમિયાન કે હું જન્નતમાં ચાલ્યો જઈ રહ્યો હતો, એક (અજીબો–ગરીબ) નહેર પરથી હું પસાર થયો. તેની બન્ને બાજુ અંદરથી ખાલી કરેલા મોતીઓથી તૈયાર કરાયેલા કુબ્બા હતા. મેં (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને પૂછયું કે, 'આ શું છે ?' જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ બતાવ્યું કે 'એ કવ્ષર છે, જે આપના રબે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આપી છે.' મેં જોયું કે તેની માટી (જે તેના ઊંડાણમાં હતી) તે ખૂબ જ મહેંકનાર કસ્તૂરીની જેમ સુગંધીદાર હતી !' *(બુખારી શરીફ)*

**ખુલાસો** : આ હદીષમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જન્નતની સૈર કરતાં કવ્ષરની નહેર પર ગુઝરવાનો જે બનાવ વર્ણવ્યો છે, બનતાં સુધી એ મેઅ્રાજની રાતનો છે. જિબ્રઈલ (અલયહિસ્સલામ)ના જવાબમાં ઈશારો આ આયતની તરફ છે. તરજુમો : 'અમે આપને કવ્ષર આપી !' કવ્ષરના અર્થ ખૈરે કષીર (ખૂબ ભલાઈ)ના છે અને અલ્લાહ જલ્લ શાનુહૂએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખૈરના જે ખઝાના અતા ફરમાવ્યા હતા, દાખલા તરીકે કુર્આન અને શરીઅત તથા ઉચ્ચ રૂહાની–આત્મિક ગુણો અને દુનિયા તથા આખિરતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઊંચી શાન–મરતબો વગેરે, તો એ સૌ પણ કવ્ષરની વિશાળતામાં જો કે શામિલ છે, પરંતુ

જન્નતની એ નહેર અને તેનાથી સંકલિત તે હૌઝ જે હશ્રનાં મેદાનમાં હશે (જેનાથી અલ્લાહ તઆલાના અગણિત બંદાઓ સય્રાબ–તૃપ્ત થશે) કવ્ષર શબ્દની ખાસ મિસ્દાક (બંધબેસતી) છે.

અથવા એમ સમજવું જોઈએ કે અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દીન–ઈમાનના સિલસિલાની જે ખૂબ જ કિંમતી નેઅ્મતો આપી હતી, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારફત અલ્લાહ પાકના અગણિત બંદાઓ સુધી પહોંચી; આખિરતમાં તેમનું પ્રાગટ્ય એ કવ્ષરની નહેર અને કવ્ષરના હૌઝના રૂપમાં હશે, જેમનાથી અલ્લાહ તઆલાના અગણિત બંદાઓ લાભવંત કે ફૈઝયાબ અને સય્રાબ થશે !

(۱۰۳) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: حَوْضِیْ مَسِيْرَةُ شَهْرٍ وَزَوَايَاهُ سَوَاءٌ مَاءُهُ اَبْيَضُ مِنَ اللَّبَنِ وَ رِيْحُهُ اَطْيَبُ مِنَ الْمِسْكِ وَ كِيْزَانُهُ كَنُجُوْمِ السَّمَآءِ مَنْ يَّشْرَبُ مِنْهَا فَلَا يَظْمَأُ اَبَدًا.

(رواه البخاری و مسلم)

(૧૦૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મારા હૌઝની દૂરી એક માસની છે (અર્થાત્ અલ્લાહ તઆલાએ જે હૌઝે કવ્ષર મને આપી છે, તે એટલી લાંબી–પહોળી છે કે તેની એક બાજુથી બીજી બાજુ સુધી એક માસનું અંતર છે) અને તેના ખૂણા સંપૂર્ણ બરોબર છે. (તેનો જાહેરી મતલબ એ છે કે તે ચોરસ છે.)

તેનું પાણી દૂધથી વધારે સફેદ છે અને તેની સુગંધ કસ્તૂરીથી પણ ઉત્તમ છે અને તેના કૂજા આકાશના તારાઓની જેમ છે. (બહુધા તેનો મતલબ એ છે કે આકાશના તારાઓ જેમ રૂપાળા અને ચમકદાર છે અને તેમની વિપુલતાના કારણે જેમ તેમને ગણી નથી શકાતા, એ જ રીતે મારા હૌઝના જામ પણ અગણિત અને રૂપાળા તથા ચમકદાર છે.) જે તેનું પાણી પીશે, તે

ક્યારેય તરસમાં ન સપડાશે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(۱۰۴) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنِّىْ فَرَطُكُمْ عَلَى الْحَوْضِ مَنْ مَرَّ عَلَىَّ شَرِبَ وَمَنْ شَرِبَ لَمْ يَظْمَأْ اَبَدًا سَيَرِدَنَّ عَلَىَّ اَقْوَامٌ اَعْرِفُهُمْ وَيَعْرِفُوْنَنِىْ ثُمَّ يُحَالُ بَيْنِىْ وَبَيْنَهُمْ فَاَقُوْلُ اِنَّهُمْ مِنِّىْ فَيُقَالُ اِنَّكَ لَا تَدْرِىْ مَا اَحْدَثُوْا بَعْدَكَ فَاَقُوْلُ سُحْقًا سُحْقًا لِمَنْ غَيَّرَ بَعْدِىْ.

(رواه البخاری ومسلم)

(૧૦૪) તરજુમો : હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હું હૌઝે કવ્ષર પર તમારો મીરે સામાં (કાફલાનો સરદાર) છું (અને તમારાથી આગળ જઈને તમારી તૃષા (પ્યાસ)ની વ્યવસ્થા કરનાર છું.) જે મારી પાસે પહોંચશે, તે આબે કવ્ષરથી પીશે અને જે તેનાથી પી લેશે, ફરી ક્યારેય તે તરસમાં ન સપડાશે અને ત્યાં કેટલાક લોકો જેમને હું પણ ઓળખીશ અને તેઓ પણ મને ઓળખશે, મારી તરફ આવશે, પરંતુ મારી અને તેમની વચ્ચે આડ કરી દેવાશે (અને તેમને મારી પાસે આવવાથી રોકી દેવામાં આવશે.)

તો હું કહીશ કે એ લોકો તો મારા છે, તો મને જવાબ અપાશે કે તમને જાણ નથી કે તેમણે તમારા પછી કઈ કઈ નવી વાતો કાઢી (અને શું શું અડચણો નાખી ?) તો હું કહીશ કે 'બરબાદી અને દૂરી હોય તેમના માટે, જેમણે મારા પછી દીનમાં જુદાઈ નાખી અને તેમાં ગરબડ કરી.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : જે લોકોને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે કવ્ષરના હૌઝ પર જવાથી રોકવામાં આવશે તેમને નક્કી કરવા મુશ્કેલ છે કે તે કોણ અને કયા વર્ગનાં લોકો છે ? અને ન તેનું જાણવું આપણા માટે અનિવાર્ય–જરૂરી છે. આ હદીષનો ખાસ બોધ બસ આપણાં માટે તો આ છે

કે જો આપણે કવ્ષર પર હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજરીની ખેવના રાખીએ છીએ, તો મક્કમતાથી તે દીન પર કાયમ રહીએ, જેને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપણા માટે લાવ્યા હતા અને તેમાં પોતાના તરફથી કોઈ નવી–વિકૃત શોધ અને કોઈ ફેરફાર ન કરીએ !

(١٠٥) عَنْ ثَوْبَانَ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: حَوْضِيْ مِنْ عَدَنَ إِلَى عَمَّانَ الْبَلْقَاءِ مَاءُهُ اَشَدُّ بَيَاضًا مِنَ اللَّبَنِ وَاَحْلَى مِنَ الْعَسَلِ وَاَكْوَابُهُ عَدَدُ نُجُوْمِ السَّمَآءِ مَنْ شَرِبَ مِنْهُ شَرْبَةً لَمْ يَظْمَأْ بَعْدَهَا اَبَدًا اَوَّلُ النَّاسِ وُرُوْدًا فُقَرَاءُ الْمُهَاجِرِيْنَ الشُّعْثُ رُؤُسًا الدُّنِسُ ثِيَابًا الَّذِيْنَ لَا يَنْكِحُوْنَ الْمُتَنَعِّمَاتِ وَلَا يُفْتَحُ لَهُمُ السُّدَدُ. (رواه احمد والترمذي وابن ماجه)

(૧૦૫) તરજુમો : હઝરત ષવ્બાન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : મારા હૌઝનું અંતર (એટલું છે જેટલું કે) એડનથી અમ્માને બલ્કાઅ્ સુધી. તેનું પાણી દૂધથી વધુ સફેદ અને મધથી વધારે મીઠું છે અને તેના ગ્લાસ ગણતરીમાં આકાશના તારાઓની જેમ (અગણિત) છે. તેના પાણીનો એ ગુણ છે કે, જે તેમાંથી એકવાર પી લેશે, તેને પછી ક્યારેય તરસની તકલીફ નહીં પડે !

એ હૌઝ પર સઘળા લોકોથી પ્રથમ મારી પાસે પહોંચનારા મુહાજિર ફુકરાઅ્ હશે. પરેશાન અને વિખરાયેલા માથાંવાળા, મેલાં–ઘેલાં કપડાંવાળા, જેમના નિકાહ આસૂદહ અને ખુશહાલ સ્ત્રીઓથી નથી થઈ શકતા અને જેમના માટે દરવાજા નથી ખોલવામાં આવતા (અને જેમનું સ્વાગત નથી કરવામાં આવતું.) *(અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ)*

**ખુલાસો** : અડન (એડન) પ્રખ્યાત સ્થળ છે અને અમ્માન પણ શામ

દેશનું મશહૂર શહેર છે. બલ્કાઅ્ અમ્માનના નજીક એક આબાદી હતી. વિશેષતા અને નિશાની માટે 'અમ્માને બલ્કાઅ્'નો શબ્દ ઉપયોગાયો છે એનો મતલબ એ છે કે આ દુનિયામાં અડન અને બલ્કાઅ્ના નજીકના અમ્માન વચ્ચે જેટલું અંતર છે, આખિરતમાં હૌઝે કવ્ષરનું ક્ષેત્રફળ તેટલું હશે.

અત્રે ધ્યાનમાં રહે કે એ પણ કોઈ માપેલું અંતર નથી કે બરાબર એટલા જ માઈલ અને એટલા જ ફર્લાંગ અને એટલા જ ફૂટ હોય, બલકે હૌઝની વિશાળતા બતાવવાના માટે ઉર્ફ (લોકરિવાજ) મુજબ એ એક અંદાજે કહેવાયેલી વાત છે. એનો મતલબ એ છે કે હૌઝનું ક્ષેત્રફળ સેંકડો માઈલનું હશે !

અંતમાં ફરમાવાયું છે કે સૌથી પ્રથમ હૌઝ પર પહોંચીને તેનાથી સય્રાબ થનાર તે ગરીબ મુહાજિરો હશે, જે પોતાની ફકીરી તથા દુનિયાથી બેરગ્બતી (નિઃસ્પૃહતા)ના કારણથી એ હાલતમાં રહે છે કે, તેમનાં માથાંના વાળ શણગારેલા નથી હોતા, બલકે વિખરાયેલા અને ગૂંચવાયેલા રહે છે અને કપડાં પણ તેમનાં ઉજળાં નથી હોતાં, બલકે મેલાં–ઘેલાં હોય છે. જો તેઓ નિકાહ કરવા ચાહે તો તેમની એ હાલતના લઈને ખુશહાલ ઘરોની દીકરીઓ તેમનાં નિકાહમાં ન દેવામાં આવે અને જો તેઓ કોઈના ઘરે જાય તો તેમનાં મેલાં–કુચેલાં કપડાં અને તેમના દેખાવ તથા રૂપના કારણથી કોઈ તેમના માટે પોતાનો દરવાજો ન ખોલે અને તેમનું સ્વાગત કે ઈસ્તિક્બાલ ન કરે.

આથી જણાયું કે અલ્લાહ તઆલાના જે બંદાઓનો દુનિયાથી બેરગ્બતી–નિઃસ્પૃહતા અને દીનની મશ્ગૂલી તથા આખિરતની ચિંતાના દબાણના લઈ ઉપર જેવો હાલ હોય, તેઓ દુનિયાનો આરામ કુર્બાન કરવાના કારણે આખિરતનાં ઈનામોમાં આગળ તથા ચઢિયાતા હશે, જે લોકો આ તર્ઝ (શૈલી)ને 'રહ્બાનિય્યત' અને 'દીનના ખોટા અભિગમ કે તસવ્વુરનું પરિણામ' સમજે છે, તેઓ આ પ્રકારની હદીષો પર ચિંતન–મનન કરે !

પ્રત્યેક યુગના કેટલાક રોગો હોય છે. જેમ પહેલાં કોઈ યુગમાં ખરેખર રહ્બાનિય્યત (દુનિયાનો ત્યાગ)ની ખોટી અને અણઈસ્લામી પ્રથાને ઈસ્લામના પસંદીદહ ઝુહ્દ (દુનિયાથી બેરગ્બતી) અમુક વર્તુળોમાં સમજવા તથા સમજાવવામાં આવતી હતી, એ જ રીતે આપણા આ યુગમાં (કદાચિત તેના પ્રત્યાઘાતરૂપે) કેટલાક વર્તુળોનો સ્થાયી ઝોક આ છે કે ઈસ્લામ અને તેની તા'લીમાતને આ યુગના ભૌતિક અને મનેચ્છાપૂજક તકાઝાઓથી વધુમાં વધુ સુસંગત બનાવવામાં આવે ! (અને અલ્લાહ તઆલા ચાહે તેને સીધી રાહની હિદાયત આપે છે.)

(۱۰۶) عَنْ سَمُرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ لِكُلِّ نَبِيٍّ حَوْضًا وَاِنَّهُمْ لَيَتَبَاهُوْنَ اَيُّهُمْ اَكْثَرُ وَارِدَةً وَاِنِّىْ لَاَرْجُوْا اَنْ اَكُوْنَ اَكْثَرَهُمْ وَارِدَةً. (رواه الترمذى)

(૧૦૬) તરજુમો : હઝરત સમુરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''આખિરતમાં દરેક નબીનો એક હૌઝ હશે અને તેમની વચ્ચે એના પર ગર્વ થશે કે તેમનામાં કોની પાસે પીનારા વધુ આવે છે ? અને હું આશા રાખું છું કે સૌથી વધારે લોકો પીવા માટે મારી પાસે આવશે (અને મારા હૌઝથી સયરાબ થશે.)'' *(તિરમિઝી શરીફ)*

(۱۰۷) عَنْ أَنَسٍ قَالَ: سَأَلْتُ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَنْ يَشْفَعَ لِىْ يَوْمَ الْقِيٰمَةِ فَقَالَ اَنَا فَاعِلٌ قُلْتُ يَا رَسُوْلَ اللهِ فَاَيْنَ اَطْلُبُكَ. قَالَ: اُطْلُبْنِىْ اَوَّلَ مَا تَطْلُبُنِىْ عَلَى الصِّرَاطِ قُلْتُ فَاِنْ لَّمْ اَلْقَكَ عَلَى الصِّرَاطِ قَالَ فَاطْلُبْنِىْ عِنْدَ الْمِيْزَانِ قُلْتُ فَاِنْ لَّمْ اَلْقَكَ عِنْدَ الْمِيْزَانِ قَالَ: فَاطْلُبْنِىْ عِنْدَ الْحَوْضِ فَاِنِّىْ لَا اُخْطِئُ هٰذِهِ الثَّلٰثَ الْمَوَاطِنَ. (رواه الترمذى)

(૧૦૭) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ) (હુઝૂર

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સેવક)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે : ‘કિયામતના દિવસે આપ મારી સિફારિશ ફરમાવજો !’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : ‘હું તમારું એ કામ કરીશ !’ મેં અરજ કરી : ‘તો (કિયામતના દિવસે) હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ક્યાં તલાશ કરું ?’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘સૌથી પ્રથમ જ્યારે તમને મારી તલાશ હોય તો (પુલ)સિરાત પર મને જોજો !’

મેં અરજ કરી : ‘જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સિરાત પર ન પામું તો ફરી ક્યાં ઢૂંઢૂં ?’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘તો પછી મને મીઝાનની પાસે શોધજો !’ મેં અરજ કરી : ‘અને જો મીઝાનની પાસે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ન પામું તો પછી કયાં શોધું ?’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું : ‘તો પછી મને હૌઝની પાસે જોજો ! કારણ કે ત્યારે હું આ ત્રણ સ્થળેથી દૂર ક્યાંય ન જઈશ !’ *(તિરમિઝી શરીફ)*

**ખુલાસો :** આ હદીષથી જણાયું કે આખિરતની શફાઅત કે સિફારિશ એવી ચીજ છે, જેની હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી દરખ્વાસ્ત કરી શકાય છે અને ભલે આ હદીષમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાને મળવાનાં ઠેકાણાં હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ને બતાવ્યાં છે, પરંતુ હકીકતમાં શફાઅતના સૌ જરૂરતમંદોને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાને મળવાનાં આ ઠેકાણાં બતાવ્યાં છે. ‘હે અલ્લાહ પાક ! અમને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકા પર મૌત આપજો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅતથી નસીબવંત કરજો !

(١٠٨) عَنِ الْمُغِيْرَةِ بْنِ شُعْبَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: شِعَارُ الْمُؤْمِنِيْنَ يَوْمَ الْقِيٰمَةِ عَلَى الصِّرَاطِ رَبِّ سَلِّمْ سَلِّمْ !

(رواہ الترمذی)

(૧૦૮) તરજુમો : હઝરત મુગીરહ બિન શુઅ્બહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : કિયામતના દિવસે (પુલ)સિરાત પર મો'મિનોનો શિઆર (અર્થાત્ તેમનો ખાસ વઝીફો આ દુઆના કલિમહ હશે : **'રબ્બિ સલ્લિમ્ વ સલ્લિમ્'** (હે અમારા પરવરદિગાર ! અમને સલામત રાખો અને સલામતીની સાથે પાર ઉતારો). આમીન !

## શફાઅત–સિફારિશ ! :

હશ્રના મેદાનમાં પેશ આવનારા જે બનાવોની સ્પષ્ટ ખબર હદીષોમાં અપાઈ છે અને જેમના પર યકીન રાખવું એક મો'મિનના માટે અનિવાર્ય છે, તેમાંથી એક હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત પણ છે. તેના વિશેની હદીષો તવાતુર (જેને પ્રત્યેક યુગમાં એટલી મોટી જમાઅત બયાન કરે, જેમનું જૂઠ પર એકત્ર થવું મુશ્કેલ હોય)ના દરજ્જે પહોંચી જાય છે.

પછી શફાઅતની એ હદીષોના સમૂહથી સમજીને હદીષવેત્તાઓએ લખ્યું છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત અનેક પ્રકારની હશે અને વારંવાર થશે. સૌથી પ્રથમ જ્યારે કે સર્વે મેહશરવાળા અલ્લાહ તઆલાના જલાલ–રોબથી ગભરાયેલા અને ડરેલા હશે અને કોઈની હોઠ હલાવવાની તાકાત અને હિમ્મત ન હશે અને હઝરત આદમ (અલયહિસ્સલામ)થી લઈને હઝરત ઈસા (અલયહિસ્સલામ) સુધી તમામ મહાન નબીઓ પણ 'નફ્સી નફ્સીની દુનિયા'માં હશે અને કોઈ શફાઅતની હિમ્મત ન કરી શકશે, તો તે સમયે આમ મેહશરવાળાઓની દરખ્વાસ્ત પર અને તેમની તકલીફથી પ્રભાવિત થઈને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ હિમ્મત કરીને અને અલ્લાહ તઆલાના લુત્ફો–કરમ પર યકીન રાખીને આગળ વધશે.

(પછી) સંપૂર્ણ નિયાઝમંદી અને વિવેકના સૌજન્ય સહિત (જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનના યોગ્ય હશે) અલ્લાહ રબ્બુલ

ઈઝ્ઝતની બારગાહમાં મેહશરવાળાઓના માટે સિફારિશ ફરમાવશે કે તેમને આ ચિંતા અને બેચેનીની હાલતથી મુક્તિ આપવામાં આવે અને તેમનો હિસાબ–કિતાબ અને ફેંસલો ફરમાવી દેવામાં આવે !

ઊંચી બારગાહ (દરબાર)માં તે દિવસે એ સૌથી પ્રથમ શફાઅત હશે અને એ શફાઅત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ ફરમાવશે. એ પછી જ હિસાબ તથા ફેંસલાનું કામકાજ શરૂ થઈ જશે. આ શફાઅત સર્વ મેહશરવાળાઓના માટે હશે, તેથી તેને મોટી શફાઅત (શફાઅતે ઉઝ્મા અથવા શફાઅતે કુબ્રા) પણ કહે છે.

એ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતના વિવિધ દરજ્જાના તે ગુનેહગારોનાં વિશે જે પોતાની દુરાચારીઓના કારણે જહન્નમના હકદાર હશે અથવા જે જહન્નમમાં જઈ ચૂક્યા હશે, અલ્લાહ તઆલાની બારગાહમાં અરજ કરશે કે, તેમને માફ કરીને દોઝખમાંથી કાઢવાની રજા દેવામાં આવે ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ શફાઅત પણ કબૂલ થશે અને ગુનેહગાર ઉમ્મતીઓની એક મોટી સંખ્યા જહન્નમથી મુક્ત થશે.

એ ઉપરાંત ઉમ્મતના કેટલાક નેક લોકોના માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એની પણ શફાઅત કરશે કે તેમના માટે હિસાબ–કિતાબ વિના જન્નત પ્રવેશનો ઑર્ડર આપી દેવામાં આવે ! એ જ રીતે પોતાના ઘણાં ઉમ્મતીઓના હક્કમાં દરજ્જાઓની બુલંદી માટે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાથી અરજ કરશે. હદીષોમાં શફાઅતના આ સર્વ પ્રકારો તથા બનાવોની વિગત આવેલી છે.

હદીષોથી આ પણ જણાય છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથે શફાઅતનો દરવાજો ખૂલ્યા પછી બીજા અમ્બિયા (અલયહિમુસ્સલામ), મહાન ફરિશ્તા તથા અલ્લાહ પાકના અન્ય નેક અને માનીતા બંદાઓ પોતાનાથી સંબંધિત ઈમાનીઓના હકમાં સિફારિશો કરશે. ત્યાં સુધી કે નાની ઉંમરમાં મરનારા મો'મિનોના મા'સૂમ

બાળકો પણ પોતાનાં મા–બાપનાં માટે સિફારિશો કરશે. એ જ રીતે કેટલાક નેક આ'માલ પણ પોતાના કરનારાઓનાં માટે સિફારિશ કરશે અને તે સિફારિશો પણ કબૂલ થશે અને ઘણી મોટી સંખ્યા આવી જ સિફારિશોના બહાને માફી પામશે !

હા, એ ધ્યાનમાં રહે કે આ સઘળી શફાઅતો અલ્લાહ તઆલાની મરજી અને ઈજાઝતથી થશે, નહિતર કોઈ નબી અને કોઈ ફરિશ્તાની પણ એ મજાલ નથી કે તે અલ્લાહ તઆલાની રજા વિના એક માનવીને પણ દોઝખથી કાઢી શકે અથવા તેની મરજી અને ઈશારા વિના કોઈના હકમાં સિફારિશના માટે ઝબાન ખોલી શકે. કુર્આને પાકમાં છે : **'મન્ ઝલ્લઝી યશ્ફઊ ઈન્દહૂ ઈલ્લા બિઈઝ્નિહી !'** *(સૂરએ બકરહ, રુકૂઅ : ૨૪)*

બીજી આયતમાં છે : **'વલા યશ્ફઊ–ન ઈલ્લા લિ–મનિર્તદા !'**
*(સૂરએ અમ્બિયા, રુકૂઅ : ૨)*

માનવંત આલિમોએ ફરમાવ્યું છે કે, શફાઅત મૂળમાં સિફારિશ કરનારાઓની મહાનતા તથા મકબૂલિયત જાહેર કરવા અને તેમના માન–ઈકરામના માટે હશે, નહિતર અલ્લાહ તઆલાનાં કામો તથા નિર્ણયોમાં દખલ દેવાની કોની મજાલ છે ? તેની શાન તો **'યફ્અલૂ મા યશાઉ વ યહ્કુમુ મા યૂરીદુ'**ની છે.

આટલી પ્રસ્તાવના પછી નીચે શફાઅતના અધ્યાયની હદીષો પઢો !

(۱۰۹) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: إِذَا كَانَ يَوْمُ الْقِيٰمَةِ مَاجَ النَّاسُ بَعْضُهُمْ فِيْ بَعْضٍ فَيَأْتُوْنَ آدَمَ، فَيَقُوْلُوْنَ اِشْفَعْ إِلٰى رَبِّكَ، فَيَقُوْلُ لَسْتُ لَهَا وَلٰكِنْ عَلَيْكُمْ بِإِبْرَاهِيْمَ فَإِنَّهُ خَلِيْلُ الرَّحْمٰنِ فَيَأْتُوْنَ إِبْرَاهِيْمَ، فَيَقُوْلُ: لَسْتُ لَهَا وَلٰكِنْ عَلَيْكُمْ بِمُوْسٰى فَإِنَّهُ كَلِيْمُ اللهِ فَيَأْتُوْنَ مُوْسٰى، فَيَقُوْلُ لَسْتُ لَهَا وَلٰكِنْ عَلَيْكُمْ بِعِيْسٰى فَإِنَّهُ رُوْحُ اللهِ وَكَلِمَتُهُ فَيَأْتُوْنَ عِيْسٰى، فَيَقُوْلُ لَسْتُ لَهَا وَلٰكِنْ عَلَيْكُمْ بِمُحَمَّدٍ فَيَأْتُوْنِيْ فَأَقُوْلُ أَنَا

لَهَا فَاَسْتَأْذِنُ عَلٰى رَبِّىْ فَيُؤْذَنُ لِىْ وَيُلْهِمُنِىْ مَحَامِدَ اَحْمَدُهٗ بِهَا لَا تَحْضُرُنِى الْاٰنَ فَاَحْمَدُهٗ بِتِلْكَ الْمَحَامِدِ وَاَخِرُّ لَهٗ سَاجِدًا فَيُقَالُ يَا مُحَمَّدُ اِرْفَعْ رَأْسَكَ وَقُلْ تُسْمَعْ وَسَلْ تُعْطَ وَ اشْفَعْ تُشَفَّعْ . فَاَقُوْلُ يَا رَبِّ اُمَّتِىْ اُمَّتِىْ فَيُقَالُ اِنْطَلِقْ فَاَخْرِجْ مَنْ كَانَ فِىْ قَلْبِهٖ مِثْقَالُ شَعِيْرَةٍ مِنْ اِيْمَانٍ فَاَنْطَلِقُ فَاَفْعَلُ ثُمَّ اَعُوْدُ فَاَحْمَدُهٗ بِتِلْكَ الْمُحَامِدِ ثُمَّ اَخِرُّ لَهٗ سَاجِدًا فَيُقَالُ يَا مُحَمَّدُ اِرْفَعْ رَأْسَكَ وَقُلْ تُسْمَعْ وَسَلْ تُعْطَ وَ اشْفَعْ تُشَفَّعْ . فَاَقُوْلُ يَا رَبِّ اُمَّتِىْ اُمَّتِىْ فَيُقَالُ اِنْطَلِقْ فَاَخْرِجْ مَنْ كَانَ فِىْ قَلْبِهٖ مِثْقَالُ ذَرَّةٍ اَوْخَرْدَلَةٍ مِنْ اِيْمَانٍ فَاَنْطَلِقُ فَاَفْعَلُ ثُمَّ اَعُوْدُ فَاَحْمَدُهٗ بِتِلْكَ الْمَحَامِدِ ثُمَّ اَخِرُّ لَهٗ سَاجِدًا فَيُقَالُ يَا مُحَمَّدُ اِرْفَعْ رَأْسَكَ وَقُلْ تُسْمَعْ وَسَلْ تُعْطَ وَ اشْفَعْ تُشَفَّعْ . فَاَقُوْلُ يَا رَبِّ اُمَّتِىْ اُمَّتِىْ فَيُقَالُ اِنْطَلِقْ فَاَخْرِجْ مَنْ كَانَ فِىْ قَلْبِهٖ اَدْنٰى اَدْنٰى اَدْنٰى مِثْقَالِ حَبَّةِ خَرْدَلَةٍ مِنْ اِيْمَانٍ فَاَخْرِجْهُ مِنَ النَّارِ فَاَنْطَلِقُ فَاَفْعَلُ ثُمَّ اَعُوْدُ الرَّابِعَةَ فَاَحْمَدُهٗ بِتِلْكَ الْمَحَامِدِ ثُمَّ اَخِرُّ لَهٗ سَاجِدًا فَيُقَالُ يَا مُحَمَّدُ اِرْفَعْ رَأْسَكَ وَقُلْ تُسْمَعْ وَسَلْ تُعْطَ وَ اشْفَعْ تُشَفَّعْ ، فَاَقُوْلُ يَا رَبِّ اِئْذَنْ لِىْ فِيْمَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ قَالَ لَيْسَ ذَالِكَ لَكَ وَلٰكِنْ وَعِزَّتِىْ وَجَلَالِىْ وَ كِبْرِيَائِىْ وَعَظْمَتِىْ لَاُخْرِجَنَّ مِنْهَا مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ.

(رواه البخاری ومسلم)

(૧૦૯) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે કિયામતનો દિવસ હશે (અને સૌ આગલા–પાછલા લોકો હશ્રના મેદાનમાં ભેગા હશે) તો લોકોમાં ખૂબ બેચેની અને ભીડની કેફિયત હશે, તો તે લોકો (અર્થાત્ મેહશરવાળાઓના કેટલાક પ્રતિનિધિઓ) હઝરત આદમ (અલયહિસ્સલામ)ની સેવામાં હાજર થશે અને અરજ કરશે કે, પોતાના પાલનહારથી અમારી સિફારિશ કરો (કે અમને આ હાલતથી

મુક્તિ મળે.) હઝરત આદમ (અલયહિસ્સલામ) ફરમાવશે : હું એ કામના લાયક તથા એ દરજ્જાનો નથી. તમને જોઈએ કે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની પાસે જાવ, તેઓ અલ્લાહ જલ્લ શાનુહૂના ખલીલ–દોસ્ત છે (કદાચ તેઓ તમારા કામ આવી શકે !).

તો તેઓ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની સેવામાં હાજર થશે (અને તેમની સામે સિફારિશનો પોતાનો પ્રશ્ન મૂકશે). તેઓ પણ ફરમાવશે : હું એ કામના લાયક નથી, પરંતુ તમારે હઝરત મૂસા (અલયહિસ્સલામ)ની પાસે જવું જોઈએ ! તેઓ અલ્લાહ તઆલાના કલીમ (વાસ્તા વિના વાતચીત કરનાર) છે, કદાચ તેઓ તમારું કામ કરી શકે. તો તેઓ હઝરત મૂસા (અલયહિસ્સલામ)ની ખિદમતમાં હાજર થશે (અને પોતાની તે જ અરજ તેમની સામે મૂકશે).

તેઓ પણ એ જ ફરમાવશે કે : 'હું એ કામના લાયક નથી, પરંતુ તમારે હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની પાસે જવું જોઈએ ! તેઓ રૂહુલ્લાહ અને અલ્લાહ જલ્લ શાનુહૂના કલિમહ છે (અર્થાત્ અલ્લાહ તઆલાએ તેમને માનવીની પેદાઈશના સામાન્ય નિયત અસ્બાબ (કાર્યકારણો) વિના ફક્ત પોતાના હુકમથી પેદા કર્યા છે અને તેમને અસામાન્ય પ્રકારની રૂહ–આત્મા અને રૂહાનિય્યત બખ્શી છે) તો તમે તેમની સેવામાં જાવ ! કદાચ તેઓ તમારા માટે અલ્લાહ તઆલાથી અરજ કરવાની હિમ્મત કરી શકે.'

તો તે લોકો હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની પાસે આવશે (અને તેમનાથી સિફારિશની અરજ કરશે). તેઓ પણ એ જ ફરમાવશે કે, હું એ કામનો અને એ દરજ્જાનો નથી. તમારે (અલ્લાહ તઆલાના અંતિમ નબી) હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થવું જોઈએ ! (હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે) પછી તેઓ મારી પાસે આવશે (અને શફાઅતના માટે મારાથી કહેશે), તો હું કહીશ કે : હું એ કામનો છું. પછી હું પોતાના

કૃપાવંત પાલનહારના વિશેષ દરબારમાં હાજરીની રજા માંગીશ.

મને રજા મળશે. (હું ત્યાં હાજર થઈ જઈશ) અને અલ્લાહ તઆલા ત્યારે મને પોતાની કેટલીક ખાસ તા'રીફો પોતાની હમ્દ (વખાણ–સ્તુતિ)ના માટે ઈલ્હામ ફરમાવશે, (જેની અત્યારે મને ખબર નથી), તો હું ત્યારે તે જ ઈલ્હામી (પ્રેરણા થયેલ) તા'રીફો વડે અલ્લાહ તઆલાની હમ્દો–ષના (વખાણ–સ્તૃતિ) કરીશ અને તેની સામે સિજદહમાં પડી જઈશ. (મુસ્નદે અહમદની એક રિવાયતથી જણાય છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાં એક અઠવાડિયા સુધી સિજદહમાં પડેલા રહેશે. તે પછી) અલ્લાહ તઆલાના તરફથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવવામાં આવશે કે : 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! માથું ઉઠાવો અને જે કહેવું હોય તે કહો, તમારી વાત સાંભળવામાં આવશે અને જે માંગવું હોય તે માંગો, તમને દેવામાં આવશે અને જે સિફારિશ કરવા ચાહો, કરો. તમારી વાત સ્વીકારાશે !'

તો હું કહીશ : 'હે પરવરદિગાર ! મારી ઉમ્મત, મારી ઉમ્મત ! (અર્થાત્ મારી ઉમ્મત પર આજે રહમ ફરમાવવામાં આવે અને તેને બખ્શી દેવામાં આવે !)' તો મને કહેવામાં આવશે : 'જાવ અને જેના દિલમાં જવના દાણા બરાબર પણ ઈમાન હોય તેને કાઢી લો !' તો હું જઈશ અને તેમ કરીશ અને પછી અલ્લાહ તઆલાના કરમ–કૃપાના દરબારની તરફ પાછો ફરીશ અને ફરી તે જ ઈલ્હામી તા'રીફો વડે તેની હમ્દો–ષના (વખાણ–સ્તૃતિ) કરીશ અને તેની સામે ફરીથી સિજદહમાં પડી જઈશ.'

અલ્લાહ તઆલા તરફથી ફરમાવવામાં આવશે : 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! માથું ઉઠાવો અને જે કહેવું હોય તે કહો, તમારી વાત સાંભળવામાં આવશે અને જે માંગવું હોય તે માંગો, તમને આપવામાં આવશે અને જે સિફારિશ કરવા ચાહો તે કરો, તમારી શફાઅત માનવામાં આવશે !' તો હું અરજ કરીશ : 'હે પાલનહાર ! મારી ઉમ્મત, મારી ઉમ્મત !' તો મને ફરમાવવામાં આવશે કે જાવ અને જેના દિલમાં એક

કણ જેટલું (અથવા ફરમાવ્યું કે રાઈના દાણાં જેટલું) ઈમાન હોય તેમને પણ કાઢી લો !'

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે હું જઈશ અને તેમ કરીશ અને અલ્લાહ તઆલાના કરમ–કૃપાના દરબારની તરફ પાછો ફરીશ અને પછી તે જ ઈલ્હામી તા'રીફો વડે તેની હમ્દો–ષના કરીશ અને તેની સામે ફરીથી સિજદહમાં પડી જઈશ. મને ફરમાવવામાં આવશે : હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પોતાનું માથું ઉઠાવો અને જે કહેવું હોય તે કહો, તમારી વાત સાંભળવામાં આવશે અને જે માંગવા ચાહો માંગો, તમને આપવામાં આવશે અને જે સિફારિશ કરવા ચાહો કરો, તમારી સિફારિશ કબૂલ થશે !'

હું અરજ કરીશ : 'મારા પાલનહાર ! મારી ઉમ્મત, મારી ઉમ્મત !' તો મને ફરમાવાશે : 'જાવ અને જેમના દિલમાં રાઈના દાણાંથી ઓછાથી પણ વધુ ઓછું ઈમાન હોય તેમને પણ કાઢી લો !' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે : 'તો હું જઈશ અને તેમ કરીશ અને તે પછી ચોથી વાર ફરીથી અલ્લાહ તઆલાના કરમ–કૃપાના દરબારની તરફ પાછો આવીશ અને તે જ ઈલ્હામી તા'રીફોથી તેની હમ્દ (વખાણ) કરીશ. પછી તેની આગળ સિજદહમાં ઢળી પડીશ તો મને ફરમાવવામાં આવશે :

હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પોતાનું માથું સિજદહથી ઉઠાવો અને જે કહેવું હોય તે કહો, તમારી વાત સાંભળવામાં આવશે અને જે માંગવું હોય તે માંગો, તમને દેવામાં આવશે અને જે સિફારિશ કરવા ચાહો તે કરો, તમારી સિફારિશ માનવામાં આવશે.' તો હું અરજ કરીશ કે : 'હે પરવરદિગાર ! મને રજા આપો તે સૌના હકમાં, જેમણે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું હોય !'

અલ્લાહ તઆલા ફરમાવશે : 'એ કામ તમારું નથી, પરંતુ મારી ઈઝ્ઝત અને જલાલ અને મારી અઝમત તથા કિબ્રિયાઈ (મોટાઈ)ની

કસમ ! હું પોતે દોઝખમાંથી તે સૌને કાઢી લઈશ, જેમણે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું હશે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** આ હદીષમાં કેટલીક વાતો સ્પષ્ટીકરણ માંગે છે :

(૧) હદીષમાં જવ બરાબર, રાઈના દાણાં બરાબર અને રાઈના દાણાંથી કમથી કમતર દિલમાં ઈમાન હોવાનો જે ઉલ્લેખ છે, તેનાથી મુરાદ ઈમાનના નૂર અને ઈમાનના નતીજાઓનાં ખાસ ખાસ દરજ્જા છે, જેમની જાણકારી આપણને તો નથી હોતી, પરંતુ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બસીરત (દિલની આંખ) ત્યારે તેને પામી લેશે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે દરજ્જાવાળાઓને અલ્લાહ તઆલાના આદેશથી કાઢી લાવશે !

(૨) હદીષના અંતમાં વર્ણન છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતના માટે ત્રણ વાર શફાઅત ફરમાવ્યા પછી ચોથી વાર અલ્લાહ તઆલાથી અરજ કરશે કે મને તે લોકોના વિશે રજા આપવામાં આવે, જેમણે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું હોય, તેનો મતલબ જાહેરી રીતે એ છે કે જે લોકોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તૌહીદની દા'વતને તો સ્વીકારી લીધી અને ઈમાન લઈ આવ્યા, પરંતુ દોઝખથી મુક્તિ મેળવવા અને જન્નતમાં જવા માટે જે અન્ય અમલ કરવા જોઈતા હતા તે તેમણે સદંતર ન કર્યા, તો અંતમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવા લોકોને પણ દોઝખથી કાઢીને જન્નતમાં દાખલ કરવાની ઈજાઝત માંગશે.

અલ્લાહ તઆલા ફરમાવશે : **'લય્સ ઝાલિ–ક લ–ક** (અર્થાત્) એ મિસ્કીનોને જહન્નમથી કાઢવાનું કામ મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે નથી રાખ્યું' અથવા એ મતલબ છે કે, 'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે એ યોગ્ય નથી, તેથી હું જ કરીશ.' આ લખનારના નજીક એનો મતલબ આ છે કે જે લોકોએ ઈમાન લાવીને અહકામની અદાયગી તદ્દન નથી કરી તેવાઓને દોઝખથી કાઢવા રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે ઉચિત નથી. એ દરજ્જાની દરગુઝર અને માફી અલ્લાહ જલ્લ શાનુહૂના માટે જ યોગ્ય છે. (અલ્લાહ તઆલા વધુ જાણનાર છે !)

(૩) જણાય છે કે આ રિવાયત કંઈક ટૂંકી છે. બુખારી તથા મુસ્લિમની જ એક અન્ય રિવાયતમાં હઝરત આદમ (અલયહિસ્સલામ)ના પછી અને હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)થી પહેલાં મેહશરવાળાઓના હઝરત નૂહ (અલયહિસ્સલામ)ની સેવામાં હાજર થવાનો ઉલ્લેખ છે, જે આમાં નથી. ઉપરાંત, એમાં ફક્ત પોતાની ઉમ્મતના હકમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅતનો ઉલ્લેખ છે, જ્યારે કે તર્કસંગત એ છે કે, પ્રથમ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હશ્રવાળાઓના હિસાબ અને ફેંસલાની સિફારિશ ફરમાવશે, જેને 'શફાઅતે કુબ્રા' કહે છે. પછી જ્યારે હિસાબના નતીજામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં ઘણાં બધા ઉમ્મતીઓ પોતાની દુરાચારીઓના કારણે દોઝખ તરફ મોકલી દેવામાં આવશે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને દોઝખમાંથી કાઢવા અને જન્નતમાં દાખલ કરાવવાના માટે શફાઅત ફરમાવશે. વલ્લાહુ તઆલા અઅ્લમ !

(૪) મેહશરવાળાઓના જે પ્રતિનિધિઓ કોઈ સિફારિશ કરનારની શોધમાં નીકળશે, ત્યારે અલ્લાહ તઆલા તેમનાં દિલમાં એ જ નાખશે કે તેઓ પ્રથમ હઝરત આદમ (અલયહિસ્સલામ)ની ખિદમતમાં અને પછી તેમના માર્ગદર્શન અને સલાહથી હઝરત નૂહ (અલયહિસ્સલામ)ની સેવામાં અને ત્યાર પછી એ જ રીતે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને હઝરત મૂસા (અલયહિસ્સલામ) અને હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની ખિદમતમાં હાજર થાય.

આ સઘળું અલ્લાહ તઆલાના તરફથી તે દિવસે એટલા માટે થશે કે અમલી રીતે (પ્રેક્ટિક્લી) સૌને ખબર થઈ જાય કે આ શફાઅત કે સિફારિશનું પદ અને 'મકામે મહમૂદ' તેના અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ના માટે ખાસ (પેટન્ટ) છે. સારાંશ કે તે (મહેશરના) દિવસે એ બધું અલ્લાહ તઆલા શાનુહૂના તરફથી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અઝમત (મહાનતા) તથા મરતબાની બુલંદી સઘળા લોકોને દર્શાવવા માટે થશે (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ આલિહી વ સલ્લમ).

(١١٠) عَنْ عِمْرَانَ بْنِ حُصَيْنٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يَخْرُجُ قَوْمٌ مِنْ أُمَّتِيْ مِنَ النَّارِ بِشَفَاعَتِيْ يُسَمُّوْنَ الْجَهَنَّمِيِّيْنَ.

(رواه البخاری)

(૧૧૦) તરજુમો : હઝરત ઈમરાન બિન હુસૈન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, એક વર્ગ મારી ઉમ્મતમાંથી મારી શફાઅતથી દોઝખમાંથી કાઢવામાં આવશે, જેમને 'દોઝખીઓ'ના નામથી યાદ કરવામાં આવશે.' *(બુખારી શરીફ)*

**ખુલાસો :** એ તેમની તૌહીન અને માનહાનિ ન હશે, બલકે જહન્નમથી કાઢવામાં આવ્યા હોવાથી તેમનું એ નામ પડી જશે, જે તેમના માટે ખુશીનો સબબ બનશે, કારણ કે તે અલ્લાહ તઆલાના કરમ–કૃપાની યાદ અપાવશે.

(١١١) عَنْ عوفِ بْنِ مَالِكٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اَتَانِيْ آتٍ مِنْ عِنْدِ رَبِّيْ فَخَيَّرَنِيْ بَيْنَ اَنْ يُّدْخِلَ نِصْفَ اُمَّتِي الْجَنَّةَ وَبَيْنَ الشَّفَاعَةِ فَاخْتَرْتُ الشَّفَاعَةَ وَهِيَ لِمَنْ مَاتَ لَا يُشْرِكُ بِاللهِ شَيْئًا.

(رواه الترمذی وابن ماجہ)

(૧૧૧) તરજુમો : હઝરત ઔફ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મારી પાસે મારા રબની પાસેથી એક આવનાર પયગામ લઈને

આવ્યો. તેમાં મારા રબે મને ઈખ્તિયાર આપ્યો કે હું આ બે વાતોમાંથી કોઈ એક વાત પસંદ કરી લઉં : (૧) એ કે અલ્લાહ તઆલા મારી અડધી ઉમ્મતને જન્નતમાં દાખલ ફરમાવી દે. (૨) એ કે મને શફાઅતનો મોકો મળે. તો મેં શફાઅતને પસંદ કરી લીધી અને મારી શફાઅત તે લોકોના માટે હશે, જે (ઈમાન અને તૌહીદની મારી દા'વતને સ્વીકારીને) એ હાલતમાં મરે કે તેઓ અલ્લાહ જલ્લ શાનુહૂની સાથે કોઈને ભાગીદાર ન ઠેરવતા હતા.'

*(તિરમિઝી શરીફ, ઈબ્ને માજહ)*

(۱۱۲) عَنْ اَبِیْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اَسْعَدُ النَّاسِ بِشَفَاعَتِیْ يَوْمَ الْقِيٰمَةِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ خَالِصًا مِنْ قَلْبِهٖ اَوْ نَفْسِهٖ.

(رواه البخاری)

(૧૧૨) તરજુમો : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : 'કિયામતના દિવસે મારી શફાઅતથી લાભવંત તેઓ જ થશે, જેમણે દિલના ખુલૂસ (નિર્ભેળતા)થી લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું હશે.'

*(બુખારી શરીફ)*

**ખુલાસો** : શિર્ક કરનારને શફાઅતનો લાભ ન મળશે, અન્ય ગુનેહગારને શફાઅતનો લાભ મળશે.

(۱۱۳) عَنْ أَنَسٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: شَفَاعَتِیْ لِاَهْلِ الْكَبَائِرِ مِنْ اُمَّتِیْ. (رواه الترمذی وابوداؤد ورواه ابن ماجه عن جابر)

(૧૧૩) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મારી શફાઅત મારી ઉમ્મતના તે લોકોના હકમાં હશે, જે કબીરહ (મોટા) ગુનાહોના કરનાર હશે' *(તિરમિઝી, અબૂ દાવૂદ)*, અને આ જ હદીષને ઈબ્ને

માજહ એ હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ના બદલે હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરી છે.

**ખુલાસો** : આ પ્રકારની હદીષોથી નીડર અને બેબાક થઈને ગુનાહો પર ઓર વધારે દિલેર થઈ જવું એ મોટું કમીનાપણું છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ પ્રકારના ઈર્શાદોનો હેતુ એ હોય છે કે, જે લોકોથી નફ્સ કે મનની બુરાઈથી ગુનાહ થઈ જાય, તેઓ પણ હતાશ તથા નિરાશ ન થાય ! હું તેમની શફાઅત કરીશ, તેથી તેઓ શફાઅતની પાત્રતા પેદા કરવા માટે અલ્લાહ તઆલાની સાથે પોતાની બંદગીના સંબંધને અને મારા ઉમ્મતી હોવાના સંબંધને ઠીક–સહીહ કરવાની ચિંતા કરે !

(۱۱۴) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرِو بْنِ الْعَاصِ اَنَّ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ تَلَا قَوْلَ اللهِ تَعَالٰى فِىْ اِبْرَاهِيْمَ رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِنَ النَّاسِ فَمَنْ تَبِعَنِىْ فَاِنَّهٗ مِنِّىْ وَقَالَ عِيْسٰى اِنْ تُعَذِّبْهُمْ فَاِنَّهُمْ عِبَادُكَ فَرَفَعَ يَدَيْهِ فَقَالَ اَللّٰهُمَّ اُمَّتِىْ اُمَّتِىْ وَبَكٰى فَقَالَ اللهُ تَعَالٰى يَاجِبْرَئِيْلُ اِذْهَبْ اِلٰى مُحَمَّدٍ ____ وَ رَبُّكَ اَعْلَمُ ____ فَسَلْهُ مَايُبْكِيْهِ فَاَتَاهُ جِبْرَئِيْلُ فَسَأَلَهٗ فَاَخْبَرَهٗ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ بِمَا قَالَ فَقَالَ اللهُ لِجِبْرَئِيْلَ اِذْهَبْ اِلٰى مُحَمَّدٍ فَقُلْ اِنَّا سَنُرْضِيْكَ فِىْ اُمَّتِكَ وَلَا نَسُوْئُكَ. (رواه مسلم)

(૧૧૪) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આને પાકમાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના વિશે આ આયત તિલાવત ફરમાવી : **'રબ્બિ ઈન્નહુન્ન અદ્લલ્ન કષીરંમ્ મિનન્નાસિ ફમન્ તબિ–અની ફઈન્નહૂ મિન્ની'** (હે મારા પાલનહાર ! આ બૂતોએ ઘણાં બધા લોકોને ગુમરાહ કરી દીધા છે, અર્થાત્ તેમના કારણથી ઘણાં માનવી રાહ ભૂલ્યા, તો જે

લોકો મારી પેરવી કરે તે મારા છે (તો તેમના માટે તો હું તારાથી અરજ કરું છું કે તું તેમને તો બખ્શી જ દે !)

અને હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું આ કથન પણ તિલાવત ફરમાવ્યું, જે કુર્આને પાકમાં છે : **'ઈન્ તુઅઝ્ઝિબ્હુમ્ ફ ઈન્નહુમ્ ઈબાદુક'** (હે અલ્લાહ તઆલા ! જો આપ મારી ઉમ્મતના આ લોકોને સજા આપો તો એ આપના બંદા છે અર્થાત્ આપને અઝાબ અને સજાનો પૂરો અધિકાર છે.) આ બન્ને આયતો તિલાવત ફરમાવીને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ઉમ્મતને યાદ કરી અને દુઆના માટે હાથ ઉઠાવ્યા અને કહ્યું : 'હે મારા અલ્લાહ ! મારી ઉમ્મત, મારી ઉમ્મત !' અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ દુઆમાં રડયા.

અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું : 'તમે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે જાવ ! અને ભલે તમારો રબ સઘળું કંઈ જાણે છે તે છતાં પણ તમે અમારા તરફથી જઈને પૂછો કે તેમના રડવાનું શું કારણ છે ?' તો જિબ્રઈલ (અલયહિસ્સલામ) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે આવ્યા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે બતાવી દીધું, જે અલ્લાહ તઆલાથી અરજ કર્યું હતું (એટલે કે અત્યારના મારા રડવાનું કારણ ઉમ્મતની ફિકર છે. જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ જઈને અલ્લાહ તઆલાને અરજ કરી) તો અલ્લાહ તઆલાએ જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે : 'મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે જાવ અને તેમને અમારા તરફથી કહો કે, તમારી ઉમ્મતના વિશે અમે તમને રાજી અને ખુશ કરી દઈશું અને તમને દુ:ખી અને ગમગીન ન કરીશું !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : સાર એ છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રથમ સૂરએ ઈબ્રાહીમની આયત પઢી, જેમાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ અલ્લાહ તઆલાથી પોતાની ઉમ્મતની બાબતમાં

અરજ કરી કે : તેઓમાંથી જેમણે મારી વાત માની, તેઓ તો મારા છે, (અને હું તેમના માટે આપથી માફીની અરજ કરું છું) અને જેમણે મારી નાફરમાની કરી, તો આપ ઘણાં માફ કરનાર દયાળુ છો, ચાહો તો તેમને પણ માફ કરી શકો છો.)' બીજી સૂરએ માઈદહની આયત પઢી, જેમાં હઝરત ઈસા (અલયહિસ્સલામ) પોતાના રાહ ભૂલેલા ઉમ્મતીઓના વિશે અલ્લાહ તઆલાને અરજ કરશે કે : જો આપ તેમને અઝાબ દો તો એ આપના બંદા છે અને આપને અઝાબ દેવાનો સંપૂર્ણ અધિકાર છે અને આપ જો તેમને બખ્શી દો તો આપ શક્તિશાળી છો (ચાહો તે કરી શકો છો) અને હિકમતવાળા છો (જે કરશો તે હિકમત મુજબ જ હશે.)

આ બન્ને આયતોમાં અલ્લાહ તઆલાના બે મહાન નબીઓએ સંપૂર્ણ વિવેક અને ખૂબ સાવચેતી સાથે પોતપોતાની ઉમ્મતના કસૂરવાન લોકોના માટે દબાયેલા શબ્દોમાં સિફારિશ કે ભલામણ કરી છે.

આ આયતોની તિલાવતે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાની ઉમ્મતનો મસ્અલો (સમસ્યા) યાદ અપાવ્યો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાથ ઉઠાવીને અને રડી–કરગરીને ખુદાઈ દરબારમાં પોતાની ચિંતા રજૂ કરી, જેના પર અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સંતોષ અપાવ્યો કે આપની ઉમ્મતનો પ્રશ્ન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મરજી મુજબ જ નક્કી કરાશે અને એના લઈ આપે નિરાશ નહીં થવું પડે !

સત્ય એ છે કે પ્રત્યેક નબીને પોતાની ઉમ્મત, બલકે પ્રત્યેક પેશવાને પોતાની પેરવી કરનારાઓ–સંબંધ રાખનારાઓની સાથે એક વિશેષ લગાવ હોય છે, જે રીતે કે દરેક માનવીને પોતાની અવલાદની સાથે એક વિશેષ માયા હોય છે, જે અન્ય માણસોની સાથે નથી હોતી અને એ સંબંધના લઈ તેમની સ્વાભાવિક એ ઈચ્છા હોય છે કે તેઓ અલ્લાહ તઆલાના અઝાબથી મુક્તિ પામે. એ શફકત અને નરમીમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમામ પયગમ્બરોથી વધીને છે, તેથી કુદરતી રીતે

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ તીવ્ર ઈચ્છા છે, જે વિવિધ પ્રસંગોએ આપથી જાહેર થઈ કે મારી ઉમ્મત દોઝખમાં ન જાય અને જેમનો દુરાચાર એ પ્રકારનો હોય કે તેમનું દોઝખમાં જવું અને કંઈક અઝાબ મેળવવું અનિવાર્ય હોય, તેમને કંઈક સજા મેળવ્યા પછી કાઢી લેવામાં આવે !

ઉપરની હદીષોથી જણાયું કે અલ્લાહ રબ્બુલ આલમીન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ ઈચ્છા પૂરી ફરમાવશે. કેટલીક રિવાયતોમાં છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)થી અલ્લાહ તઆલાનો એ પયગામ સાંભળીને ફરમાવ્યું કે : હું તો ત્યારે રાજી થઈશ, જ્યારે મારો કોઈ ઉમ્મતી પણ દોઝખમાં ન રહેશે !

ફાયદો : અલ્લાહ તઆલાનું સઘળું જાણવા છતાં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે રડવાનું કારણ પૂછવા માટે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને મોકલવું એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈકરામ તથા પ્રતિષ્ઠા માટે હતું કે પોતાના માનીતાઓની સાથે બાદશાહોની એ જ પદ્ધતિ હોય છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(۱۱۵) عَنْ عُثْمَانَ بْنِ عَفَّانَ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يَشْفَعُ يَوْمَ الْقِيٰمَةِ ثَلٰثَةٌ اَلْاَنْبِيَاءُ ثُمَّ الْعُلَمَاءُ ثُمَّ الشُّهَدَاءُ.

(رواه ابن ماجه)

(૧૧૫) તરજુમો : હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતમાં ત્રણ પ્રકારના લોકો (ખાસ રીતે) શફાઅત કરશે : (૧) અમ્બિયા (અલયહિમુસ્સલામ), (૨) દીનનો ઈલ્મ રાખનારા અને (૩) ત્યાર પછી શહીદો.' *(ઈબ્ને માજહ શરીફ)*

**ખુલાસો :** ખાસ–વિશેષ સિફારિશ તો આ ત્રણ વર્ગોની હશે, પરંતુ તે ઉપરાંત કેટલાક તે નેક લોકોને પણ સિફારિશની રજા મળશે, જે એ ત્રણમાંથી કોઈ પણ વર્ગમાં ન હશે. અન્ય હદીષોમાં નાનાં બાળકોની પોતાનાં મા–બાપની સિફારિશ તથા નેક અમલો (સદ્કર્મો)ની સિફારિશનો પણ ઉલ્લેખ છે.

(۱۱٦) عَنْ اَبِىْ سَعِيْدٍ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اِنَّ مِنْ اُمَّتِىْ مَنْ يَّشْفَعُ لِلْفِئَامِ وَمِنْهُمْ مَنْ يَّشْفَعُ لِلْقَبِيْلَةِ وَمِنْهُمْ مَنْ يَّشْفَعُ لِلْعُصْبَةِ وَمِنْهُمْ مَنْ يَّشْفَعُ لِلرَّجُلِ حَتّٰى يَدْخُلُوا الْجَنَّةَ. (رواه الترمذى)

(૧૧૬) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : મારી ઉમ્મતની કેટલીક વ્યક્તિઓ તે હશે, જે જમાઅતો અને કૌમોની સિફારિશ કરશે (તેમનું સ્થાન એટલું ઉચ્ચ હશે) અને અમુક તે હશે, જે અસબહ (દસથી ચાળીસ સુધીની સંખ્યાવાળી કોઈ પાર્ટી)ના વિશે સિફારિશ કરશે અને કેટલાક તે હશે જે એક માનવીની સિફારિશ કરી શકશે (અને અલ્લાહ તઆલા તે સૌની શફાઅતો કબૂલ ફરમાવશે) ત્યાં સુધી કે સઘળા જન્નતમાં પહોંચી જશે !' *(તિરમિઝી શરીફ)*

(۱۱۷) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يُصَفُّ اَهْلُ النَّارِ فَيَمُرُّ بِهِمُ الرَّجُلُ مِنْ اَهْلِ الْجَنَّةِ فَيَقُوْلُ الرَّجُلُ مِنْهُمْ يَا فُلَانُ اَمَا تَعْرِفُنِىْ اَنَا الَّذِىْ سَقَيْتُكَ شَرْبَةً وَقَالَ بَعْضُهُمْ اَنَا الَّذِىْ وَهَبْتُ لَكَ وَضُوْءً فَيَشْفَعُ لَهٗ فَيُدْخِلُهُ الْجَنَّةَ. (رواه ابن ماجه)

(૧૧૭) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : 'આખિરતમાં દોઝખીઓને હારબંધ ઊભા કરવામાં આવશે

(અર્થાત્ ઈમાનીઓમાંથી કેટલાક ગુનેહગાર જે પોતાના દુરાચારોના કારણે દોઝખમાં સજાના હકદાર ઠરશે, તેઓ આખિરતમાં કોઈ પ્રસંગે હારબંધ ઊભા હશે); ત્યારે એક માણસ જન્નતીઓમાંથી તેમની પાસેથી પસાર થશે. હાર (સફ)વાળાઓમાંથી એક માણસ તે પસાર થનાર જન્નતીને પુકારીને કહેશે : શું તમે મને નથી ઓળખતા ? હું તે છું કે એક વાર મેં તમને પાણી પિવડાવ્યું હતું (અથવા શરબત વગેરે કોઈ સારું પીણું પિવડાવ્યું હતું) અને એ જ સફવાળાઓમાંથી કોઈ બીજો કહેશે કે, 'મેં તમને વુઝૂના માટે પાણી દીધું હતું.' તો એ માણસ તે લોકોના હકમાં અલ્લાહ તઆલાથી સિફારિશ કરશે અને તેમને જન્નતમાં દાખલ કરાવી દેશે.' *(ઈબ્ને માજહ શરીફ)*

**ખુલાસો** : આ હદીષથી માલૂમ થયું કે દુનિયામાં નેક લોકોથી મુહબ્બત અને નિકટતાનો સંબંધ પોતાના અમલની ખામીઓ છતાં પણ ઈન્શા અલ્લાહુ તઆલા ઈમાનની શરતે ઘણો કામ આવશે.

અફસોસ ! એ ચીજોમાં જેમ ઘણાં અભણ અવામ (સામાન્યજનો) અતિ ઈફ્રાત (અતિરેક)માં સપડાઈને ગુમરાહ થયા છે, એ જ રીતે આપણા સમયના કેટલાક સારા પઢેલા–ભણેલા મહા તફરીત (ઓછપ)માં સપડાયેલા છે.

## જન્નત અને તેની નેઅ્મતો ! :

આખિરત–પરલોકની જે હકીકતો પર ઈમાન લાવવું એક મુઅ્મિનના માટે અનિવાર્ય છે, તેમાંથી જ જન્નત અને દોઝખ પણ છે અને એ જ બન્ને સ્થળો માનવીના અંતિમ અને કાયમી રહેઠાણ પણ છે. કુર્આને મજીદમાં પણ જન્નત અને તેની નેઅ્મતો તથા દોઝખ અને તેની તકલીફોનું વર્ણન એટલી વિપુલતાથી કરવામાં આવ્યું છે કે જો સઘળી આયતોને એકત્ર કરવામાં આવે, તો ફક્ત તેમનાથી જ સારી એવી આખી કિતાબ તૈયાર થઈ જાય !

એ જ રીતે જન્નત અને દોઝખના વિશે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેંકડો હદીષોથી કાફી જાણકારી મળી

જાય છે, તે છતાં પણ એ ધ્યાનમાં રહે કે કુર્આન–હદીષમાં જન્નત–દોઝખ વિશે જે કંઈ બયાન થયું છે તેની સંપૂર્ણ અને મૂળ હકીકતનું જ્ઞાન ત્યાં પહોંચીને નજરો–નજર જોયા પછી જ થઈ શકશે.

જન્નત તો જન્નત છે. જો કોઈ માનવી આ જ દુનિયાના કોઈ રોનકદાર શહેરના બજારો અને ત્યાંના ઉદ્યાનો–બગીચાઓનું વર્ણન આપણી આગળ કરે, તેનાથી જે કલ્પના આપણાં દિમાગમાં આવે છે, સદાનો અનુભવ છે કે તે અસલના મુકાબલામાં ખૂબ અધૂરી હોય છે. બસ, એ જ મૂળ હકીકતને લક્ષમાં રાખીને કુર્આન–હદીષમાં જન્નત અને દોઝખના વર્ણનને પઢવું જોઈએ !

મૂળમાં તેનો એ હેતુ જ નથી કે લોકોની સામે જન્નત–દોઝખની સંપૂર્ણ ભૂગોળ અને ત્યાંના હાલાતનો પૂરો નકશો આવી જાય; બલકે તેનો ઉદ્દેશ ફક્ત એ છે કે લોકોમાં દોઝખનો ડર પેદા થાય અને તેઓ દોઝખમાં લઈ જનારી બુરાઈઓથી બચે અને જન્નતનો શોખ જન્મે, જેથી તેઓ જન્નતમાં લઈ જનારા કાર્યો કરે અને ત્યાંની નેઅ્મતોના હકદાર બને.

તો આ સિલસિલાની આયતો અને હદીષોનો મૂળ હક એ જ છે કે તેમના પઢવા અને સાંભળવાથી શોખ તથા ખૌફ–ડરની આ કેફિયતો પેદા થાય !

(١١٨) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: قَالَ اللهُ تَعَالٰى اَعْدَدْتُ لِعِبَادِىَ الصَّالِحِيْنَ مَالَا عَيْنٌ رَأَتْ وَلَا اُذُنٌ سَمِعَتْ وَلَا خَطَرَ عَلٰى قَلْبِ بَشَرٍ وَاقْرَءُوْا اِنْ شِئْتُمْ فَلَا تَعْلَمُ نَفْسٌ مَا اُخْفِىَ لَهُمْ مِنْ قُرَّةِ اَعْيُنٍ. (رواه البخاري ومسلم)

(૧૧૮) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે મેં પોતાના નેક બંદાઓના

માટે તે ચીજો તૈયાર કરી છે, જેમને ન કોઈ આંખે જોઈ છે, ન કોઈ કાને સાંભળી છે અને ન કદી કોઈ માણસના દિલમાં તેનો ખતરો કે ખ્યાલ પણ ગુજર્યો છે, અને જો તમે ચાહો તો કુર્આન શરીફની આ આયત પઢો : (અર્થ) : કોઈ પણ માનવી તે નેઅ્મતોને નથી જાણતો, જે તે બંદાઓના માટે (જેઓ અલ્લાહ તઆલાની રાહમાં પોતાનો પ્રિય માલ ખર્ચ કરનારા અને રાતોમાં અલ્લાહ તઆલાની બંદગીમાં લાગનારા છે) છુપાવીને રાખી છે, જેમાં તેમની આંખોના માટે ઠંડકનો સામાન છે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ હદીષે કુદ્સી છે, તેમાં અલ્લાહ તઆલાના નેક બંદાઓના માટે ખુશખબરીનું એક સામાન્ય અને ઉઘાડું પાસું તો આ છે કે આખિરતના ઘરમાં તેમને એવી ઉચ્ચ પ્રકારની નેઅ્મતો મળશે, જે દુનિયામાં ક્યારેય કોઈને નસીબ નથી થઈ; એટલું જ નહિ, કોઈ આંખે પણ તેમને નથી જોઈ, ન કોઈ કાને તેમનો હાલ સાંભળ્યો અને ન જ કોઈ માણસના દિલમાં તેમની કલ્પના પણ આવી અને ખુશખબરીનું અન્ય ખાસ પાસું મુહબ્બત અને લાગણી તથા કૃપા–કરમથી ભરપૂર કૃપાવંત પાલનહારના આ શબ્દોમાં છે. અર્થ : 'મેં પોતાના બંદાઓના માટે એવી એવી નેઅ્મતો તૈયાર કરીને રાખી છે.' કુરબાન થઈ જઈએ આપણે (બંદાઓ) પોતાના કરીમ રબની આ કરમનવાઝી પર !

(૧૧૯) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَوْضِعُ سَوْطٍ فِى الْجَنَّةِ خَيْرٌ مِّنَ الدُّنْيَا وَمَا فِيْهَا. (رواه البخاری ومسلم)

(૧૧૯) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : જન્નતમાં એક કોરડા જેટલી જગા દુનિયા અને જે કંઈ દુનિયામાં છે તેનાથી શ્રેષ્ઠ છે.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : અરબસ્તાનનો રિવાજ હતો કે જ્યારે અમુક સવારોનો કાફલો

ચાલતો, તો જે સવાર પડાવ (મંઝિલ) પર ઊતરીને જ્યાં થોભવા ચાહતો ત્યાં પોતાનો કોરડો (ચાબૂક) નાખી દેતો, તો તે જગા તેની મનાતી અને કોઈ અન્ય તેના પર કબજો ન કરતો. તો આ હદીષમાં કોરડાની જગાથી મુરાદ અસલમાં એટલી ટૂંકી જગ્યા છે જે કોરડો નાખવાથી તેના માટે ખાસ થઈ જાય છે, જેમાં તે પોતાની પથારી કે તંબુ લગાડી શકે. હદીષનો મતલબ એ થયો કે જન્નતની નાનામાં નાની જગા પણ દુનિયા અને કુલ કાયનાતથી બેહતર તથા વધારે કિંમતી છે અને તેમાં શી શંકા છે ? દુનિયા અને જે કંઈ તેમાં છે તે ફાની કે નાશવંત છે અને જન્નત તથા તેની પ્રત્યેક નેઅ્મત બાકી કે અમર રહેનારી છે, હવે ફાની અને બાકીનો શો મુકાબલો ? !

(١٢٠) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: غَدْوَةٌ فِيْ سَبِيْلِ اللهِ اَوْ رَوْحَةٌ خَيْرٌ مِنَ الدُّنْيَا وَمَا فِيْهَا وَلَوْ اَنَّ اِمْرَأَةً مِنْ نِسَاءِ اَهْلِ الْجَنَّةِ اِطَّلَعَتْ اِلَى الْاَرْضِ لَاَضَائَتْ مَا بَيْنَهُمَا وَلَمَلَأَتْ مَا بَيْنَهُمَا رِيْحًا وَلَنَصِيْفُهَا عَلٰى رَأْسِهَا خَيْرٌ مِنَ الدُّنْيَا وَمَا فِيْهَا. (رواه البخاری)

(૧૨૦) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘અલ્લાહ તઆલાના રસ્તામાં એક વાર સવાર કે સાંજનું નીકળવું દુનિયા અને તેની તમામ ચીજોથી શ્રેષ્ઠ છે અને જો જન્નતીઓની ઔરતોમાંથી કોઈ ઔરત પૃથ્વી તરફ ડોકિયું કરે, તો એ બન્નેની વચ્ચે (જન્નતથી પૃથ્વી સુધી) રોશની જ રોશની થઈ જાય અને મહેંક તથા ખુશ્બૂથી ભરાઈ જાય અને તેના માથાની ખાલી ઓઢણી પણ દુનિયા અને તમામ ચીજોથી ઉત્તમ છે !’ *(બુખારી શરીફ)*

**ખુલાસો :** હદીષની શરૂઆતમાં અલ્લાહ તઆલાના રસ્તામાં અર્થાત્ દીનની ખિદમતના કોઈ સિલસિલામાં મુસાફરી કરવા તથા હલન–ચલનની ફઝીલત (મહિમા) વર્ણવાઈ છે કે, એક વાર સવારનું અથવા સાંજનું નીકળવું પણ દુનિયા અને તમામ ચીજોથી બેહતર છે અને અત્રે સવાર–

સાંજનો ઉલ્લેખ એટલા માટે કરાયો છે કે એમાં જ મુસાફરીનો નિયમ હતો, બાકી બપોરના (કે કોઈ પણ સમયમાં) દીન માટે સફર કરવાની પણ નિઃશંક, એ જ ફઝીલત કે મહિમા છે.

ત્યાર પછી હદીષના બીજા ભાગમાં જન્નતવાળાઓની જન્નતી બીવીઓના અસામાન્ય સૌંદર્ય અને તેમના પોશાકની કદ્રો–કિમતનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રસંગે એના ઉલ્લેખનો હેતુ બનતા સુધી મો'મિનોને દીનના માટે ઘરના આરામ અને કામોને છોડીને નીકળવાનો શોખ અપાવવો અને એ બતાવવું છે કે જો તમે ઘરો અને ઘરવાળીઓને છોડીને ટૂંક સમય માટે પણ રાહે ખુદામાં નીકળશો, તો જન્નતમાં એવી બીવીઓ હંમેશાહંમેશ તમારી રફીક અને જિંદગીની સાથી રહેશે, જેમની ખુબસૂરતીનો એ હાલ છે કે જો તેમનામાંથી કોઈ આ પૃથ્વી તરફ સહેજ ડોકિયું કરે તો જમીન અને આસમાનની વચ્ચેની સઘળી ફિઝા રોશન અને સુગંધી થઈ જાય અને જેમનો પોશાક એટલો મૂલ્યવાન છે કે ફક્ત માથાની ઓઢણી આ દુનિયા અને તેની સઘળી ચીજોથી શ્રેષ્ઠ તથા વધુ કિંમતી છે.

(۱۲۱) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ فِي الْجَنَّةِ شَجَرَةً يَسِيْرُ الرَّاكِبُ فِيْ ظِلِّهَا مِائَةَ عَامٍ لَا يَقْطَعُهَا وَلَقَابُ قَوْسِ اَحَدِكُمْ فِي الْجَنَّةِ خَيْرٌ مِّمَّا طَلَعَتْ عَلَيْهِ الشَّمْسُ اَوْ تَغْرُبُ. (رواہ البخاری ومسلم)

(૧૨૧) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જન્નતમાં એક એવું વૃક્ષ છે કે એક સવાર તેના છાંયડામાં સો (૧૦૦) વર્ષ ચાલે છતાં તેને પાર ન કરી શકે અને જન્નતમાં તમારામાંની કોઈની કમાન જેટલી જગા પણ આ આખી સૃષ્ટિથી શ્રેષ્ઠ છે, જેના પર સૂર્ય ઊગે છે અથવા આથમે છે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : હદીષનો ઉદ્દેશ દુનિયા અને તેની રાહતો તથા લઝ્ઝતોના મુકાબલામાં જન્નત અને તેની નેઅ્મતોની સર્વોપરિતા બતાવીને દિલોમાં

તેનો શોખ ઉત્પન્ન કરવાનો છે. અલ્લાહ તઆલાએ જે નેઅ્મતો અને રાહતના જે સરસામાન જન્નતમાં પોતાના બંદાઓના માટે પેદા કર્યા છે, તેમાંથી એક જન્નતના તે લાંબાં–પહોળાં વૃક્ષો છે, જેમનો છાંયડો એટલો વિશાળ છે કે સવાર સો (૧૦૦) વર્ષે પણ તેને પૂરો નથી કરી શકતો.

બીજી વાત એ ફરમાવાઈ છે કે, 'જન્નતમાં એક કમાનની જગા દુનિયા અને તેની તમામ ચીજોથી શ્રેષ્ઠ છે !'

અરબસ્તાનનો એક નિયમ એ પણ હતો કે જ્યારે કોઈ પગપાળા પ્રવાસી કોઈ જગાએ પડાવ કરવા ચાહતો, તો પોતાનું ધનુષ–કમાન ત્યાં નાખી દેતો, તો તે જગા તેના માટે ખાસ થઈ જતી. હદીષમાં કમાનની જગાથી મુરાદ એક માનવીનો પડાવ છે. જન્નતની એટલી જગ્યા પણ આ આખી સૃષ્ટિથી શ્રેષ્ઠ છે.

(۱۲۲) عَنْ جَابِرٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اَهْلَ الْجَنَّةِ يَأْكُلُوْنَ فِيْهَا وَيَشْرَبُوْنَ وَلَا يَتْفُلُوْنَ وَلَا يَبُوْلُوْنَ وَلَا يَتَغَوَّطُوْنَ وَلَا يَمْتَخِطُوْنَ قَالُوْا فَمَا بَالُ الطَّعَامِ قَالَ جُشَاءٌ وَرَشْحٌ كَرَشْحِ الْمِسْكِ يُلْهَمُوْنَ التَّسْبِيْحَ وَالتَّحْمِيْدَ كَمَا تُلْهَمُوْنَ النَّفَسَ. (رواه مسلم)

(૧૨૨) તરજુમો : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : જન્નતીઓ જન્નતમાં ખાશે પણ અને પીશે પણ, પરંતુ ન તેમને થૂંક આવશે અને ન ઝાડો–પેશાબ થશે અને ન તેમના નાકથી રીંટ આવશે. અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી, 'તો ખોરાકનું શું થશે ? (જ્યારે ઝાડો–પેશાબ કંઈ ન થશે, તો ખોરાક અંતે ક્યાં જશે ?)' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : 'ઓડકાર અને પરસેવો કસ્તૂરીના પસીનાની જેમ (અર્થાત્ ખોરાકની જે અસર નીકળવાની હશે, તે એ જ બે રીતોથી નીકળી જશે) અને જન્નતીઓની ઝબાનો પર

અલ્લાહ તઆલાના તરફથી અલ્લાહ તઆલાના વખાણ અને પાકી (હમ્દો–તસ્બીહ) એ રીતે ચાલુ થશે જેવી રીતે તમારો શ્વાસ ચાલતો રહે છે.'

*(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : જન્નતની પ્રત્યેક ગિઝા–ખોરાક એવો લતીફ અને નૂરાની હશે કે પેટમાં તેનો કોઈ નકામો અંશ તૈયાર ન થશે. બસ, એક ખુશગવાર ડકારના આવવાથી પેટ ખાલી અને હલકું થઈ જશે અને કંઈક પરસેવાના રસ્તેથી નીકળી જશે, પરંતુ તે પસીનામાં પણ મુશ્કની જેવી ખુશ્બૂ હશે અને આ દુનિયામાં જેમ આપોઆપ શ્વાસ અંદરથી બહાર અને બહારથી અંદર આવ્યે જાય છે, જન્નતમાં એ જ રીતે અલ્લાહ તબારક વ તઆલાનો ઝિક્ર જારી રહેશે અને **સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુ લિલ્લાહ** અથવા **સુબ્હાનલ્લાહિ વ બિ–હમ્દિહી** શ્વાસની જેમ હરઘડી ચાલુ રહેશે !

(۱۲۳) عَنْ اَبِىْ سَعِيْدٍ وَ اَبِىْ هُرَيْرَةَ قَالَا: اِنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: يُنَادِىْ مُنَادٍ اِنَّ لَكُمْ اَنْ تَصِحُّوْا فَلَا تَسْقَمُوْا اَبَدًا وَاِنَّ لَكُمْ اَنْ تَحْيُوْا فَلَا تَمُوْتُوْا اَبَدًا وَاِنَّ لَكُمْ اَنْ تَشِبُّوْا فَلَا تَهْرَمُوْا اَبَدًا وَاِنَّ لَكُمْ اَنْ تَنْعَمُوْا فَلَا تَبْاَسُوْا اَبَدًا. (رواه مسلم)

(૧૨૩) તરજુમો : હઝરત અબૂ સઈદ (રદિયલ્લાહુ અન્હૂ) અને હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, એ બન્ને વર્ણવે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : અલ્લાહ તઆલાના તરફથી એક પુકારનાર જન્નતમાં જન્નતીઓને સંબોધીને પુકારશે કે : અહીં તંદુરસ્તી જ તમારો હક છે અને તંદુરસ્તી જ તમારા માટે નિયત છે, તેથી હવે તમે કદી બીમાર ન પડશો અને અહીં તમારા માટે જીવન અને જીવન જ છે, તેથી હવે તમને મૌત ક્યારેય ન આવશે અને તમારા માટે યુવાની જ યુવાની છે, તેથી હવે કદી તમને ઘડપણ ન આવશે અને તમારા માટે અહીં ચેન અને એશો–આરામ જ છે, તેથી હવે ક્યારેય તમને કોઈ તંગી અને તકલીફ ન થશે !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** જન્નત ફક્ત રાહત અને આરામનું ઘર છે, તેથી ત્યાં કશી તકલીફ કે દુ:ખદાયક હાલતની અસર ન થશે. ન ત્યાં રોગ થશે, ન મૌત આવશે; ન ઘડપણ કોઈને સતાવશે, ન કોઈ અન્ય પ્રકારની કશી તંગી તથા પરેશાની કોઈને પેશ આવશે અને જન્નતી બંદા જયારે જન્નતમાં પહોંચશે તો શરૂમાં જ અલ્લાહ તઆલાના તરફથી હંમેશાની જિંદગી અને કાયમી રાહતની એ ખુશખબરી સંભળાવીને તેમને સંતોષિત કરી દેવામાં આવશે.

(١٢٤) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ: قُلْتُ يَارَسُوْلَ اللهِ مِمَّا خُلِقَ الْخَلْقُ؟ قَالَ: مِنَ الْمَاءِ قُلْنَا: اَلْجَنَّةُ مَا بِنَاءُ هَا قَالَ : لَبِنَةٌ مِنْ ذَهَبٍ وَلَبِنَةٌ مِنْ فِضَّةٍ وَمِلَاطُهَا الْمِسْكُ الْاَذْفَرُ وَحَصْبَاءُ هَا اللُّؤْلُؤُ وَالْيَاقُوْتُ وَتُرْبَتُهَا الزَّعْفَرَانُ مَنْ يَّدْخُلُهَا يَنْعَمُ وَلاَ يَبْاَسُ وَيَخْلُدُ وَلَا يَمُوْتُ وَلَا يَبْلٰى ثِيَابُهُمْ وَلَا يَفْنٰى شَبَابُهُمْ. (رواه احمد والترمذى والدارمى)

(૧૨૪) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'મખ્લૂક (સૃષ્ટિ) કઈ ચીજથી પેદા કરવામાં આવી ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'પાણીથી.' પછી અમે અરજ કરી કે, 'જન્નત કઈ ચીજથી બની છે (એટલે તેની તા'મીર પથ્થરોથી થઈ છે અથવા ઈંટોથી અથવા (બીજી) કોઈ વસ્તુથી ?)' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તેનું બાંધકામ એ રીતે છે કે એક ઈંટ સોનાની અને એક ઈંટ ચાંદીની અને તેનો મસાલો (ગારો) તીવ્ર સુગંધીદાર કસ્તૂરી છે અને તેની કાંકરીઓ જે પાથરેલી છે, તે મોતી તથા યાકૂત છે અને ત્યાંની માટી જાણે કેસર છે.

જે લોકો એ જન્નતમાં પહોંચશે તેઓ સદા એશ–આરામ અને ચેન–સુકૂનમાં રહેશે. તેમને કોઈ તંગી કે તકલીફ ન થશે અને સદા જીવંત રહેશે, ત્યાં તેમને મૌત ન આવશે અને ક્યારેય તેમનાં કપડાં જૂનાં અને નકામાં ન થશે અને તેમની યુવાની કદી ખતમ ન થશે !'

*(રવાહુ અહમદ વ ત્તિરમિઝી વ દારિમી)*

**ખુલાસો** : જન્નતની તા'મીર અને ત્યાંના ફર્શ તથા માટીના વિશે જે કંઈ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે, તેની મૂળ હકીકત તથા કેફિયત જોવાથી જ જણાશે. હા, એટલું ધ્યાનમાં રહે કે જન્નતની તા'મીર દુનિયાની જેમ કારીગરો તથા મજૂરોથી નથી થઈ; બલકે ફક્ત અલ્લાહ જલ્લ શાનુહૂના આદેશ–હુકમથી થઈ છે. જે રીતે કે પૃથ્વી, આકાશ, ગ્રહો, સૂર્ય, ચંદ્ર વગેરે સીધાં અલ્લાહ તઆલાના હુકમથી બન્યાં છે.

કુર્આન શરીફમાં છે : **'ઈન્નમા અમ્રુહૂ ઈઝા અરા–દ શયઅન્ અંય્યકૂ–લ લહૂ કુન્ ફ–યકૂન !'**

## જન્નતીઓના માટે અલ્લાહ તઆલાની હંમેશાની રઝામંદી :

(١٢٥) عَنْ اَبِیْ سَعِیْدٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ : اِنَّ اللّٰہَ تَعَالٰی یَقُوْلُ لِاَھْلِ الْجَنَّۃِ یَا اَھْلَ الْجَنَّۃِ فَیَقُوْلُوْنَ لَبَّیْكَ رَبَّنَا وَسَعْدَیْكَ وَالْخَیْرُ کُلُّہٗ فِیْ یَدَیْكَ فَیَقُوْلُ ھَلْ رَضِیْتُمْ ؟ فَیَقُوْلُوْنَ وَمَا لَنَا لَا نَرْضٰی یَارَبِّ وَقَدْ اَعْطَیْتَنَا مَالَمْ تُعْطِ اَحَدًا مِنْ خَلْقِكَ فَیَقُوْلُ اَلَا اُعْطِیْکُمْ اَفْضَلَ مِنْ ذَالِكَ فَیَقُوْلُوْنَ یَا رَبِّ وَاَیُّ شَیْئٍ اَفْضَلُ مِنْ ذَالِكَ ؟ فَیَقُوْلُ اُحِلُّ عَلَیْکُمْ رِضْوَانِیْ فَلَا اَسْخَطُ عَلَیْکُمْ بَعْدَہٗ اَبَدًا . (رواہ البخاری ومسلم)

(૧૨૫) તરજુમો : હઝરત અબૂ સઈદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે, (જન્નતી જ્યારે જન્નતમાં પહોંચી જશે અને ત્યાંની નેઅ્મતો તેમને મળી જશે તો) અલ્લાહ તઆલા તેમને સંબોધીને ફરમાવશે કે : 'હે જન્નતીઓ !' તેઓ અરજ કરશે કે, 'હે અમારા રબ ! અમે હાજર છીએ, હાજર છીએ, આપની પાક બારગાહમાં હાજર છીએ અને સઘળી

ખૈર કે ભલાઈ આપના જ કબજામાં છે (જેને જે ચાહો આપો અથવા ન આપો).'

પછી અલ્લાહ તઆલા તે બંદાઓને ફરમાવશે : 'તમે રાજી છો ? (અર્થાત્ જન્નત અને જે નેઅ્મતો જન્નતમાં તમને આપવામાં આવી તમે તેનાથી રાજી છો ?)' તે જન્નતી બંદા અરજ કરશે : 'હે પરવરદિગાર ! જ્યારે આપે અમને અહીં તે બધું જ નસીબ ફરમાવ્યું છે, જે પોતાની કોઈ મખ્લૂકને નથી આપ્યું (અર્થાત્ બખ્શિશ અને કૃપાથી જ્યારે અમને અહીં તે નેઅ્મતો, રાહતો, લઝ્ઝતો નસીબ છે, જે દુનિયામાં કોઈ મોટાથી પણ મોટાને નસીબ ન હતી), તો અમે કેમ રાજી અને ખુશ ન થઈશું ?'

તે પછી અલ્લાહ તઆલા ફરમાવશે : 'શું હું તમને એ સૌથી ઉચ્ચ અને ચઢિયાતી એક બીજી ચીજ આપું ?' તે બંદા અરજ કરશે કે, 'હે ખુદાવંદ ! તે કઈ ચીજ છે જે આ જન્નત અને તેની આ નેઅ્મતોથી પણ વધુ શ્રેષ્ઠ છે ?' અલ્લાહ તઆલા ફરમાવશે : 'હું તમને હવે પોતાની કાયમી અને સદા–સર્વદાની રઝામંદી અને ખુશ્નૂદીનો તોહફો આપું છું. હવે પછી હું ક્યારેય તમારાથી નારાજ ન થઈશ !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : જન્નત અને તેની નેઅ્મતો અતા ફરમાવ્યા પછી તે કૃપાળુ પાલનહારનું પોતાના બંદાઓને પૂછવું કે, 'તમે રાજી છો, પ્રસન્ન અને સંતોષિત છો ?' પોતાના સ્થાને કેટલી મોટી નેઅ્મત છે અને ઉપરથી હંમેશા–હંમેશની ખુશ્નુદીનો તોહફો અને ક્યારેય નારાજ ન થવાની જાહેરાત એ કેટલું મહાન ઈનામ અને ઉપકાર (ઈહસાન) છે. એનાથી જે લઝ્ઝત અને આનંદ જન્નતીઓને ત્યારે મળશે, જો તેનો એક કણ આ જગતમાં આપણા પર જાહેર કરી દેવાય, તો દુનિયાની કોઈ લઝ્ઝત અને ખુશીની ચાહત આપણાં દિલોમાં ન રહે.

નિઃશંક, નિઃશંક, અલ્લાહ તઆલાની ખુશ્નૂદી, જન્નત અને સઘળી નેઅ્મતોથી ખૂબ જ શ્રેષ્ઠ અને ચઢિયાતી છે : **'વ રિદ્વાનુમ્ મિનલ્લાહિ અક્બરુ.'** અને મઝા તથા આનંદમાં ખુશ્નૂદીની જાહેરાતથી વધીને ફક્ત

'દીદારે ઈલાહી' કે 'ખુદાઈ દર્શન' છે !

## જન્નતમાં અલ્લાહના દીદાર ! :

અલ્લાહ તઆલાના દીદાર કે ઝિયારત તે મહાન ઈનામ છે, જેનાથી જન્નતીઓને નવાઝવામાં આવશે. અલ્લાહ તઆલાએ જેમને સહીહ બુદ્ધિ અને સલામત રસ–રુચિ દીધાં છે તે જો પોતાના વિજદાન (આંતરપ્રેરણા) કે અંદરમાં નજર કરશે તો એ નેઅ્મતની ઈચ્છા અને તમન્ના તેઓ અવશ્ય અંદરમાં જોશે અને એવું કેમ ન હોય ? જે બંદો પોતાના સર્જક (ખાલિક) અને પાલક (રબ)ની અગણિત નેઅ્મતો આ દુનિયામાં પામી રહ્યો છે અને પછી જન્નતમાં પહોંચીને તેનાથી લાખો ગણી નેઅ્મતો પામશે, તો અનિવાર્ય રીતે તેના દિલમાં એ તમન્ના અને તડપ પેદા થશે કે કોઈ રીતે હું પોતાના તે ઉપકારક અને કૃપાળુ પાલનહારને જોઈ શકત, જેણે મને જિંદગી બખ્શી અને જે આ પ્રમાણે મારા પર પોતાનાં ઈનામો (નેઅ્મતો)ની વર્ષા વરસાવી રહ્યો છે.

જો તેને ક્યારેય પણ એ નઝ્ઝારો–દશ્ય નસીબ ન થાય તો નિઃશંક તેની લઝ્ઝત, આનંદ અને એશમાં મોટી ખામી અને ઘણી અધૂરપ રહેશે અને અલ્લાહ તઆલા જે બંદાથી રાજી થઈને તેને જન્નતમાં પહોંચાડશે, તેને કદાપિ તેનાથી તરસ્યો અને મહરૂમ ન રાખશે !

ઈમાનીઓના માટે કુર્આન–હદીષમાં એ મહાન નેઅ્મતની ખુશખબરી સંભળાવવામાં આવી છે અને સઘળા મો'મિનોએ તેના પર શંકારહિત વિશ્વાસ કર્યો છે; પરંતુ કેટલાક એવા વર્ગો તથા વ્યક્તિઓ જે આખિરત–પરલોકની ચીજોને પણ આ દુનિયા–આલોકની જેમ વિચારે છે અને અહીંનાં પોતાના સીમિત જ્ઞાન અને અનુભવને જ્ઞાન તથા અનુભવનો અંતિમ દરજ્જો માને છે, તેમને આ પ્રશ્ને શંકાઓ ઉદ્ભવે છે. તેઓ વિચારે છે કે તે વસ્તુને જોઈ શકાય છે જે શરીર હોય, જેનો સફેદ કે પીળો વગેરે કોઈ રંગ હોય અને જે આંખની સામે અને તેની લાઈનમાં હોય.

હવે અલ્લાહ તઆલા ન શરીર છે, ન તેનો કોઈ રંગ છે અને ન તેના

માટે આગળ અથવા પાછળની કોઈ દિશા છે, તો પછી તેને કઈ રીતે જોઈ શકાય છે ?' જ્યારે કે એ તદન ધોકો છે. જો હકવાળાઓ (અહલે હક્ક)ની માન્યતા એ હોત કે અલ્લાહ તઆલાની ઝિયારત–દર્શન દુનિયાની આ જ આંખોથી થશે, જે ફક્ત શરીરને અને કોઈ રંગવાળી વસ્તુને જ જોઈ શકે છે અને આંખની સામે હોય ત્યારે જ જોઈ શકે છે, તો અવશ્ય ઈન્કારીઓનું એ વિચારવું કંઈક અંશે ઠીક હોત; પરંતુ ન કુર્આન–હદીષે એ બતાવ્યું છે અને ન અહલે હકની એ માન્યતા છે.

અહલે સુન્નત વલ્ જમાઅત જે કુર્આન–હદીષની પેરવીમાં એમ માને છે કે જન્નતમાં અલ્લાહ તઆલાનો દીદાર તે બંદાઓને નસીબ થશે, જેઓ એ મહાન નેઅ્મતના હકદાર હશે, તેઓ એ પણ માને છે કે અલ્લાહ તઆલા જન્નતીઓને ઘણી બધી એવી શક્તિઓ આપશે, જે આ જગતમાં કોઈને નથી મળી. તેમાંથી જ એક આ પણ છે કે એવી આંખો મળશે, જેની રોશની એટલી સીમિત તથા અશક્ત ન હશે, જેટલી દુનિયામાં આપણી આંખોની છે અને તે જ આંખોથી જન્નતીઓને પોતાના અતિ પાક પરવરદિગારના દીદાર નસીબ થશે, જે ન શરીર છે, ન તેનો કોઈ રંગ છે, ન તેના માટે કોઈ દિશા છે, બલકે તે એ સઘળી ચીજોથી અતિ દૂર છે. તે નૂર (પ્રકાશ) છે. સાંગોપાંગ કે નખશિખ નૂર છે અને સઘળા પ્રકાશ (અનવાર)નો સ્ત્રોત કે સરચશમો છે.

ઈમાનીઓએ આ પ્રશ્ને કોઈ શંકા ન રાખતા યકીન રાખવું જોઈએ કે, આખિરતમાં અલ્લાહ તબારક વ તઆલા પોતાની કુદરત તથા કૃપાથી એવી આંખો નસીબ ફરમાવશે, જે અલ્લાહ તઆલાના જમાલ કે સૌંદર્યથી લઝ્ઝત અને કૈફ પણ માણી શકશે. કુર્આને પાકમાં મો'મિનો (યકીનવાળાઓ)ને ખુશખબરી સંભળાવાઈ છે કે : **'વુજૂહુંય્ યવ્મઈઝિન્ નાદિરતુન્ ઈલા રબ્બિહા નાઝિરહ્'**–અર્થ : '(જન્નતીઓના) ચહેરા તે દિવસે તાજામાજા હશે, (તેઓ ખુશોખુર્રમ હશે) અને પોતાના રબ કે પાલનહારને જોતા હશે !'

(અને) એની સામે અન્ય પ્રસંગે જુઠાડનારા તથા ઈનકારીઓ વિશે ફરમાવાયું છે : **‘વ ઈન્નહુમ્ અર્રબ્બિહિમ્ યવ્મઈઝિલ્ લમહ્જૂબૂન’**–અર્થાત્ તે બદનસીબ લોકોને તે દિવસે પોતાના રબથી રોકી દેવામાં આવશે, એટલે કે તેની ઝિયારત કે દર્શનથી મહરૂમ રાખવામાં આવશે !’

(١٢٦) عَنْ صُهَيْبٍ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ:اِذَا دَخَلَ اَهْلُ الْجَنَّةِ الْجَنَّةَ يَقُوْلُ اللهُ تَعَالٰى : تُرِيْدُوْنَ شَيْئًا اَزِيْدُ كُمْ ؟ فَيَقُوْلُوْنَ اَلَمْ تُبَيِّضْ وَجُوْهَنَا اَلَمْ تُدْخِلْنَا الْجَنَّةَ وَتُنَجِّنَا مِنَ النَّارِ . قَالَ فَيُرْفَعُ الْحِجَابُ فَيَنْظُرُوْنَ اِلٰى وَجْهِ اللهِ فَمَا اُعْطُوْا شَيْئًا اَحَبَّ اِلَيْهِمْ مِنَ النَّظْرِ اِلٰى رَبِّهِمْ ثُمَّ تَلَا "لِلَّذِيْنَ اَحْسَنُوا الْحُسْنٰى وَزِيَادَةٌ". (رواه مسلم)

(૧૨૬) તરજુમો : હઝરત સુહૈબ રૂમી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : જ્યારે જન્નતી જન્નતમાં પહોંચી જશે તો અલ્લાહ તઆલા તેમને ઈરશાદ ફરમાવશે : ‘શું તમે ચાહો છો કે હું તમને એક ચીજ વધારે અતા કરું ? (એટલે તમને અત્યાર સુધી જે કંઈ અપાયું તેની ઉપર વધારે અને તે ઉપરાંત એક ખાસ વસ્તુ ઓર આપું ?)’ તે બંદા અરજ કરશે : ‘આપે અમારા ચહેરા રોશન કર્યા (અર્થાત્ સુર્ખરૂઈ અને સૌંદર્ય આપ્યું) અને દોઝખથી બચાવીને જન્નતમાં દાખલ કર્યા (હજુ એથી આગળ બીજી શી વસ્તુ હોઈ શકે છે, જેની અમે ઈચ્છા કરીએ ?).’

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, ‘તે બંદાઓના આ જવાબ પછી એકાએક પરદો ઊઠી જશે (અર્થાત્ તેમની આંખો સામેથી પરદો ઉઠાવી દેવાશે), તો તેઓ અલ્લાહ તઆલાના ચહેરા તથા ખુદાઈ જમાલ– સૌંદર્યને આવરણ વિના જોશે. તેઓ એવો એહસાસ– અનુભૂતિ કરશે કે જે કંઈ અત્યાર સુધી તેમને મળ્યું હતું તે સૌથી વધુ મહબૂબ કે પ્રિય ચીજ તેમના માટે આ જ દીદારની નેઅ્મત છે.’ આ બયાન ફરમાવીને આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આને મજીદની આ આયત તિલાવત ફરમાવી : **'લિલ્લઝી–ન અહ્‌સનુલ્ હુસ્ના વ ઝિયાદહ્'** (જે લોકોએ આ દુનિયામાં સારી બંદગીવાળી જિંદગી ગુઝારી, તેમના માટે સારું રહેઠાણ છે (જન્નત અને તેમાંની નેઅ્‌મતો) અને તેના ઉપર વધુ એક નેઅ્‌મત (એટલે અલ્લાહ તઆલાના દીદાર).' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો :** આંખો સામેથી પરદો ઊઠવાનો મતલબ એ છે કે અલ્લાહ તઆલા અચાનક તેમની આંખોની રોશનીને એટલી શક્તિ આપશે કે તેઓ અલ્લાહ તઆલાના નૂરાની ચહેરાનો દીદાર કરી શકશે અને અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(١٢٧) عَنْ جَرِيْرِ بْنِ عَبْدِ اللهِ قَالَ كُنَّا جُلُوْسًا عِنْدَ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَنَظَرَ اِلَى الْقَمَرِ لَيْلَةَ الْبَدْرِ فَقَالَ اِنَّكُمْ سَتَرَوْنَ رَبَّكُمْ كَمَا تَرَوْنَ هٰذَا الْقَمَرَ لَا تُضَامُّوْنَ فِىْ رُؤْيَتِهٖ فَاِنِ اسْتَطَعْتُمْ اَنْ لَا تُغْلَبُوْا عَلٰى صَلٰوةٍ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا فَافْعَلُوْا ، ثُمَّ قَرَأَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا . (رواه البخارى ومسلم)

(૧૨૭) તરજુમો : હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે (એક રાતે) અમે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે બેઠા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચંદ્રમાંની તરફ જોયું અને એ ચૌદમી રાત હતી (અને પૂનમનો ચાંદ પૂરી ચમક–દમકની સાથે અજવાળું પાથરી રહ્યો હતો.) પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને સંબોધીને ફરમાવ્યું કે : નિઃશંક, તમે પોતાના પરવરદિગારને એ જ પ્રમાણે જોશો, જેમ કે આ ચાંદને જોઈ રહ્યા છો. તમારે તેને જોવામાં કોઈ કશમકશ કે ખેંચતાણ ન કરવી પડશે, ન જ કોઈ તકલીફ પડશે. તો જો તમે એ કરી શકો કે સૂર્ય ઊગવા પહેલાંની નમાઝ અને સૂર્ય આથમતાં પહેલાંની નમાઝના

મુકાબલામાં કોઈ ચીજ તમારા પર ગાલિબ ન આવે–પ્રભુત્વ ન મેળવે તો અવશ્ય તેમ કરો ! (પછી અલ્લાહ તઆલા ચાહે તો દીદારે હક્ક અને ખુદાઈ જમાલ (સૌંદર્ય)ના રસપાનની દૌલત તમને અવશ્ય નસીબ થશે.)

એ પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ આયતે શરીફહ પઢી : **'વસબ્બિહ્ બિ–હમ્દિ રબ્બિ–ક કબ્લ તુલૂઈશ્શમ્સિ વ કબ્લ ગુરૂબિહા'** (અને પોતાના રબની હમ્દ–તા'રીફની સાથે તસ્બીહ (પાકી બયાન) કરો સૂર્યના નીકળવાથી પહેલાં અને તેના આથમવાથી પહેલાં !)' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : દુનિયામાં જ્યારે કોઈ ખુબસૂરત કે સૌંદર્યવાન વસ્તુના જોનારા લાખો–કરોડો ભેગા થઈ જાય અને દરેક તેને જ જોવાના અતિ ઉત્સાહી હોય, તો એવા પ્રસંગોએ સામાન્યતઃ ખૂબ ચડસા–ચડસી અને ઘણી ઝહમત થાય છે અને તેને સારી રીતે જોવી પણ મુશ્કેલ બને છે; પરંતુ ચાંદનો મામલો એ છે કે તેને પૂર્વ અને પશ્ચિમના માનવીઓ કશી કશ્મકશ અને તકલીફ વિના પૂરા ઈત્મીનાનથી એકી સાથે જોઈ શકે છે, તેથી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના ઉદાહરણથી સમજાવ્યું કે જન્નતમાં અલ્લાહ તઆલાનો દીદાર એક જ સમયે તેના અગણિત ખુશનસીબ બંદાઓને નસીબ થશે. કોઈને કશ્મકશ કે તકલીફથી વાસ્તો નહીં પડે. સૌની આંખો ઘણાં શાંતિ–સંતોષથી ત્યાં અલ્લાહ તઆલાના જમાલ–સૌંદર્યના દીદાર કરશે. હે અલ્લાહ તઆલા ! અમને તેઓમાંથી બનાવજો ! (આમીન)

અંતમાં, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફજર અને અસરની નમાઝની તરફ ધ્યાન અપાવ્યું, જે બંદાને 'દીદારે ઈલાહી'ના હકદાર બનાવવામાં વિશેષ અસર ધરાવે છે. એ બન્નેની એવી પાબંદી કે કોઈ વ્યસ્તતા તથા કોઈ દિલચસ્પી એ નમાઝોમાં ખલલ ન કરી શકે ! ફર્ઝ તો પાંચ નમાઝો છે; પરંતુ કુર્આન–હદીષથી જ સમજાય છે કે આ બન્ને નમાઝોને વિશેષ અગત્ય તથા મહિમા (ફઝીલત) પ્રાપ્ત છે. હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આની આયત પઢીને એ તરફ જ નિર્દેશ ફરમાવ્યો છે.

(١٢٨) عَنْ اَبِيْ رَزِيْنٍ الْعُقَيْلِيِّ قَالَ قُلْتُ يَارَسُوْلَ اللهِ اَكُلُّنَا يَرٰى رَبَّهٗ مُخْلِيًا بِهٖ يَوْمَ الْقِيٰمَةِ قَالَ بَلٰى قُلْتُ وَمَا آيَةُ ذٰلِكَ ؟ قَالَ يَا اَبَارَزِيْنٍ اَلَيْسَ كُلُّكُمْ يَرٰى الْقَمَرَ لَيْلَةَ الْبَدْرِ مُخْلِيًا بِهٖ قَالَ بَلٰى قَالَ فَاِنَّمَا هُوَ خَلْقٌ مِنْ خَلْقِ اللهِ وَاللهُ اَجَلُّ وَاَعْظَمُ. (رواه ابوداود)

(૧૨૮) તરજુમો : હઝરત અબૂ રઝીન ઉકય્લી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે મેં એક દિવસ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અરજ કરી : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું કિયામતમાં અમારામાંથી દરેક પોતાના રબને એકલો (ભીડભાડ અને ઘર્ષણ વિના) જોઈ શકશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા, જોઈ શકશે.' મેં અરજ કરી : 'શું તેની કોઈ નિશાની અને મિષાલ (આપણી આ દુનિયામાં પણ) છે ?'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે અબૂ રઝીન ! શું ચૌદમીના (પૂનમના) ચાંદને તમારામાંથી દરેક પોતાની જગાએ અને એકલો ભેદભાવ વિના નથી જોતો ?' મેં અરજ કરી કે, 'હા, નિઃશંક ચાંદને તો અમે સૌ એ જ રીતે જોઈએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે તો અલ્લાહ તઆલાની મખ્લૂક (સૃષ્ટિ)માંથી બસ એક મા'મૂલી મખ્લૂક કે સૃજન છે અને અલ્લાહ તઆલા તો ખૂબ મહાનતાવાળો અને અતિ બુલંદીવાળો છે (પછી તેના માટે કઈ વસ્તુ મુશ્કેલ છે ?).' *(અબૂ દાવૂદ શરીફ)*

## દોઝખ અને તેનો અઝાબ ! :

જે રીતે જન્નત વિશે કુર્આન–હદીષથી જણાય છે કે ત્યાં ઉચ્ચ

દરજ્જાની એવી લઝ્ઝતો અને રાહતો છે કે દુનિયાની મહાનથી મહાન લઝ્ઝતો તથા રાહતોને તેમનાથી કોઈ નિસ્બત નથી અને પછી તે સૌ અજર–સવાબ અમર અને ક્યારેય ફના થનાર નથી. એ જ રીતે દોઝખ વિશે કુર્આન–હદીષમાં જે કંઈ બતાવવામાં આવ્યું છે તેનાથી જણાય છે કે ત્યાં એવી તકલીફો અને એવા દુ:ખ છે કે દુનિયાના મોટામાં મોટા દુ:ખો અને મોટામાં મોટી તકલીફોને તેમનાથી કોઈ નિસ્બત નથી.

હકીકત એ છે કે કુર્આન–હદીષના શબ્દોથી જન્નતના એશો–આરામ તથા દોઝખના દુ:ખ અને અઝાબની જે કલ્પના અને નકશો આપણાં દિમાગોમાં આવે છે તે પણ મૂળ હકીકતથી ખૂબ અધૂરો અને નિમ્નતર છે અને તે એટલા માટે કે આપણો આખો શબ્દકોશ આપણી આ જ દુનિયાની ચીજોના માટે તૈયાર કરાયો છે. દાખલા તરીકે સફરજન અથવા દ્રાક્ષના શબ્દોથી આપણા દિમાગ બસ તે જ પ્રકારના સફરજનો અને દ્રાક્ષોની તરફ જઈ શકે છે, જેમને આપણે જોયાં અને ચાખ્યાં છે. આપણે જન્નતનાં તે સફરજનો અને દ્રાક્ષોની અસલ હકીકત તથા કેફિયતની કલ્પના કઈ રીતે કરી શકીએ છીએ, જે પોતાની ખૂબીઓમાં દુનિયાનાં સફરજનો અને દ્રાક્ષોથી હજારો દરજ્જા આગળ હશે અને જેમનો કોઈ નમૂનો કે સેમ્પલ આપણે અત્રે નથી જોયો.

એ જ રીતે દાખલા તરીકે સાપ અને વીંછીના શબ્દથી આપણા દિમાગ તે જ પ્રકારના સાપ અને વીંછીઓની તરફ જઈ શકે છે, જે આપણે આ દુનિયામાં જોયાં છે. દોઝખના સાપ–વીંછીઓનો પૂરો નકશો આપણાં દિમાગોમાં કઈ રીતે આવી શકે છે ? જે પોતાની મોટાઈ અને બિહામણાપણા તથા ઝેરીલાપણામાં અહીંના સાપો–વીંછીઓથી હજારો દરજ્જે વધેલાં હશે અને ક્યારેય આપણે તેમની તસવીર કે ફોટો–ચિત્ર પણ જોયું નથી.

કુર્આન–હદીષમાં જન્નત–દોઝખ વિશે જે કંઈ ફરમાવાયું છે તેમના વર્ણનનો મૂળ ઉદ્દેશ જન્નતનો શોખ અને દોઝખનો ખૌફ અપાવીને અલ્લાહ તઆલાની ખુશ્નૂદીવાળી અને દોઝખથી બચાવીને જન્નતમાં પહોંચાડનારી

જિંદગી પર બંદાઓને ઉભારવાનો છે અને એ હેતુ માટે તે સંપૂર્ણ કાફી–પૂરતો છે. એ સિલસિલાની આયતો તથા હદીષો પર મનન કરતી વેળા આપણે એ જ ખાસ ધ્યેયને પોતાની સામે રાખવો જોઈએ !

(۱۲۹) عَنْ اَبِيْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: نَارُكُمْ جُزْءٌ مِنْ سَبْعِيْنَ جُزْأً مِنْ نَارِ جَهَنَّمَ قِيْلَ يَارَسُوْلَ اللهِ اِنْ كَانَتْ لَكَافِيَةً قَالَ فُضِّلَتْ عَلَيْهِنَّ بِتِسْعَةٍ وَّسِتِّيْنَ جُزْأً كُلُّهُنَّ مِثْلُ حَرِّهَا.

(رواہ البخاری ومسلم واللفظ للبخاری)

(૧૨૯) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારી આ દુનિયાની આગ દોઝખની આગના સિત્તેર ભાગમાંથી એક ભાગ છે.' અરજ કરવામાં આવી કે : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ જ (દુનિયાની આગ) કાફી હતી !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, દોઝખની આગ દુનિયાની આગના મુકાબલામાં ઓગણોતેર (૬૯) દરજ્જે વધારી દેવામાં આવી છે અને પ્રત્યેક દરજ્જાની ગરમી દુનિયાની આગની ગરમીની બરાબર છે !' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : આ દુનિયાની આગમાં પણ ગરમીનું પ્રમાણ કેટલીકમાં ઘણું વધારે હોય છે. દાખલા તરીકે લાકડાની આગમાં ઘાસફૂસની આગથી વધારે ગરમી હોય છે અને પથ્થરના કોલસાની આગમાં લાકડાની આગ કરતાં ઘણી વધારે ગરમી હોય છે અને કેટલાક બોંબમાં જે આગ હોય છે, તે એ સૌથી અનેકગણી વધારે હોય છે. હવે તો સાધનોથી એ જાણવું પણ સરળ થઈ ગયું છે કે એક આગ બીજી આગના મુકાબલામાં કેટલા દરજ્જે ઓછી કે વધારે ગરમ છે. તો હવે આ હદીષનું સમજવું મુશ્કેલ નથી રહ્યું કે 'દોઝખની આગ દુનિયાની આગની સામે સિત્તેર દરજ્જા વધારે ગરમી પોતાની અંદર રાખે છે !'

અરબી ભાષામાં આવા પ્રસંગોએ સિત્તેર (૭૦)ની સંખ્યા કે આંક કોઈ ચીજનો ફક્ત વધારો બતાવવા માટે પણ વપરાય છે. એ ઉર્ફ મુજબ હદીષનો એ મતલબ પણ થઈ શકે છે કે, 'દોઝખની આગ પોતાના ઉષ્ણતામાન તથા બાળવાના ગુણમાં દુનિયાની આગથી ખૂબ વધારે આગળ–તેજ છે !' (અલ્લાહ તઆલા વધારે જાણનાર છે.)

દોઝખની આગનો હાલ સાંભળીને જ્યારે કોઈ સહાબી (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દુનિયાની આગની ગરમી જ કાફી હતી !' એ પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હજુ વધારે સ્પષ્ટ શબ્દોમાં ફરી આગળના જ વિષયને દોહરાવી દીધો. તદુપરાંત, કોઈ અન્ય જવાબ ન આપ્યો. બનતાં સુધી એ જવાબરીતિથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એના પર ચેતવણી આપી કે આપણે અલ્લાહ તઆલાના જલાલ અને ગુસ્સાથી ડરવા તથા દોઝખની આગથી બચવાની ચિંતા કરવી જોઈએ અને અલ્લાહ તઆલાનાં કાર્યો તથા તેના નિર્ણયોના વિશે આવા સવાલો કે પ્રશ્નો ન ઉઠાવવા જોઈએ ! જે કંઈ તેણે કર્યું છે અને જે કંઈ કરશે તે જ ઠીક અને બરાબર છે.

(١٣٠) عَنِ النُّعْمَانِ بْنِ بَشِيْرٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: اِنَّ اَهْوَنَ اَهْلِ النَّارِ عَذَابًا مَنْ لَهُ نَعْلَانِ وَشِرَاكَانِ مِنْ نَارٍ يَغْلِيْ مِنْهُمَا دِمَاغُهُ كَمَا يَغْلِي الْمِرْجَلُ مَا يَرٰى اَنَّ اَحَدًا اَشَدُّ مِنْهُ عَذَابًا وَاِنَّهُ لَاَهْوَنُهُمْ عَذَابًا. (رواه البخاری ومسلم)

(૧૩૦) તરજુમો : હઝરત નુઅ્માન બિન બશીર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : દોઝખીઓમાંથી સૌથી હળવા અઝાબવાળો તે માણસ હશે, જેની ચપ્પલો અને તે ચપ્પલોની પટ્ટીઓ આગની હશે. તેમની ગરમીથી તેનું દિમાગ એવી રીતે ઉકળશે કે જે રીતે ચૂલા પર હાંડલી ઉકળે છે. તેને વિચાર ન આવશે કે કોઈ માણસ

તેનાથી વધારે સખત અઝાબમાં છે (એટલે તે પોતાને જ સૌથી વધારે સખત અઝાબવાળો માનશે), જ્યારે કે તે દોઝખીઓમાં સૌથી હલકા અઝાબવાળો હશે.' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

(١٣١) عَنْ أَنَسٍ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يُؤْتَى بِأَنْعَمِ أَهْلِ الدُّنْيَا مِنْ أَهْلِ النَّارِ يَوْمَ الْقِيٰمَةِ فَيُصْبَغُ فِي النَّارِ صَبْغَةً ثُمَّ يُقَالُ يَا ابْنَ آدَمَ هَلْ رَأَيْتَ خَيْرًا قَطُّ هَلْ مَرَّ بِكَ نَعِيْمٌ قَطُّ؟ فَيَقُوْلُ: لَا وَاللهِ يَا رَبِّ! وَيُؤْتَى بِأَشَدِّ النَّاسِ بُؤْسًا فِي الدُّنْيَا مِنْ أَهْلِ الْجَنَّةِ فَيُصْبَغُ صَبْغَةً فِي الْجَنَّةِ فَيُقَالُ لَهُ يَا ابْنَ آدَمَ هَلْ رَأَيْتَ بُؤْسًا قَطُّ هَلْ مَرَّ بِكَ شِدَّةٌ قَطُّ؟ فَيَقُوْلُ: لَا وَاللهِ يَا رَبِّ! مَا مَرَّ بُؤْسٌ قَطُّ وَلَا رَأَيْتُ شِدَّةً قَطُّ. (رواه مسلم)

(૧૩૧) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : ‘કિયામતના દિવસે દોઝખીઓમાંથી (અર્થાત્ તેઓમાંથી જે પોતાના કુફ્ર, શિર્ક અથવા નાફરમાનીના કારણે દોઝખમાં જનાર હશે), એક એવા માણસને લાવવામાં આવશે જેણે પોતાની દુનિયાની જિંદગી ખૂબ એશો–આરામથી વિતાવી હશે અને પછી તેને દોઝખમાં એક ડૂબકી ખવરાવવામાં આવશે (અર્થાત્ જેમ કપડાંને રંગતી વેળા રંગમાં નાખીને કાઢી લેવામાં આવે છે, એ જ રીતે તે માણસને દોઝખની આગમાં નાખીને તરત કાઢી લેવામાં આવશે.)

પછી તેને કહેવામાં આવશે કે : હે આદમ (અલયહિસ્સલામ)ના ફરઝંદ ! શું તેં કદી ખૈરિયત તથા સારી હાલત પણ જોઈ છે ? અને એશો–આરામનો કોઈ દૌર પણ તારા પર વીત્યો છે ?’ તે કહેશે : ‘કદી પણ નહીં, ખુદાપાકની કસમ, હે પરવરદિગાર !’ અને એક માણસ જન્નતીઓમાંથી (એટલે તે ખુશનસીબ બંદાઓમાંથી, જેઓ પોતાની ઈમાનવાળી જિંદગીના લઈ જન્નતના હકદાર હશે) એવો લાવવામાં

આવશે જેની જિંદગી દુનિયામાં સૌથી વધારે દુ:ખ તથા તકલીફમાં ગુજરી હશે અને તેને એક ડૂબકી જન્નતમાં ખવરાવવામાં આવશે (અર્થાત્ જન્નતની ફિઝાઓ તથા હવાઓમાં પહોંચાડીને તરત કાઢી લેવામાં આવશે).

અને તેને કહેવામાં આવશે કે : 'હે આદમ (અલયહિસ્સલામ)ના ફરઝંદ ! શું તેં ક્યારેય દુ:ખ જોયું છે અને શું તારા પર કોઈ દૌર સખ્તી તથા તકલીફનો ગુજર્યો છે ?' તો તે કહેશે : 'નહીં, ખુદાપાકની કસમ, હે પરવરદિગાર ! મારા પર કોઈ તકલીફ નથી ગુજરી અને મેં ક્યારેય કોઈ તકલીફનું મોં નથી જોયું !' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : મતલબ એ છે કે દોઝખનો અઝાબ એટલો સખત છે કે તેની એક ઘડી આખી ઉંમરના એશો–આરામને ભુલાવી દેશે અને જન્નતમાં તે એશો–આરામ છે કે તેમાં પગ મૂકતાં જ માનવી ઉંમરભરનાં સઘળાં દુ:ખ અને તકલીફો ભૂલી જશે !

(۱۳۲) عَنْ سَمُرَةَ بْنِ جُنْدُبٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: مِنْهُمْ مَنْ تَأْخُذُهُ النَّارُ اِلٰى كَعْبَيْهِ وَمِنْهُمْ مَنْ تَأْخُذُهُ النَّارُ اِلٰى رُكْبَتَيْهِ وَمِنْهُمْ مَنْ تَأْخُذُهُ النَّارُ اِلٰى حُجْزَتِهٖ وَمِنْهُمْ مَنْ تَأْخُذُهُ النَّارُ اِلٰى تَرْقُوَتِهٖ. (رواه مسلم)

(૧૩૨) તરજુમો : હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'દોઝખીઓમાંથી કેટલાક તે હશે કે જેમને આગ તેમની ઘૂંટીઓ સુધી પકડશે અને કેટલાક તે હશે જેમને આગ તેમના ઘૂંટણો સુધી પકડશે અને કેટલાક તે હશે જેમને આગ તેમની કમર સુધી પકડશે અને કેટલાક તે હશે જેમને આગ તેમના ગળા સુધી પકડશે.' *(મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : મતલબ કે દોઝખમાં સૌ એક દરજ્જા અને એક જ હાલતમાં ન હશે; બલકે ગુનાહોના પ્રકારના હિસાબે તેમના અઝાબમાં વધઘટ થશે. દાખલા તરીકે કેટલાકને ઘૂંટીઓ સુધી, કેટલાકને ઘૂંટણ સુધી, કેટલાકને

કમર સુધી અને કેટલાકને ગરદન સુધી આગનો અઝાબ પકડશે. હે અલ્લાહ કરીમ ! અમ સૌ ઈમાનીઓને એ અઝાબથી બચાવજો, આમીન !

(۱۳۳) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ الْحَارِثِ بْنِ جَزْءٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: إِنَّ فِى النَّارِ حَيَّاتٍ كَاَمْثَالِ الْبُخْتِ تَلْسَعُ إِحْدَاهُنَّ اللَّسْعَةَ فَيَجِدُ حَمْوَتَهَا اَرْبَعِيْنَ خَرِيْفًا وَاِنَّ فِى النَّارِ عَقَارِبُ كَاَمْثَالِ الْبِغَالِ الْمُؤْكَفَةِ تَلْسَعُ إِحْدَاهُنَّ اللَّسْعَةَ فَيَجِدُ حَمْوَتَهَا اَرْبَعِيْنَ خَرِيْفًا. (رواه احمد)

(૧૩૩) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન હારિષ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે, જહન્નમમાં સાપ છે, જે પોતાની મોટાઈમાં બુખ્તી ઊંટોની બરોબર છે (જે શરીરમાં સામાન્ય ઊંટોથી પણ મોટા હોય છે) અને તેઓ એટલા ઝેરીલા હોય છે કે તેમાંનો કોઈ સાપ જે દોઝખીને એક વાર કરડશે તો ચાળીસ વર્ષની મુદ્દત સુધી તે તેના ઝેરની અસર પામશે (અને તડપશે) અને એ જ રીતે દોઝખમાં વીંછી છે, જે (પોતાની મોટાઈમાં) અંબાડી બાંધેલા ખચ્ચરો જેવા છે. (તેઓ પણ એવા જ ઝેરીલા છે કે) તેમનામાંથી કોઈ દોઝખીને એકવાર ડંખ મારશે તો ચાળીસ વર્ષ સુધી તે તેના ઝેરની તકલીફ પામશે.' *(મુસ્નદે અહમદ)*

(۱۳۴) عَنْ اَبِىْ سَعِيْدٍ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: لَوْ اَنَّ دَلْوًا مِنْ غَسَّاقٍ يُهْرَاقُ فِى الدُّنْيَا لَاَنْتَنَ اَهْلَ الدُّنْيَا. (رواه الترمذي)

(૧૩૪) તરજુમો : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : ગસ્સાક (અર્થાત્ તે સડેલું પરૂ જે જહન્નમીઓના ઝખ્મોમાંથી નીકળશે અને જેના વિશે કુર્આને મજીદમાં બતાવવામાં આવ્યું છે કે તે જ કડકડતી ભૂખમાં તેમનો ખોરાક હશે, તે એટલું દુર્ગંધવાળું હશે કે) જો તેની

એક ડોલ આ દુનિયામાં વહાવી દેવામાં આવે તો આખું જગત (તેની દુર્ગંધથી) બદબૂદાર થઈ જાય !' *(તિરમિઝી શરીફ)*

(١٣٥) عَنِ ابْنِ عَبَّاسٍ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : قَرَءَ هٰذِهِ الْاٰيَةَ "اِتَّقُوا اللهَ حَقَّ تُقَاتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُسْلِمُوْنَ ○ " قَالَ : رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَوْ اَنَّ قَطْرَةً مِنَ الزَّقُّوْمِ قَطَرَتْ فِيْ دَارِ الدُّنْيَا لَاَفْسَدَتْ عَلٰى اَهْلِ الْاَرْضِ مَعَايِشَهُمْ فَكَيْفَ بِمَنْ يَكُوْنُ طَعَامُهٗ. (رواه الترمذي)

(૧૩૫) તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ આયત પઢી : **'ઈત્તકુલ્લા–હ હક્ક તુકાતિહી વલા તમૂતુન્ન ઈલ્લા વ અન્તુમ્ મુસ્લિમૂન'** (અલ્લાહ તઆલાથી ડરો જેવો કે તેનાથી ડરવાનો હક છે અને નિશ્ચય કરી લો કે કદાપિ ન મરશો, પરંતુ એ હાલમાં કે તમે મુસ્લિમ (અલ્લાહ તઆલાના તાબેદાર બંદા) હશો) (અને અલ્લાહ તઆલાથી અને તેમના અઝાબથી ડરવાના સિલસિલામાં) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે, ઝક્કૂમ (જેના વિશે કુર્આને મજીદમાં છે કે તે જહન્નમમાં પેદા થનાર એક ઝાડ છે અને તે દોઝખીઓનો ખોરાક બનશે) જો તેનું એક ટીપું દુનિયામાં ટપકી જાય તો પૃથ્વી પર વસનારાઓના સઘળા લોકોની જિંદગીને ખરાબ કરી નાખે, તો શી વીતશે તે માણસ પર જેનું ખાણું તે જ ઝક્કૂમ હશે ? !' *(તિરમિઝી શરીફ)*

(١٣٦) عَنْ أَنَسٍ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: يَاۤاَيُّهَا النَّاسُ ابْكُوْا فَاِنْ لَمْ تَسْتَطِيْعُوْا فَتَبَاكَوْا فَاِنَّ اَهْلَ النَّارِ يَبْكُوْنَ فِي النَّارِ حَتّٰى تَسِيْلَ دُمُوْعُهُمْ فِيْ وُجُوْهِهِمْ كَاَنَّهَا جَدَاوِلُ حَتّٰى تَنْقَطِعَ الدُّمُوْعُ فَتَسِيْلُ الدِّمَاءُ فَتَقْرَحُ الْعُيُوْنُ فَلَوْ اَنَّ سُفُنًا اُزْجِيَتْ فِيْهَا لَجَرَتْ. (رواه البغوى فى شرح السنه)

(૧૩૬) તરજુમો : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત

છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના એક ખિતાબ–સંબોધનમાં) ફરમાવ્યું કે : 'હે લોકો ! (અલ્લાહ તઆલા અને તેના અઝાબના ડરથી) ખૂબ રડો અને જો તમે એ ન કરી શકો એટલે જો હકીકી રડવાની કેફિયત તમારા પર તારી ન થાય (કારણ કે તે એવી ઈખ્તિયારી ચીજ નથી કે માનવી જ્યારે ચાહે તેને પોતાનામાં પેદા કરી શકે), તો પછી (અલ્લાહ તઆલાના કહેર અને તેના અઝાબનો ખ્યાલ કરીને) તકલ્લુફથી રડો તથા રડવાની સૂરત બનાવો ! કારણ કે દોઝખી દોઝખમાં એટલા રડશે, એટલા રડશે અને તેમના ચહેરાઓ પર તેમના આંસુ એવા વહેશે કે તે જાણે (વહેતી) નાળીઓ–ગટરો છે, ત્યાં સુધી કે આંસુ ખતમ થઈ જશે અને પછી (આંસુઓની જગ્યાએ) ખૂન વહેશે અને પછી (તે લોહી વહેવાથી (આંખોમાં ઘા થઈ જશે (અને પછી તે ઝખ્મોથી ઓર વધારે ખૂન વહેશે અને તે દોઝખીઓના તે આંસુઓ તથા લોહીનું એકત્ર પ્રમાણ એટલું હશે કે) જો તેમાં હોડીઓ–નાવડીઓ ચલાવવામાં આવે તો ખૂબ ચાલે !'

**ખુલાસો** : ત્યાંના આવા દુઃખ અને અઝાબથી આંસુઓ અને લોહીની નદી વહાવનારા આ રડવાથી બચવા માટે માણસોને જોઈએ કે તેઓ અહીં અલ્લાહ તઆલાનો ડર પોતાની અંદર પેદા કરી લે અને રડે. બીજી એક હદીષમાં છે કે (અર્થ) : 'જે અહીં અલ્લાહ તઆલાના ડરથી રડશે, તે કદાપિ દોઝખમાં ન જશે.' સારાંશ કે અલ્લાહ જલ્લ શાનુહૂના ખૌફથી રડવું અને જો રડવું ન આવે તો રડતી સૂરત જ બનાવવી, અલ્લાહ–રહીમની દયાને પોતાની તરફ ખેંચવાનું ખાસ સાધન છે અને દોઝખના અઝાબથી બચાવનાર વિશેષ આ'માલ–કાર્યોમાંથી છે !

(١٣٧) عَنِ النُّعْمَانِ بْنِ بَشِيْرٍ قَالَ: سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: يَقُوْلُ اَنْذَرْتُكُمُ النَّارَ اَنْذَرْتُكُمُ النَّارَ فَمَازَالَ يَقُوْلُهَا حَتّٰى لَوْ قَامَ فِيْ مَقَامِيْ هٰذَا سَمِعَهُ اَهْلُ السُّوْقِ وَحَتّٰى سَقَطَتْ خَمِيْصَةٌ كَانَتْ عَلَيْهِ عِنْدَ رِجْلَيْهِ.

(رواه الدارمي)

(૧૩૭) તરજુમો : હઝરત નુઅ્માન બિન બશીર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (પોતાના એક ખિતાબ–સંબોધનમાં) ફરમાવતા હતા : મેં તમને દોઝખની આગથી આગાહ–ખબરદાર કરી દીધા છે. મેં તમને દોઝખની આગથી ખબરદાર કરી દીધા છે. મેં તમને દોઝખના અઝાબથી ખબરદાર કરી દીધા છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ જ કલિમહ વારંવાર ફરમાવતા હતા. (આગળ હદીષના રાવી કહે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ વાત એટલા ઊંચા અવાજથી ફરમાવી રહ્યા હતા કે) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે જગાએ હોત, જ્યાં અત્યારે હું છું (અને અહીંથી ફરમાવત) તો બજારવાળા પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એ ઈરશાદને સાંભળી લેત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ત્યારે ખુદને ભૂલવાની (ખુદ ફરામોશીની) એક ખાસ કેફિયત છવાયેલી હતી), ત્યાં સુધી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કામળી (કમલી) જેને ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઓઢેલી હતી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના (મુબારક) કદમોમાં આવી પડી.' *(દારિમી શરીફ)*

**ખુલાસો** : હઝરત નુઅ્માન (રદિયલ્લાહુ અન્હૂ)એ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હૂ)ના મા'મૂલ મુજબ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિતાબની કેફિયત પણ વર્ણવી કે આ સંબોધન વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ ખાસ હાલત હતી અને અન્યોને દોઝખથી ડરાવતા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે આટલા પ્રભાવિત થતા હતા.

## જન્નત અને દોઝખ વિશે અગત્યની ચેતવણી ! :

(١٣٨) عَنْ اَبِیْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ :

حُفَّتِ النَّارُ بِالشَّهَوَاتِ وَحُفَّتِ الْجَنَّةُ بِالْمَكَارِهِ. (رواه البخاری ومسلم)

(૧૩૮) તરજુમો : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'દોઝખને શહ્‌વતો (મનેચ્છાઓ) અને લઝ્ઝતોથી ઘેરી દેવામાં આવી છે અને જન્નત સખ્તીઓ તથા તકલીફોથી ઘેરાયેલી છે.'

*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

**ખુલાસો** : મતલબ એ છે કે ગુનાહ એટલે તે અમલ જે માનવીને દોઝખમાં પહોંચાડનારા છે, તેમાં સામાન્યતઃ નફ્સ–મનની લઝ્ઝત તથા મનેચ્છાનો મોટો સરસામાન છે અને નેકીઓ એટલે તે અમલ જે માનવીને જન્નતના હકદાર બનાવનાર છે, તે સામાન્યતઃ માનવ–મન કે નફ્સના માટે ભારેખમ અને દુશ્વાર છે. તો જે માનવી મનેચ્છાઓથી દબાઈને ગુનાહોનું આચરણ કરશે તેનું રહેઠાણ દોઝખ હશે અને અલ્લાહ તઆલાનો જે બંદો અલ્લાહ તઆલાની તાબેદારીની તકલીફો વેઠશે અને ખ્વાહિશોવાળા મજેદાર જીવનના બદલે ખુદાઈ આદેશોની તાબેદારીવાળી મુજાહદા–તપસ્યાની જિંદગી ગુજારશે તે જન્નતમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લેશે !

(١٣٩) عَنْ اَبِىْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: لَمَّا خَلَقَ اللّٰهُ الْجَنَّةَ قَالَ لِجِبْرَئِيْلَ اِذْهَبْ فَانْظُرْ اِلَيْهَا فَذَهَبَ فَنَظَرَ اِلَيْهَا وَاِلٰى مَا اَعَدَّ اللّٰهُ لِاَهْلِهَا فِيْهَا ثُمَّ جَاءَ فَقَالَ. اَىْ رَبِّ وَعِزَّتِكَ لَا يَسْمَعُ بِهَا اَحَدٌ اِلَّا دَخَلَهَا ثُمَّ حَفَّهَا بِالْمَكَارِهِ ثُمَّ قَالَ لِجِبْرَئِيْلَ اِذْهَبْ فَانْظُرْ اِلَيْهَا ثُمَّ جَاءَ فَقَالَ. اَىْ رَبِّ وَعِزَّتِكَ لَقَدْ خَشِيْتُ اَنْ لَا يَدْخُلَهَا اَحَدٌ قَالَ فَلَمَّا خَلَقَ اللّٰهُ النَّارَ قَالَ يَاجِبْرَئِيْلُ اِذْهَبْ فَانْظُرْ اِلَيْهَا فَذَهَبَ فَنَظَرَ اِلَيْهَا ثُمَّ جَاءَ فَقَالَ. اَىْ رَبِّ وَعِزَّتِكَ لَا يَسْمَعُ بِهَا اَحَدٌ فَيَدْخُلُهَا فَحَفَّهَا بِالشَّهَوَاتِ ثُمَّ قَالَ يَا جِبْرَئِيْلُ اِذْهَبْ فَانْظُرْ اِلَيْهَا قَالَ فَذَهَبَ فَنَظَرَ اِلَيْهَا فَقَالَ: اَىْ رَبِّ وَعِزَّتِكَ لَقَدْ خَشِيْتُ اَنْ لَا يَبْقٰى اَحَدٌ اِلَّا دَخَلَهَا.

(رواه الترمذي وابوداود)

(૧૩૯) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે : જ્યારે અલ્લાહ તઆલાએ જન્નતને બનાવી તો પોતાના માનીતા ફરિશ્તા (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે તમે જાવ અને તેને જુઓ (કે અમે તેને કેવી બનાવી છે અને તેમાં કેવી કેવી નેઅ્મતો પેદા કરી છે ?), તો તેઓ ગયા અને તેમણે જન્નતને તથા આરામ અને લઝ્ઝતના તે સામાનોને જોયા, જે અલ્લાહ તઆલાએ જન્નતીઓના માટે તૈયાર કર્યા છે. પછી અલ્લાહ તઆલાની સામે હાજર થયા અને અરજ કરી કે, ખુદાવંદ ! આપની પ્રતિષ્ઠા તથા મહત્તાના સોગંદ ! (આપે તો જન્નતને એવી ખુબસૂરત બનાવી છે અને તેમાં રાહત તથા લઝ્ઝતના એવા એવા સામાન પેદા કર્યા છે કે મારો ખ્યાલ છે કે) જે કોઈ પણ તેનો હાલ સાંભળી લેશે તે તેમાં અવશ્ય પહોંચશે (અર્થાત્ તેના હાલ સાંભળીને તે દિલોજાનથી તેનો ચાહક બની જશે અને પછી તેમાં પહોંચવાના માટે જે સારા અમલો કરવા જોઈએ, તે પૂરી તૈયારીની સાથે તે જ કાર્યો કરશે અને જે બુરાં કામોથી બચવું જોઈએ, તેનાથી સંપૂર્ણ બચશે અને એ રીતે તેમાં પહોંચી જ જશે.)

પછી અલ્લાહ તઆલાએ એ જન્નતને સખ્તીઓ તથા મશક્કતો–તકલીફોથી ઘેરી દીધી (એટલે જન્નતની આજુબાજુ શરઈ અહકામ કે આદેશોની પાબંદીની વાડ લગાડી દીધી, જે તબિયત તથા નફ્સ કે મનને માટે ખૂબ અઘરી તથા મુશ્કેલ છે.) ત્યાર બાદ (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે, હવે ફરીથી જાવ અને તે જન્નતને (અને તેની આજુબાજુ લાગેલી નવી વાડને) જુઓ !

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, 'તેઓ ફરીથી ગયા અને જઈને ફરી જન્નતને જોઈ અને પછી આવીને ફરમાવ્યું કે : હે ખુદાવન્દ ! આપની ઈઝ્ઝત તથા મહાનતાની કસમ ! હવે તો મને એ ડર છે કે તેમાં કોઈ પણ ન જઈ શકશે. (મતલબ કે જન્નતના પ્રવેશના માટે શરઈ હુકમોની પાબંદીની જે શર્ત આપના તરફથી લગાડાઈ

છે, તે નફ્સ–મન અને મનેચ્છાઓ ધરાવનાર માનવીના માટે એટલી અઘરી તથા દુશ્વાર છે કે તેને કોઈ પણ પૂરી નહીં કરી શકે, તેથી મને ભય છે કે હવે જન્નતને કદાચ કોઈ જ પ્રાપ્ત નહીં કરી શકે !)

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, પછી જ્યારે અલ્લાહ તઆલાએ દોઝખને બનાવી, તો ફરી (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે : 'જાવ અને અમારી બનાવેલ દોઝખને (અને તેમાં વિવિધ પ્રકારના અઝાબના જે સામાન પેદા કર્યા છે તેને) જુઓ !' તો તેઓ ગયા અને જઈને તેને જોઈ અને આવીને અરજ કરી : 'હે ખુદાવન્દ ! આપની પ્રતિષ્ઠાના સોગંદ ! (આપે દોઝખને તો એવી બનાવી છે કે મારો ખ્યાલ છે કે) જે કોઈ પણ તેનો હાલ સાંભળી લેશે, તે ક્યારેય તેમાં ન જશે (એટલે એવાં કાર્યોની નજીક ન જશે, જે માનવીને દોઝખમાં પહોંચાડનારા છે.)'

તે પછી અલ્લાહ તઆલાએ દોઝખને મનેચ્છાઓ તથા નફ્સાની લઝ્ઝતોથી ઘેરી દીધી (જહન્નમની આજુબાજુ નફ્સ–મનને આકર્ષતા કાર્યોની વાડ કરી દીધી અને આમ જહન્નમની તરફ જવા માટે એક વિશેષ આકર્ષણ રચાઈ ગયું.) તે પછી અલ્લાહ તઆલાએ (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું : હવે ફરી તે દોઝખને જઈને જુઓ ! હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે : (હઝરત) જિબ્રઈલ (અલયહિસ્સલામ) ફરીથી ગયા અને જઈને તેને (અને તેની આજુબાજુ શહ્‌વતો તથા લઝ્ઝતોની જે વાડ લગાવાઈ હતી, તેને) જોઈ અને અરજ કરી : હે ખુદાવન્દ ! આપની પ્રતિષ્ઠા તથા જલાલની કસમ ! હવે તો મને એ ડર છે કે સઘળા માનવી તેમાં જ ન પહોંચી જાય. (મતલબ આ કે જે શહ્‌વતો અને લઝ્ઝતોથી આપે જહન્નમને ઘેરી છે, તેમાં નફ્સ–મન ધરાવનાર માનવીઓ માટે એટલું જબરદસ્ત આકર્ષણ છે કે તેમનાથી બચવું અત્યંત મુશ્કેલ છે અને તેથી ખતરો–ભય છે કે બિચારી

સઘળી માનવજાત તેનાથી પ્રભાવિત થઈને દોઝખમાં જ ન પહોંચી જાય !'

*(તિરમિઝી, અબૂ દાવૂદ, નસાઈ)*

**ખુલાસો :** હદીષનો મૂળ ઉદ્દેશ અને તેમાં આપણાં માટે ખાસ બોધ એ છે કે મનેચ્છાઓ જે દેખાવમાં ખૂબ મજેદાર તથા દિલપસંદ છે, આપણે સમજીએ કે તેનો અંજામ દોઝખનો કરુણ–સખ્ત અઝાબ છે, જેની એક ઘડી, આખી જિંદગીના ઐશ કે મજાઓને ભુલાવી દેશે, જ્યારે ખુદાઈ આદેશોની પાબંદીવાળું જીવન–જેમાં આપણાં નફ્સોને બોજ તથા સખ્તી લાગે છે, તેનું પરિણામ જન્નત છે, જેમાં હંમેશાહંમેશના માટે એશો–આરામના તે સામાન છે, જેમની દુનિયાના કોઈ માનવીને હવા પણ નથી લાગી.

(١٤٠) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ: مَارَأَيْتُ مِثْلَ النَّارِ نَامَ هَارِبُهَا وَلَا مِثْلَ الْجَنَّةِ نَامَ طَالِبُهَا.

(رواه الترمذي)

(૧૪૦) તરજુમો : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : મેં દોઝખની જેમ કોઈ બિહામણી બલા નથી જોઈ કે તેનાથી ભાગનારો સૂતો હોય અને મેં જન્નત જેવી કોઈ પસંદીદહ અને પ્યારી ચીજ નથી જોઈ કે તેનો ચાહનાર સૂતો હોય !' *(તિરમિઝી શરીફ)*

**ખુલાસો :** માનવીની ફિતરત–પ્રકૃતિ છે કે જ્યારે તે કોઈ બલાથી દાખલા તરીકે પોતાની તરફ આવનાર કોઈ હિંસક પશુથી અથવા પોતાની પાછળ પડેલ કોઈ સખત ઝાલિમ તથા શક્તિશાળી શત્રુથી જીવ બચાવવા માટે ભાગે છે, તો બસ ભાગતો ચાલ્યો જાય છે અને જ્યાં સુધી કે ઈત્મીનાન ન થઈ જાય, ન સૂએ છે, ન આરામ કરે છે. એ જ રીતે જ્યારે કોઈ અતિ પ્રિય અને ભાવતી ચીજની પ્રાપ્તિ માટે ભાગદોડ કરે છે તો રસ્તામાં ન સૂએ

છે, ન શાંતિથી બેસે છે; પરંતુ દોઝખ અને જન્નતના વિશે માનવીઓની અજબ હાલત છે. દોઝખથી વધીને કોઈ બિહામણી બલા નથી; પરંતુ જેમને તેનાથી બચવા માટે દોડભાગ કરવી જોઈએ તેઓ લાપરવાહીની ઊંઘમાં પોઢે છે અને જન્નત જેની પ્રાપ્તિ માટે દિલોજાનથી કોશિશ અને મહેનત કરવી જોઈએ, તેના ચાહનારા પણ નિંદ્રાધીન છે !

**શે'ર :**

**'પરદે ગફલતકે પળ ગએ હૈં,**
**બલાકી નીંદેં ઉમંદ રહી હૈં;**
**કુછ ઐસે સોએ હૈં સોનેવાલે,**
**કે હશ્ર તક જાગના કસમ હૈ !'**

✷ ✷ ✷

*અલ્લાહ તબારક વ તઆલાના ફઝલ અને કરમ–કૃપાથી 'મઆરિફુલ્ હદીષ'નો પ્રથમ ભાગ સમાપ્ત થયો.*

**તમ્મત્ બિલ્ ખય્ર**

**ફલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બિ–ઈઝ્ઝતિહી વ જલાલિહી તતિમ્મુસ્સાલિહાત !**

*અલ્લાહ રબ્બુલ્ આલમીન બાકીના ભાગોને પણ પૂર્ણ કરવાની તૌફીક આપે તથા છપાઈની વ્યવસ્થા ફરમાવે, આમીન !*

**બંદ–એ–નાચીઝ :**

**(હઝરત મવલાના) મુહમ્મદ મન્ઝૂર નો'માની (સા.)**

અફલ્લાહુ અન્હૂ

**ભાવાનુવાદ :**

**અઝ્ કમ્તરીન (મવ.) યાકૂબ ઈખરવી (સા.)**

ગુફિ–ર લહૂ વ લિ–વાલિદય્હી

★ ★ ★